મ હા ર પ ડે લાં પ્ર કા શ નો

## વર્ષ ૨ જું

| | | |
|---|---|---|
| * આશા | (મકનજી પરમાર) | ૧—૪—૦ |
| * પ્રીતમની પ્યાસ | (દિવ્યાનંદ કૃત) | ૧—૪—૦ |
| * આનંદ બત્રીસી | (જદુરાય ખંધડિયા) | ૧—૮—૦ |
| * રાસ રંજના | (જગુભાઇ, વાડીલાલ શાહ) | ૧—૪—૦ |
| * આજકાલ | (પુરૂષોતમ પારેખ) | ૧—૪—૦ |
| * એકાકી | (નર્મદાશંકર શુકલ) | ૧—૦—૦ |

## વર્ષ ૩ જું

| | | |
|---|---|---|
| * વલ્કલ | (જશવંત ઠાકર) | ૧—૦—૦ |
| * દત્તા | (શરદ્દ બાબુ) | ૨—૦—૦ |
| * દિગંત | (મોહિની ચંદ્ર) | ૧—૮—૦ |
| * અનુરાધા | (શરદ્દ બાબુ) | ૨—૦—૦ |
| * યોગી કોણ? | (દિવ્યાનંદ કૃત) | ૧—૪—૦ |

## વર્ષ ૪ થું

| | | |
|---|---|---|
| * ઉમા | (પ્રલહાદજી) | ૧—૮—૦ |
| * શોભા | (ઇંદ્ર વસાવડા) | ૨—૧૨—૦ |
| * નિર્મળા | (પ્રેમચંદજી) | ૧—૪—૦ |
| * જીવન નિર્માણ | (ચિરંતન) | ૨—૦—૦ |

## વર્ષ ૫ મું

| | | |
|---|---|---|
| * સ્વાધ્યાય | (ડૉ. હરિપ્રસાદ) | ૧—૪—૦ |
| * કલ્યાણને માર્ગે | (રમણિકલાલ દલાલ) | ૧—૮—૦ |
| *સુભગા | (સીતારામ શર્મા) | ૨—૮—૦ |
| ગંગાના નીર | (ઇંદ્ર વસાવડા) | ૨—૮—૦ |

## વર્ષ ૬ ઠું

| | | |
|---|---|---|
| બહેન | (શ્રી. નિરુપમાદેવી) | ૩—૮—૦ |
| ઇશ્વરનું ખૂન | (દિવ્યાનંદ કૃત) | ૨—૪—૦ |
| ગ્રામીઝમ | (શ્રી. રામરાય) | ૩—૦—૦ |

વર્ષ ૬ ઠ્ઠું
નવચેતન પ્રકાશન ૩૬
ગૃહલક્ષ્મી ગ્રંથમાળા પુ. ૩૦
પુસ્તક ૩ જું

# ગ્રામીઝમ

લેખક
શ્રી રામરાય મોહનરાય દોલતરાય
બી. એ; એલએલ. બી.

ઉપોદ્‌ઘાત
ડૉ. આણંદશંકર બાપુજી ધ્રુવ
ડી. એલ આઈ ટી ટી; એમ.એ; એલએલ.બી.
લેડી વિદ્યાગવરી રમણભાઈ નિલકંઠ
બી. એ., એમ. બી. ઈ.

અનુવાદક
શ્રી મંજુલાલ સાકરલાલ દેસાઇ
બી. એ;

નવચેતન સાહિત્ય મંદિર
૨૪૫૬ : ભદ્ર : અમદાવાદ

પ્રકાશક
પુરુષોત્તમ પૂ. પારેખ
નટવરલાલ લ. વોરા
નવચેતન સાહિત્ય મંદિર • ૨૪૫૬ : ભદ્ર : અમદાવાદ.

ખાસ આવૃત્તિ : ૧૧૦૦
બીજી આવૃત્તિ : ૨૨૦૦







કિંમત : કાચું પૂંઠું : ૨-૧૨-૦
પાકું પૂંઠું : ૩—૦—૦

મુદ્રક
કેશવલાલ સાંકળચંદ શાહ
વીર વિજય પ્રિન્ટીંગ પ્રેસ
સલાપોસ, ક્રોસરોડ : અમદાવાદ.

# નિવેદન

**નવચેતન** સાહિત્ય મંદિરે ૭ વર્ષ દરમિયાન ગૂજરાત સમક્ષ કેટલાય સમૃદ્ધ ગ્રંથો રજૂ કરી માનવતાના મૂલ્યોની ઓળખ આપવાનો પ્રયાસ કર્યો છે. એ પ્રયાસના પરિશ્રમની સંવેદના અમારા હૃદય અને મનને વેગવંતુ કરી નિરંતર ઉત્સાહ પ્રેરે છે.

આજે ગૂજરાત સમક્ષ એક એવું સર્જન અમો રજૂ કરીએ છીએ કે, જે સર્જન ભારતના હૃદયમાં અંકાઈ રહેવા સર્જાયું છે. ભારતનાં સાત લાખ ગામડાંના પાંત્રીસ કરોડ માનવોના હૃદયે છૂપી છૂપી ઝળકતી અને રમતી–સાચી ક્રાંતિના માર્ગદર્શનથી ઉભરાતું, ભાવી ભારતનો સિદ્ધાર્થ આદેશ અને અદ્‌ભુત અનુપમ દૃષ્ટા રૂપ આ મહા–ગ્રંથ, ગૂજરાતના અને હિંદના કરોડો માનવોમાં ઉછળતી નૂતન માનવતા શૌર્ય અને સંસ્કૃતિ સર્જી, જગતમાં હિંદનું ગૌરવવંતુ નામ ઉજ્જ્વળ કરશે એ નિર્વિવાદ છે.

ગૂજરાતના અહોભાગ્ય છે કે, જગતમાં જેનો જોટો નથી એવો તપસ્વી કર્મવીર આ પુણ્યભૂમિમાંથી જ સર્જાયો છે. અને જેણે અહિંસા અને સત્યને શ્રેષ્ઠ માનવ સંસ્કૃતિના પ્રાણું ગણી, જીવનના સર્વ મૂલ્યોનું અલૌકિક પરિવર્તન કરવા જીવનને ધન્ય બનાવ્યું છે.

—અને આજે એજ ગૂજરાતની પવિત્ર ભૂમિમાંથી નૂતન ક્રાંતિના સત્ય દર્શન આપણને થાય છે.

એ સર્જન ગ્રામીઝમ [ ગ્રામવેદ–ગ્રામવાદ ] છે. કે જેના સર્જન પાછળ ત્રીસ વર્ષનો અમાપ પરિશ્રમ છે; અને ઊર્મિઓ, ભાવનાઓ, અનુભવો અને વિચારણાના તુમુલ મંથન પછીનો ઉદ્‌ભવેલો આત્મનાદ છે.

એ એક ગૂર્જરીના ઋષિએ વિદ્યાર્થી જીવનમાં આપેલા આદેશનું રટન અને સંશોધન છે. જેની પાછળ, સતત કષ્ટ,

યાતના, નિંદા અને સ્તુતિની નિવેંદના છે. તથા માતા, પત્ની, ગભરૂ બાળકો અને આશ્રિત જનોનું વિસ્મરણ છે. તેમજ દેહને કષ્ટાવી–તપાવી આત્માને જળ જેવો નિર્મળ રાખી ભારતના નવ સર્જન સારૂં શ્રેષ્ઠ સંશોધન છે. તપ-ધન છે.

ત્રીસ ત્રીસ વર્ષના આ મંથન જીવનમાં જેણે જેનું જીવન ઓળખ્યું છે, જેની ભાવનાઓ પિછાણી છે, જેણે સુખદુઃખમાં સમતા રાખવા હિંમત આપી છે, એવી એક પુણ્ય-દેવી અને એક ગુરુવર્ય ઋષિના ચરણોમાં એ આદેશનું સંશોધન ધરાય છે; અને એ આમીઝમ [ આમવેદ-આમવાદ ] ને એ મહા-આત્મા આચાર્યશ્રી અને મમત્વવાળાં માતાજી આશીર્વાદ આપે છે.

એમની જ ઓળખ સાથેનો આ ગ્રંથ-જેભારતનું અણમોલ રાષ્ટ્ર-શાસ્ત્ર-સિદ્ધ થશેજ, તેનું અમે ગૂજરાત સમક્ષ નમ્રભાવે નૈવેદ ધરીએ છીએ; એ અર્પણ કરતાં અમારૂં હૈયું પ્રફુલ્લ થાય છે. અને અમને શ્રદ્ધા છે કે ગૂજરાતનો પ્રત્યેક યુવાન, પ્રત્યેક યુવતી, પ્રત્યેક વડિલ, માતા અને ભ્રાતા ઘેર ઘેર વાંચી, વંચાવી વિચારી જીવનમાં ઉતારી ઘૂંટીને ઘટાવી ભાવિ હિંદનું અદ્‌ભુત સર્જન સફળ કરવા મન-વચન અને કાયાથી નિર્ણય કરશે અને તેમ થતાં આવતીકાલ આપણી ભારતના દિગ્વિજયની છે એ કોણ ના કહી શકે તેમ છે.

મૂળ અંગ્રેજીમાં ન્યુ બુક કું૦ [ મુંબઈ ] એ પ્રસિદ્ધ કરેલા આ ગ્રંથ-આમીઝમના લેખકે અમને ગૂજરાતીકરણ કરવા પરવાનગી આપી છે તેના માટે અમે તેમના ઉપકારી છીએ. તેમજ ગૂજરાતીમાં ઉતારવા-અનુવાદ કરવા પાછળ **શ્રી. મંજુલાલ દેસાઈએ** પોતાનો આત્મા રેડી વિદ્વતાપૂર્ણ સફળ પ્રયાસ કર્યો છે; તે બદલ તેમના પણ અમે ખરેખર આભારી છીએ.

અમારૂં આવતા વર્ષનું પહેલું પુસ્તક અઢીસો પાના જેટલી એક વિખ્યાત લેખકની સુંદર નવલકથા બહાર પડશે.

લિ. સેવકો

**નવચેતન સાહિત્ય મંદિર** | **પુરુષોત્તમ પારેખ**
૨૪૫૬, ભદ્ર; **અમદાવાદ.** | **નટવરલાલ વોરા**

: સંચાલકો :

## આમુખ

જે પુસ્તકને આચાર્ય **શ્રી. આણંદશંકર ધ્રુવ** જેવાનાં આશીર્વાદ છે, **લેડી વિદ્યાગવરી રમણભાઈ નિલકંઠનું** અનુમોદન છે, તેનાં વખાણ કરવાં એ પિષ્ટપેષણ જેવું છે.

અને જેની ઓળખ ગૂજરાતના જાહેર જીવનના અગ્રગણ્ય અને સર્વે પક્ષોને સંમાન્ય એવી એ એ વિભૂતિએ પ્રસ્તાવનામાં આપી હોય તે શ્રી. રામરાયની ઓળખ આપવા હું મથું એ પણ ધૃષ્ટતા લેખાય.

છતાં મારા એમની સાથેના અગીઆર વર્ષના સાથ અને સહકાર્ય અંગે એટલું જણાવવું જોઇએ, કે ગ્રામજનતા માટેની તેમની લાગણી, ગ્રામ પ્રશ્નોનો તેમનો અભ્યાસ, ગ્રામોદ્ધાર માટેની તેમની તમન્ના, તો તેમના સહવાસમાં—નિકટ સહવાસમાં—આવે

તે જ આંકી શકે. આ પુસ્તકમાં આલેખેલું સિદ્ધાંત દર્શન, રજૂ કરેલી સમસ્યાઓ અને દાખવેલા ઉકેલો પણ, એમના વ્યક્તિત્વનો પૂરો ખ્યાલ આપી શકે એમ નથી. અટપટા લાગતા કાર્યપથ અને કાર્યપદ્ધતિમાં 'ગ્રામ નવરચના'જ તેમનો 'ધ્રુવતારક' રહ્યો છે, અને એજ નિકષ પાષાણ પર તેમના કાર્યની કસોટી ઇતિહાસ કરશે. વધારે કહેવું કે વર્ણવવું એ એક મિત્ર તરીકે-એક સાથી તરીકે—શોભાસ્પદ નથી.

પણ અમદાવાદ અને તેના ગ્રામ વિસ્તાર તથા માણસાની ગ્રામજનતાના ઘડતરમાંનો તેમનો ફાળો જનતાને સુવિદિત છે જ.

હવે લઈએ પુસ્તકની વાત. મદાંધ મહત્ત્વાકાંક્ષીઓએ માનવકુળનો મહામેધ માંડયો છે. પૃથ્વીના પેટાળમાંથી, ઉદધિના ઊંડાણમાંથી, અંતરિક્ષને ઓવારેથી, સર્વભક્ષી મહાકાળની અસ્ત્રવર્ષા થાય છે. શૌર્ય, સૌજન્ય, સંસ્કાર, નિરુપદ્રવી નિર્દોષતા કે ઉપકારક ઉપયોગિતા, એમાં એકકે ગુણ સંરક્ષણ આપી શકતો નથી. સહસ્રો વર્ષના સંસ્કારોનાં અંચળા ઉતારીને જંગાલિયતનાં જૂના સાજ જાણે માનવજાતે સજયા છે. આમ અણુકલ્પી આફતના અંધારા આદમ જાતને આવરે છે.

પણ પૂર્વની પગથારેથી, જગન્માતા હિંદની લાડીલી પુત્રી ગુર્જરીના મંડપેથી, મુક્તિનો મહા સંદેશ અરપાયો છે. સર્વે પયગંબરોના પયગામોના નિષ્કર્ષ જેવો મહામંત્ર સ્ફૂર્યો છે. રાજનગરના ચોકમાંથી સંત પ્રવરની બાંગ પુકારી છે—'અહિંસા, સત્ય, સમત્ત્વ, ગર્વઘેલી, ભાનભૂલી, હૈયાહીણી માનવજાતના કાન હજી બહેરા છે, બુદ્ધિ હજી પાંગળી છે. સત્કારાતાં છતાંયે એ મંત્ર હજી સ્વીકારાતો નથી. સંભળાતાં છતાં સમજાતો નથી.

પણ મહાત્માજીએ ઉદ્બોધ્યું છે જ કે એ અહિંસા શૂરોની જોઈએ. નિર્બળની અહિંસા દયાપાત્ર છે. કાયરની અહિંસા

ઘૃણાપાત્ર છે. શૂરવીરની અહિંસા માટે તો શ્રીકૃષ્ણનું ઉદાહરણ છે. મહાકવિશ્રીએ સાચુંજ કહ્યુ છે કે,

શસ્ત્રથિય નિઃશસ્ત્રના યશ ગાયે તુજ ઈતિહાસ,
કુરુક્ષેત્રમાં કરે યદુપતિ અર્જુનનાં પણ હાસ.
જગતનો ધર્મયોધમણી પાર્થ,
પાર્થથિય પરમવીર સિદ્ધાર્થ.

[શ્રી નાનાલાલ]

અને શૂરવીરની અહિંસા એ શિસ્તમય, સુસજ્જ શૂરની અહિંસા હોય તો જ ખરી અહિંસા. અને **ગ્રામવેદ** એ જાતની અહિંસા, તેની સાધના, સિદ્ધિ અને સુવિસ્તારની આલોચના કરે છે.

—અને વધારામાં, ગ્રામવેદ હિંદુ અને ઇસ્લામી સંસ્કૃતિનાં સમન્વયનો—**वसुधैव कुटुंबकम्** અને 'સંયુક્ત્વ'—સહભોગ ભાવનાનો—આદેશ આપે છે; ધૂળ ઢાંકેલા અને અવગણાતા એ પુરાતન સત્યોનું એ નવદર્શન કરે છે; અને ભારતની ભવિતવ્યતાની સિદ્ધિનો માર્ગ ચીંધે છે.

વિચાર સાહિત્ય પર અનુરાગો ધરાવતી જનતા સમક્ષ આ પુસ્તક રજૂ કરવામાં નવચેતન સાહિત્ય મંદિરે સાહસ આદર્યું છે, એમ મને તો લાગે છે; પણ ગુજરાતની જ સંસ્કૃતિના નિચોડ જેવી સિદ્ધાંતશ્રેણી ગૂજરાતને ચરણે ધરવામાં તેમને કર્તવ્યસિદ્ધિનો સંતોષ થશે જ, એની મને ખાત્રી છે.

અને આ સુંદર—શ્રેષ્ઠ પુસ્તકનો અનુવાદ કરવાનો યશ મને આપવા બદલ હું તેમનો આભાર માનું એમાં આશ્ચર્ય નથી જ.

છેવટે, ગૂજરાતની જનતા આગળ મૂળ અંગ્રેજી પુસ્તકનો અનુવાદ રજૂ કરતાં મને આનંદ થાય છે. ગૂજરાત એને સત્કારશે જ એ વિષે મને આશંકા નથી.

અમદાવાદ. મંજુલાલ સાકરલાલ દેસાઇ.

# પ્રસ્તાવના

## મારે શું કહેવું ?

મહાકાળનો પ્રવાહ વહ્યો જાય છે. અને હિંદ હજી આઝાદ નથી. જગત વ્યવસ્થાના રૂપ રંગ બદલાય છે, અને હિંદની ભૂમિમાં મથામણ અને અથડામણ, ત્રાસ અને ત્યાગની ઘેરી ધ્રુજારીઓ, ધડકે છે. તખ્તો તૂટી ગયાં છે. પ્રજાઓએ બળવા પોકાર્યા છે. અને કકડભૂસ થતી સમાજ વ્યવસ્થામાં પ્રકાશને સંવાદિતા માટે ઝંખતા માનવકુળના હૃદયમાં, ક્રાંતિની લિપ્સા છે, કર્ણમાં ક્રાન્તિની કિકિયારી છે.

વિગ્રહ જામ્યો છે. ગણત્રી કરવામાં પણ મગજ ચક્રાવે ચડે એવી પ્રચંડ તૈયારીઓ અને ભીષણ દૃઢતાથી પુરુષો અને સ્ત્રીઓ મરણ અને સર્વનાશને નોતરે છે. યુરોપમાં જામગરી સળગી છે. અનિચ્છા અને અભાનતાથી તેનો બોજો હિંદ ઉપાડે છે; અને આંતરરાષ્ટ્રિય ઝગડા અને છુટા છવાયા બંડોની ધાસ્તીના ધ્રુજારા સાથે યુદ્ધના શાપિત પ્રત્યાઘાત અસહાય ભાવથી નિહાળે છે.

ઈતિહાસની કટોકટીના પળે, જેમના કરવેરા બ્રિટિશ સર્વોપરિતા નિભાવે છે, એ કરોડો ગ્રામવાસીઓ સમક્ષ રાષ્ટ્રિય એકતા, રાષ્ટ્રિય અભેદતા, અને રાષ્ટ્રિય સત્તાના વિકાસ માટે

એક નવો સમન્વય રજૂ કરવાની હું હિંમત કરું છું. મેં તેને ગ્રામીઝમ [ગ્રામવેદ–ગ્રામવાદ ]નું નામ આપ્યું છે કારણ કે ગામડામાં જ તેનો જન્મ થયો છે. અને તે ગામડામાંની પ્રવૃતિઓ ઉપરજ રચાયેલો છે. પણ તે સમગ્ર હિંદ માટે છે. કારણ કે હિંદ તો તેના સાડા સાત લાખ ગામડામાં જ વસે છે. અને તેનાં સોએક શહેરો તો હિંદમાં જે કંઈ સુંદર અને સ્પૃહણીય છે, તેના વિપરીત વિકારોજ છે. ગ્રામવેદી સમન્વય જીવન માટે પડકાર અને પુનર્જન્મનો સંદેશ છે. સંસ્કાર અને શક્તિ સર્જન તેનું મહા કર્તવ્ય છે. એક સૈકાનું કામ એક પેઢીમાં સાધવાની સર્જનાત્મક ક્રાંતિની સાધના એ એનું કાર્ય છે. મને શ્રદ્ધા છે કે હિંદના નરનારીઓ, તેના દેશ ભક્ત બુદ્ધિધનો, અને તેના પ્રજાકિય કાર્યકર્તાઓ, અને ગ્રામ નાગરિકો, હિંદને "સાર્વભોમ" સત્તા બનાવે અને ગ્રેટબ્રિટન સાથે કાયમી મૈત્રી ટકાવી શકે, એવી કાર્ય પદ્ધતિ અને નીતિ માટે સામાન્ય કાર્યક્રમ અને ક્રિયાની કેન્દ્રવર્તી ભૂમિકા આ ગ્રામવેદમાં મેળવી શકશે. બે દાયકાના મારા પ્રયાસો અને ચિંતનોનો નિર્ણયાત્મક આવિષ્કાર આ ગ્રામવેદ છે.

જેમનાં ઝૂંપડાંઓએ મને આશ્રય આપ્યો છે, જેમનાં ભાવિક હૃદયોએ મને સતત્ પ્રેરણા પાઈ છે, જેઓ હાલના અને આવતી કાલના હિંદના સંકેતો અને મૂર્તિઓ છે; એ સેંકડો નિરક્ષર સિધા સાદા ગ્રામવાસીઓ માટે મારા હૃદયમાં પ્રેમ છે; અને તેમના હિત કાર્ય માટે મારા મનમાં જે પૂજ્યભાવ છે તે શબ્દોમાં વર્ણવી શકાય એમ નથી.

એકાકી શ્રમ અને મૂક વેદનાના આ વીસ વર્ષોમાં કેટલા-એક વફાદાર સહકાર્ય–કરો, અને વીણી સાચવેલા સાથીઓના સદ્–ભાવમાં મને શાંતિ મળી છે. તેમની સહાનુભૂતિથી, ઇર્ષા અને ઝેર, સંજોગો અને ધૃષ્ટતાના અનેક વૃણો [ઘા] રુઝાયા છે,

નિષ્ફળતાની ઘણીએ કડવાસો ઓછી થઈ છે, અને નિરાશાના કષ્ટને હળવું બનાવ્યું છે.

હિંદુ સંસ્કૃતિ અને સંસ્કૃત વાંગ્મયના પ્રખર વિદ્વાન આચાર્ય શ્રી મુરબ્બી ડૉકટર આણંદશંકર ધ્રુવનો, હું, ૧૯૦૯ની સાલથી, આ "સમન્વય"ના 'આદેશ' માટે આભારી છું. તે આદેશ મારા જીવનનું પ્રેરક બળ રહ્યું છે. અને તે જ આદેશે મને સંપતિના આનંદ અને સમાજની નાની નાની મધુરપો તરફ નિઃસ્પૃહી કરી ભારતની ભૂમિ અને પ્રજાને નૈસર્ગિક અને સાચો રાષ્ટ્રિય સમન્વય દૃઢતાથી શોધવાનું પ્રોત્સાહન આપ્યું છે.

મારી સર્વે ગ્રામ પ્રવૃતિઓમાં સમજુતી અને સહકંપાથી સતત્ સહાનુભૂતિ અને સહાય આપનાર માતુશ્રી તુલ્ય લેડી વિદ્યાગવરી રમણભાઇનું મારાપર જીવન ભરનું ઋણ છે.

મારાં માતુશ્રી જેમણે મારી ગ્રામ રખડપટ્ટીઓ સહિષ્ણુતાથી સહી છે, અને સાથે સાથે જોખમો અને અગવડો વેઠતી મારી પત્ની અને મારી બે નાની પુત્રીઓ જેમણે છલકાતી આંખે, મને અનેક રાત્રી એ ગામડામાં જતો રહેતો, જોતાં જોતાં, હિંમતથી તેમના નાનકડા હાથ હલાવી ઉત્સાહ આપ્યો છે; તેમનો પણ તેમણે મોટું મન રાખી, મધુરા સ્મિત સાથે, મને ગ્રામજનતા માટે જીવન અર્પવા દીધું છે, તે માટે હું ઋણી છું.

મારા દેશના અને ગામડાઓના લોકોને હું વળીવળી અંતરના પ્રણિપાત અર્પું છું; અને તેમને આ પુસ્તક ગ્રામીઝમ [ગ્રામવેદ-ગ્રામવાદ] એ આશા અને શ્રદ્ધાથી અર્પું છું કે તેઓ તેમાંથી નવભારતના સર્જન માટેની પોતાની શક્તિ અને નવચેતન મેળવી લેશે જ.

ખેડૂત ઑફિસ
અમદાવાદ.
ઑકટોબર ૧૯૪૧.

રામરાય.

૨૩૩૬૨

# ઉપોદ્‌ઘાત

આ પુસ્તક આ દેશની વસ્તીની વિશાળ બહુમતીના કલ્યાણને લગતા સૌથી અગત્યના વિષયને લગતું છે, કારણ કે હિંદ અસંખ્ય ગામડાંઓનો બનેલો છે, અને એ ગામડાંના વતનીઓ જ આ મહાન ખંડના ખરા આમ લોકો છે. જેઓ આ દેશનું હિત વાંચ્છતા હોય તેમને માટે તેઓનો [ગામડાના લોકના] આર્થિક, સામાજિક, રાજકિય અને સંસ્કારિક ઉદ્ધાર સૌથી મહત્વનો ચિંતાપ્રેરક વિષય હોવો જોઈએ. એના ઉપર જ આપણા દેશના ભવિષ્યનો આધાર છે. છેલ્લા થોડા સમયથી ગામડાંઓ અને ગ્રામ્યજનોએ સરકારનું તેમજ જાહેર કાર્યકરોનું ધ્યાન ખેંચ્યું છે અને આઝાદી રાજકિય સ્વાતંત્ર્ય અને લોકશાહી પ્રમાણે ગ્રામોદ્ધારે પણ દરેક પક્ષની ઘોષણામાં સ્થાન મેળવ્યું છે; પણ તે કેવી રીતે સાધવું તે દેખાય છે તેટલું સહેલું નથી. અહીં કે ત્યાં થાગડથીંગા કર્યે આપણે ખરા લક્ષ્ય પર પહોંચીએ એમ નથી. લોકોની સત્તા અને સમૃદ્ધિના વિશાળ પાયા પર રચાએલી ખરા દેશાભિમાનની ફિલસૂફીવાળી, અને રાજતંત્રના ચોકઠામાં બંધ બેસતી થાય એવી સુસંગત અને વિગતપૂર્ણ યોજના, તેમજ આમવર્ગની ક્રિયાશક્તિનું ચાલકબળ થાય, એવો સમન્વય એ જ ખરી આવશ્યકતા છે.

આ પુસ્તક એ આવશ્યકતા પૂરી પાડવા મથે છે. વિષય ઘણો વિશાળ છે, અને "જે લોકોના પુનરુદ્ધાર અને પુનર્જીવન" સાધવાની નેમ છે, તે કાજે તેમના ઊંડા અભ્યાસની અપેક્ષા રાખે છે, હિંદી આમ પ્રજા માટેની કોઈ પણ સમન્વિત નીતિ કે યોજના સમજવા માટે ગ્રામ-જનો જોડે નિકટ સહવાસ, તેમના જીવનનું સતત્ નિરીક્ષણ, તેમની ફરિયાદો તરફ સહાનુભૂતિ, અને તેમની જરૂરીઆતો અને આકાંક્ષાઓની સમજણ

હિંદના ગ્રામવર્ગ માટેની કોઈપણ સમન્વિત નીતિ કે યોજના સમજવા માટે જરૂરના છે. ગ્રામજન સમુદાયની સાચી પિછાણ માટે, અનિવાર્ય શ્રદ્ધા અને વિશ્વાસ, અંગત અને સતત્ સહવાસમાંથી જન્મેલી સમજણમાંથી જન્મી શકે. અને એવી સમજણ વિના કોઈ પણ કાયમી રાષ્ટ્રિય નીતિ કે યોજના વિચારવાનું શકય નથી.

આ ગ્રંથના સર્જક **શ્રી. રામરાય**, વીસ વર્ષ સુધી.–જનતાએ કોઇપણ "ગ્રામોદ્ધાર"ની યોજનામાં રસ લેવા માંડ્યો તે પહેલાં–લાંબા વખતથી–ગ્રામવાસીઓમાં ફર્યા છે. તેમણે ગ્રામકાર્યને પોતાના જીવનનો એક માત્ર ધ્યેય–હેતુ કરી લીધો છે. સમર્પણની ભાવનાથી તેમણે પોતાના જીવનનો ઉત્તમોત્તમ સમય આ કાર્ય પાછળ ગાળી નાખ્યો છે; અને તે માટે પોતાની બુદ્ધિ અને પ્રતિભાથી, [illegible]થી ધનવાન થઈ શકાત, એવો વકીલાતનો ધંધો તજ્યો [illegible] પણ તેમના પર જીવનની શરૂઆતમાં જ એક બનાવે [illegible] અસર કરી હતી. અને તેમને તીવ્ર સહકંપા સાથે ગ[illegible] માટે વિચાર કરતા કરી દીધા હતા.

જીવનના બીજા દશકાની શરૂઆતમાં એક મામુલી પોલીસ કોન્સ્ટેબલને, લાકડાનો ભારો લઈ આવતા એક ગરીબ ગામડીઆ પાસેથી તે ભારો પડાવી લેતો, અને તેની યોગ્ય કિંમત માંગવાની ધૃષ્ટતા બતાવવા માટે તે ગામડીઆને નિર્દયતાથી મારતો તેમણે જોયો. આ બનાવે તેમને અનેક રાત્રિઓનાં જાગરણ કરાવ્યાં અને તે બનાવ તેમના જીવનનો માર્ગદર્શક થયો. 'બંગભંગ'ની ચળવળ અને ઉગ્ર રાજકિય જાગૃતિનો તે સમય હતો. "કોઈ ગામડિયાને કોઈ પણ વ્યક્તિ મારી કે લૂંટી શકે નહિ." એવી "આઝાદી અને શક્તિ" અપાવવા પોતાનાથી બનતું બધું કરવાના દૃઢ નિશ્ચય સાથે તેમણે નવી

રાષ્ટ્રિયતા અંગિકાર કરી અને તેટલા માટે હિંદના ઉપખંડના આ ભગીરથ પ્રશ્નનો ઉકેલ લાવવામાં સહાયભૂત થવાની આશા સેવીને તેમણે ગ્રામજીવન સમજવા અને અનુભવવા મથતા એક મીમાંસુ અન્વેષક તરીકે પ્રયાસ કર્યો.

આરામી વાતાવરણમાં ઉછરેલા ગર્ભ-શ્રીમંત માતપિતાના એકલા પુત્ર હોવા છતાં, પણ સમાજ જે વસ્તુઓ પ્રિય ગણે છે, તે બધાનો ત્યાગ કરી આપભોગવાળા-પોતે પસંદ કરેલા માર્ગને તે વળગી રહ્યા છે. **હિંદી રાષ્ટ્રિયતાની રચનામાં ગ્રામ પ્રશ્નના ઉકેલ માટે નૂતન પ્રકાશ મેળવવાની શોધ સિવાય બીજું બધું તેમણે વિસારી દીધું છે.** અને એ કાર્ય માટે કોઈ પણ પ્રકારે તેમણે પોતાની જાત પણ જાળવી નથી. આફ્તો અને નીંદાઓ છતાં પોતાના દેશના અજ્ઞાન અને દરિદ્ર બાંધવો માટેનું કાર્ય-જેને તેમણે જીવન સમર્પણ કર્યું છે-તેનાથી તેઓ કદીએ-જરાએ ડગ્યા નથી. તેમની આશા અસીમ છે. તેમનો અદમ્ય ઉત્સાહ અદ્દ્ભુત છે. ને તેમની શ્રદ્ધા સદા અણબૂઝ રહી છે. હિંદના રક્ત અને અસ્થી તરીકે જેમને એ પોતાના સગાં વહાલાં ગણે છે, એ ગ્રામ સમુદાય માટે તેમણે આ વિસ્તારગ્રાહી સમન્વય ઘડી કાઢયો છે. એ બહુ જ મહત્વાકાંક્ષી જણાય અને વ્યવહારૂ રાજકારણથી કોઇ પર ગણે, પરંતુ શરૂઆતમાં અશકય ગણાતો દરેક મહાન આદર્શ-આદેશ જો સત્યનું બીજ ધારણ કરતો હોય તો હંમેશાં અંતે જય પામ્યો છે. આ ગ્રામીઝમ [ ગ્રામવેદ-ગ્રામવાદ ]ના સત્યની પ્રતીતિ-સાબિતી માત્ર સમય-કાળજ આપી શકે.

આ ગ્રંથના સર્જક શ્રી. રામરાય સાથે કેટલાયે વર્ષોના સહવાસથી અમો જે કહીએ છીએ તે અનુભવ સિદ્ધ કહીએ છીએ.

આ ગ્રંથ કર્તાએ માથે લીધેલા મહાકાર્ય માટે તૈયાર થવા સારું તેમણે વર્ષો લીધાં છે. ૧૯૨૪માં તેમણે આરંભેલા ગામડાઓમાં આમ સંપર્કની શરૂઆત કરી તે પહેલાં આ વિષય ઉપરનું વિશાળ સાહિત્ય તેમણે પૂરેપૂરું અધિગત કર્યું હતું અને આ ગ્રંથમાં આવિષ્કાર પામતા વિચારો પરિપકવ કરવા માટે તેમણે પંદર વર્ષ સુધી 'ગ્રામ–જીવન'નો અભ્યાસ કર્યો છે. પરિણામે ગ્રામ સમુદાયના પાયા પર રચાયેલી હિંદી રાષ્ટ્રવાદની પૂર્ણ–વિચાર–શીલ યોજના રજૂ કરવા કાજે સિદ્ધાંત તત્ત્વો અને તે અનુરૂપકાર્ય–વ્યવહાર–બન્ને રીતે તેઓ સંપૂર્ણ સજ્જિત છે.

શ્રી દાદાભાઈ નવરોજીના મહાગ્રંથ [પોવરટી–અને અન–બ્રિટિશ રૂલ ઈન ઈન્ડીઆ–હિંદમાં ગરીબી અને અ–બ્રિટિશ રાજકૃતી] થી આર્થિક કલ્યાણના પ્રશ્નનો અભ્યાસ કરવાની પ્રેરણા થઈ, અને તે પ્રશ્ન રાજકિય સત્તા સાથે ધરમૂળથી જોડાયલો છે એવી તેમને સ્પષ્ટ ખાત્રી થઇ છે. ડૉક્ટર શ્રી. મોહનનાથ કેદારનાથ દિક્ષિતના હાથ નીચે સુરત કોંગ્રેસમાં સદ્ગત શ્રીમાન લોકમાન્ય તિલકના અંગત સ્વયંસેવક તરીકે તેમણે કામ કર્યું ત્યારના તે મહાસભાવાદી છે. ૧૯૩૦માં રાષ્ટ્રિય મહાસભાની બલિદાન માટે હાકલ આવી ત્યારે સત્યાગૃહ ચળવળમાં તેમણે એ વખત જેલ નિવાસ સ્વીકાર્યો હતો. વળી તેઓ મહાસભાના મહાસમિતિના ચૂંટાયલા સભ્ય પણ હતા.

આ ગ્રંથ વાંચકને અતી રસપ્રદ અને કિંમતી જણાશે. છેક પુરાતન કાળથી અત્યાર સુધીના હિંદના ઈતિહાસનું તેમાં જીવંત શબ્દ ચિત્રથી વિસ્તૃત આલેખન છે. અને તેમાં જૂનાં વખતની ગામડાંની સ્થિતિ અને વર્તમાનકાળમાં તેમાં થયેલું ખંડન દર્શાવ્યાં છે. હિંદના રાષ્ટ્રિયજીવનમાં ગામડું–મધ્ય–બળ અને મુખ્ય–ધરી છે તથા ખેડૂત અને કારીગર એઓજ હિંદના

ખરા પ્રજાજન છે એ આ ગ્રંથ સ્પષ્ટ કરે છે; અને તેમની જરૂરીઆતો અને આકાંક્ષાઓને ધાર્મિક મત–મતાંતર સાથે કાંઈ સંબંધ નથી. ગામડીઆઓમાં "કોમવાદ "નો સ્પર્શ પણ નથી. કારણ કે તેમનું રોજબરોજનું જીવન અન્યોન્ય સ્હાય, સહકાર, અને સામાન્ય લક્ષોનું મિશ્રણ છે. ગ્રામીઝમ [ગ્રામવેદ–ગ્રામવાદ] ના પાયા પર રચાયલી સમન્વયી પુનર્રચનાથી ગ્રામ પ્રજા સ્વાભાવિક અને સ્વ–સિદ્ધ આવા આ ગુણો વિકસાવવાનો અને તેમને નિશ્ચિત રૂપ આપવાનો આ પ્રયાસ છે. અને તે કારણે જ હિંદની મૂળ–ભૂત એકતાના સર્જન અને સાંધનનું બળ બનવાની ગ્રામીઝમ [ગ્રામવેદ–ગ્રામવાદ] ને સૌથી વધારે શક્યતા છે.

શરૂઆતના પાનાઓમાં અપાયલા અને પાછળથી જુદા-જુદા પ્રકરણોમાં વિસ્તૃત–કરાયેલા આ ગ્રામીઝમ [ગ્રામવેદ–ગ્રામવાદ]ના જુદા જુદા અંગો તરફથી એક દૃષ્ટિપાત જ આખા સમન્વયમાં સમાઇ જતા સમગ્ર વિસ્તારનો ખ્યાલ આપશે.

આ ગ્રંથના સંભાળ અને ઝિણવટ ભર્યા વાંચનથી જણાશે કે ગ્રામીઝમ સારી રીતે સંયોજિત અને સ્થાપિત થાય તો તે સામાજિક–આર્થિક પ્રશ્નોનો જરૂર ઉકેલ આણે. સાડા સાત લાખથી વધારે ગામડાની વસ્તી, હિંદની વસ્તીના નેવું ટકા જેટલી છે, એ હકીકત આપણે લક્ષમાં લઇએ તો તેમના વેગવાન વિકાસ અને પ્રગતિવાદી આ નવી પદ્ધતિ અને સામાજિક-રાજકિય યોજના આખા હિંદને અને રાષ્ટ્રને લાગુ પડે છે, એમ ગણાવી જ જોઇએ.

લેખકે એવી શાણી કાર્યનીતિમાં પોતાના વિચારો રચવા પ્રયત્ન કર્યો છે કે ગ્રામીઝમ જે કરોડો દેહાતીઓ અને કામદારોનો "ધર્મગ્રંથ" થવો જોઈ એ, તેના ભગીરથ કાર્યમાં સર્વે કોઇ સ્વેચ્છિત સહકાર આપી શકે–આ ગ્રંથમાં જણાવેલા આદર્શો, કાર્યનીતિઓ અને કાર્યક્રમો આમ સમુદાયને જરૂર

આકર્ષશે અને પોતાની મુક્તિ માટેની નવી આશા, નવી શ્રદ્ધા અને નવા કાર્યાવેગના મૂળ તરીકે તેઓ ગ્રામીઝમ સાથે સંકળાશે.

આ ગ્રંથના કર્તા શ્રી. રામરાય ગૂજરાતના એક શ્રેષ્ઠ અને પ્રતિષ્ઠિત કુટુંબોમાંના છે. એમના કુટુંબમાં ચાર પેઢીઓએ બ્રિટિશ વહીવટમાં ન્યાયાધીશના હોદ્દા શોભાવ્યા છે. આગળના જમાનામાં તેઓ સૂરતના નવાબોના સચીવો હતા અને દંત કથા પ્રમાણે દિલ્હીના મોગલ સમ્રાટો પાસે પણ એવી જ પાયરીઓએ સેવા બજાવી હતી. તેમના પિતાશ્રી રા. રા. મોહનરામ દોલતરાય જડજે તેમને રાજકારણ પર ખાસ ધ્યાન આપી કેળવવાની ખૂબ સંભાળ લીધી હતી. અને ગ્રેજ્યુએટ થયા પછી તેમને મુંબઇ એલફિન્સ્ટન કૉલેજના પ્રોફેસર એ૦ વી૦ મુલર જેવા કાબેલ અધ્યાપક ના હાથ નીચે મૂકયા હતા. સદ્-ગત સર ફિરોજશા મહેતાએ સ્થાપેલા 'બોમ્બે ક્રોનિકલ'માં તેમણે પત્રકાર તરીકે જીવન શરૂ કર્યું હતું અને ત્યાં હિંદી સ્વતંત્રતાના અણનમ યોદ્ધા મી૦ બી૦જી. હોર્નિમેન પાસે તેમને તાલિમ મળી હતી. પછી તેમણે વકીલાતનો ધંધો શરૂ કર્યો. તેમાં ગ્રામ-વાસીઓ જોડે ભળવાની તેમને પૂરતી તકો મળી. આ લોકોની કમભાગ્ય અને અસહાય સ્થિતિએ તેમની ત્યાગ ભાવનાને પ્રકટ કરી. અને તેમને રાહત માટેના પૂર્વ નિશ્ચયને એટલે સુધી કડક બનાવ્યો કે છેલ્લા વીસ વર્ષથી પોતાની ધીકતી વકીલાત છોડી દઇને તેમના ગ્રામ-કાર્યમાં જ તેમણે પોતાનું જીવન સમર્પ્યું છે. રાષ્ટ્ર વિધાનના ભાગ તરીકે ગામડાં અને ગ્રામ-જીવનની પુનર્ઘટનાનો પ્રશ્ન એમના જીવનનો એક માત્ર હેતુ છે. અને તેમની ચોકસ ખાત્રી છે કે "ગામડાના આધાર અને પાયાપર રચાયું નહોય એવું હિંદનું કોઈ પણ રાજ્ય બંધારણ–આખરી અને છેવટનું હોઇ શકશે જ નહિ."

આ ગ્રંથકારે માત્ર વિચારો અને યોજનાઓ જ કર્યા કરી

છે એમ નથી. તેમણે દસક્રોઇ અને અમદાવાદના ગામડાઓ અને વિસ્તારોની કિસાન ચળવળોને દોરવણી આપી છે. શ્રી. રામરાય એક ચીવટવાળા લડવૈયા અને કિસાનોના કુનેહબાજ નેતા છે; અને સરદાર વલ્લવભાઇ પટેલના આશીર્વાદથી તેમણે છ માસ સુધી દોરવેલા માણસાના નાના રાજ્યના બાર હજાર કિસાનોની ફતેહમંદ લડત ગ્રામ–વાસીઓમાં તેઓ કેટલી અદ્‌ભુત શ્રદ્ધા અને હિંમત પ્રેરી શકે છે, તેનો નોંધપાત્ર પુરાવો છે. પોતાના દેશકાજે સ્વહિતની ત્યાગ ભરેલી વીસ વર્ષની સેવા, અને પોતાની સિદ્ધાંતિક તેમજ વહેવારિક સજાવટ પછી, ભાવિ હિંદના પ્રખર 'સંચાલન બળ તરીકે' આ ગ્રંથ ગ્રામીઝમ [ગ્રામં-વેદ–ગ્રામવાદ] તેઓ દેશ સમક્ષ અર્પણ કરે છે. અને તેમનો આ ગ્રંથ ગ્રામ–જનો સાથેના તેમના નિકટ સહવાસ તથા રાજ-કારણિય શાસ્ત્ર અને તેના આધુનિક વિકાસ અને હિંદ પર એના શક્ય પ્રત્યાઘાતનું ફળ છે. તેમણે પોતાના વિશાળ અનુભવોમાં જે મેળવ્યું છે અને જેને તેઓ હિંદના મહાન–ગ્રામવર્ગો અને તેથી સમગ્ર રાષ્ટ્રની મુક્તિનો ખરો માર્ગ માને છે તેને સુસં-ગત આકાર આપવા તેમણે આ ગ્રંથમાં આ પ્રયત્ન કર્યો છે.

બ્રિટિશ રાજપુરુષો અને વિચારકોને આ **ગ્રામીઝમ** આખા હિંદ સાથે સંપ અને શક્તિના મૂળ પાયાઓ દર્શાવે છે. હિંદના હિતૈષીઓ અને દેશભક્તો આ ગ્રામીઝમનો બારીક અભ્યાસ કરશે અને હિંદના આઝાદી, કલ્યાણ અને વિશ્વમાં સ્થાનના એકમાત્ર હેતુ માટે આ ગ્રંથમાં રજૂ કરેલા સમન્વયને સાફ-દિલી અને સુજનતાથી સમજશે, એજ હમારી આશા છે.

**અમદાવાદ.**

**વિદ્યાગવરી રમણભાઈ નિલકંઠ**
**આણંદશંકર બાપુજી ધ્રુવ.**

# અનુક્રમણિકા

નિવેદન
આમુખ
પ્રસ્તાવના
ઉપોદ્ઘાત

## ૧

## "પશ્ચાદ્ દૃષ્ટિ"

પ્રકરણ

૧ ભૂતકાળ પર પ્રકાશ ... ... ... ૩

રામાયણનો યુગ–મહાભારતનો બોધ–પ્રાગ્ બ્રિટિશ કાળ–ઈસ્ટ ઈન્ડીઆ કંપની–સીખ સત્તા.

૨. ભારતના લોકો ... ... ... ૧૩

ગ્રામ અને ગ્રામજન

૩. બ્રિટનનો અવાજ... ... ... ... ૨૦

૪. હિંદનો આત્મા... ... ... ... ૨૩

સ્વાતંત્ર્ય

૫. મહાસભાની લડત ... ... ... ૨૯

અહિંસક બંડ–મહાત્માજીનો જાદૂ–૧૯૩૦નો સાર્વત્રિક ઉભરાટ–બે રાજવીઓની મુલાકાત–સત્યાગ્રહ–પૌરવાદીઓની પીછેહઠ.

૬. વિરાટ જાગે છે અને જુએ છે. ... ... ૪૩

છિન્નભિન્ન આશાઓ–કિસાનને નેતા સાંપડે છે–દેશી રાજ્યોમાં કિસાન બંડ–મહાસભાનો પાર્લામેંટવાદ.

૭. મહાત્માગાંધીજીનો જીવનસંદેશ.... ... ૫૫

આમજનતાની રશીયા તરફ નજર.

૮. ગ્રામવેદ એટલે શું? ... ... ... ૬૨

હિંદનો આત્મા ક્યાં છે–ગ્રામસત્તાનો સંયુક્ત અર્થવાદ–આમ જનતાનો નવો ધર્મ–સર્જક ક્રાંતિ–

દેહાતીઓનું પ્રજાતંત્ર અને હિંદનું ગ્રામ-પ્રજાસત્તાક.
૯. 'સોકોવીરેઈન'-ગ્રામવેદ આ રહ્યો... ... ૬૯
૧. ગ્રામવેદને રાષ્ટ્રિય સિદ્ધાંત સૂત્ર છે.
૨. ગ્રામવેદના અફર હેતુઓ ૭૮
૩. ગ્રામવેદના અભંગ સિદ્ધાંતો ૮૦
૪. ગ્રામવેદના સ્પષ્ટ હેતુઓ ૮૩
૫. ગ્રામવેદના સુગ્રાહ્ય સાધ્યો ૮૫
૬. ગ્રામવેદની કાર્યનીતિ-સ્વનીતિ ૧૧૧

૨

**ગ્રામવેદને પોતાનો કાર્યક્રમ છે. ... ... ૧૫૨**

એક રચનાત્મક બળ-સર્વ સામાન્ય કાર્યક્રમ-વિશિષ્ટ કાર્યક્રમ-ગ્રામવેદી યોજના-આર્થિક પુનર્વિધાન-ગ્રામનવસર્જનનો કાર્યક્રમ.

૩

**નૂતનગ્રામ. ... ... ... ... ૧૭૨**

ગ્રામનો સત્તાઅધિકાર-નૂતનગ્રામનો આદર્શ-સ્વપ્ન સિદ્ધિ-ગ્રામઅમલ-ગ્રામરાજ-સમાજવાદી ગ્રામતંત્ર.

૪

**ગ્રામવેદી સરકાર શું કરે ... ... ... ૧૮૩**

ગ્રામવેદી વહીવટી યોજના- ગ્રામવેદી આર્થિક યોજના- ગ્રામવેદી શિક્ષણ યોજના- ગ્રામવેદી રક્ષણ યોજના- હિંદની પુનર્ઘટના માટે પચાસલાખ કાર્યકરો.

૫

**ગ્રામવેદની શક્તિ-ગ્રામવેદ એક સંપ્રદાય છે... ૧૯૫**

ગામડાં અને કરોડો શ્રમજીવીનો રાષ્ટ્રિય સંપ્રદાય છે. -ગ્રામ અને કરોડો શ્રમજીવીઓનું રાષ્ટ્રિય ઈમાન છે- ગ્રામવેદ દેહાતી સામાજવાદ અને રાષ્ટ્રિય આઝાદીની

ગામડાં અને કરોડો શ્રમજીવીઓનો રાષ્ટ્રિય સંપ્રદાય-ગ્રામ સમાજ-વાદ અને રાષ્ટ્રિય આઝાદીની વિચારસરણી છે-ગ્રામવેદ એ ગ્રામની પોતાના પુનર્જન્મ અને જ્ઞાનોદ્ધારમાં આસ્થા છે. ગ્રામવેદ એ પોતાની એકતા અને ઉપયોગિતા અને શક્તિ અને સતામાં ગ્રામની દઢ માન્યતા છે-ગ્રામવેદ એ પોતાની એકરૂપતા અને સ્વરાજ્યમાં ગામડાનો વિશ્વાસ છે-ગ્રામવાદ સક્રિય શક્તિ અને સક્રિય કાર્યવાળી સેના છે-ગ્રામવેદ રાષ્ટ્રિય શક્તિનું વ્યવસ્થીકરણ છે-ગ્રામવેદ હિંદનુ હૃદય છે-ગ્રામવેદ પાંત્રીસ કરોડ ગ્રામ જનતા-હિંદના કિસાનોનો અવાજ છે. ગ્રામવેદ પુરુષત્વનો કાર્યાવેગ છે-ગ્રામવેદ નારીત્વનો આત્મા છે. ગ્રામવેદ યૌવનનું જીવન છે. ગ્રામવેદ-પુનરુદ્ધાર છે. ગ્રામવેદ હિંદની શક્તિ અને હિંદી પ્રજાઓનું નિર્માણ છે. ગ્રામવેદ-રાજ્ય અને સમાજ તંત્ર.

૬

**ગ્રામવેદ અને આંતરરાષ્ટ્રિય વ્યવસ્થા. ... ૨૧૮**

ગ્રામવેદ અને તેના દુશ્મનો-ગ્રામવેદ અને તેના મિત્રો-ગ્રામવેદ અને બ્રિટન-ગ્રામવેદ, એશિયા અને દુનિયા.

૭

**અપીલ. ... ... ... ... ... ૨૩૭**

૮

**વિગ્રહ અને કામદારો, સ્ત્રીઓ અને મહાયુદ્ધ... ૨૪૪**

સુલેહની ભ્રામકતા-બ્રિટન ઉદારમતવાદનો કિલ્લો-ચીનનું નવઉત્થાન-રશિયન કાયદો-યુરોપમાં ક્રાંતિઓ-મુડીવાદી જૂથ-આદર્શોનું યુદ્ધ-સત્ય કોણ કહેશે અને સ્વીકારશે? સત્ય-કોણ પેખશે, અને તે માટે જીવશે? નવું ઇશ્વરત્વ-જગતમાં કોઈ દૃષ્ટા નથી શું? હૃદયનો વારસો-નવો પ્રકાશ-નિષ્ઠુર સૈકા-નવી કેળવણી-સ્ત્રીનું સર્વોચ્ચકાર્ય-વિશ્વસહકાર-સહભોગવાદ.

**ઉપસંહાર... ... ... ... ... ૨૬૮**

એકલો જાને રે,
તારી જો હાક સુણી કોઇ ના આવે તો,
એકલો જાને રે.
એકલો જાને, એકલો જાને, એકલો જાને,
એકલો જાને રે.
તારી જો હાક સુણી કોઇ ના આવે તો
એકલો જાને રે.

કવિવર ટાગોર

## પ્રકરણ ૧ લું.

### ભૂતકાળ પર અજવાળાં

ઝાંખી અને દૂર–સુદૂર ઇતિહાસની ઉષા ઉગે છે. એક મહાખંડ વણખેડયો વિસ્તરે છે. મહાસાગરશી મહા નદીઓનાં નીર વણવાપર્યાં વેડફાય છે, અને નયને તરવરે છે અમજો આદિવાસીઓ અને વિદ્યાને વરતી રાજલક્ષ્મી–વનમાં ઉદ્દભવેલી સંસ્કૃતિ અને ભવ્ય વ્યક્તિગત સંસ્કાર અર્ચના–ઇજારાવાદી બુદ્ધિવાદ અને કલ્યાણવાંચ્છુ રાજશાસન–અને અયોદ્ધા–સમૃદ્ધ શાહીવાદી રાજધાનીને શણગારતા સ્ફાટિકના સ્થંભો અને રજતના રાજમાર્ગો, સુવર્ણભીંતો અને માણેકની અટારીઓ, સુખડની બારીઓ અને પન્નાની છતો; આસપાસના અફાટ અંતઃપ્રદેશમાં વનરાઈ અને ગોચરના વતનીઓ–અજ્ઞાન, અર્ધભૂખ્યા, અર્ધઢાંકયા શોષિતો–પ્રસ્વેદ ઝરતા પુરસ્કાર લાવી રાજકોષને ઉભરાવે છે.

રામાયણનો આ યુગ હતો. ક્ષુદ્ર ઇર્ષાઓ અને ક્ષુલ્લક વાસનાઓ વિજયવાન નીવડી. એક સ્ત્રીની નટખટતા, એક માનીતિ રાણીના વિખરાયેલા વાળ અને ત્રાસાચ્છાદિત મુખછબીએ ન્યાયની તુલા

અસ્થિર કરી. સત્ય–રામચંદ્ર–નો બલિ લેવાયો અને તેના પ્રત્યાઘાતો એક ખંડ અને મહા પ્રજાઓ પર પડ્યા. ......છતાં ગંગાથી રામેશ્વર સુધીનાં આ રાજવંશી નિર્વાસિતોનાં ભ્રમણો ખરું જોતાં તો જોરતલબી પર સ્વાતંત્ર્યનાશ અને શોષણની એક કૂચગાથા છે; એને અંતે રાવણ (નૈસર્ગિકબુદ્ધિ)ને પડકાર થાય છે, અને સ્વાતંત્ર્ય–રાજકિય બૌદ્ધિક અને માનસિક સ્વાતંત્ર્ય પર ત્રાસ વર્તે છે.

અને ઇતિહાસપ્રસિદ્ધ દલીલોથી આમાં ગૌરવ મનાય છે–સંસ્કૃતિનો વિકાસ, પ્રજાઓની ઉત્ક્રાંતિ, નિર્બળનું રક્ષણ અને જુલ્મગીરીનો સામનો ! લંકાના રાવણથી માંડી હબસીનિયાના હેઈલ સેલાસી સુધી એજ જુગજૂની શાહીવાદી ઘોષણા સંભળાય છે. પ્રસ્વેદ નીતરતા આમ વર્ગના હિતનો ઇન્કાર, જનતાના હક્કોની લૂંટ, શોષણનો સનાતન કાયદો, અને શાશ્વતકાળ માટે દુનિયાના દલિતોનું દમન કરવા અને વિનમ્ર માનવતાને ઠગવા માટે ધનિકોએ જન્મ આપેલો અને તેમના ખાંધિયા પુરોહિતોએ પોષેલા ગરીબાઈમાં સંતોષનો મૂર્છાજનક સિદ્ધાંત—

શાહી વિજેતાનું ભભકભર્યું પુનરાગમન, રાજસીપતિનો આપમતલબી અહંભાવ, જુવાનોનું બંડ અને શોષિત સહિષ્ણુ સ્ત્રીજાતિનો વિસ્મૃતિમાં વિલય–જોરતલબી, અન્યાય અને બંડ–માનવ ઇતિહાસનો અફર નિયમ એજ સનાતન રાહે વિચરે છે. ઇતિહાસનું ચક્ર ઘૂમે જાય છે. હિંદ, બેબીલોન, મીસર, ઈરાન, ગ્રીસ, રોમ, મોગલો, તુર્ક, મુર, ફ્રાંક, ડેન, બ્રિટનો. આજે જાપાન, જર્મની, ઇટાલી–આંતરરાષ્ટ્રિય લૂંટ અને ખંડવ્યાપી ત્રાસવાદ-સંસ્કૃતિના પ્રચારની એજ જૂઠી ઘૃણાજનક ઘોષણા જગતમાં ગાજે છે. પરાજિત પ્રજાઓનાં હાડકાં ચગદાવાનો અવાજ માનવજાતને અરેરાટી ઉપજાવે છે. પર કલ્યાણના ઓઠા હેઠળ ઘાતકી ખૂનરેજી સ્થળ, જળ અને હવામાં ફેલાય છે. થોડા સશક્તોના અતૃપ્ત લોભ અને અનેક અશક્તોની

ભીરુતા, જોરતલબીનો વ્યામોહ અને અસજ્જ નિર્બળ પ્રજાઓની યાતના અને પીડનની આ શાશ્વત રુદન ચીસ છે.

ક્રાંતિ અને પુનરૂદ્ધારને પાર પાડવા માટે નવલોહિયા, ઉત્સાહી, કાર્યદક્ષ અને તાલીમબદ્ધ યુવાનો વિના આ અબજો દલિતોને કોણ મુક્ત કરશે ?

**મહાભારત**

એ ઇતિહાસનિર્મિત ભાવિભાર ભરેલું કુરૂક્ષેત્રનું રણાંગણ છે. બે મહાસેનાઓ યુદ્ધ માટે સજ્જ થાય છે. વિધાતાનું અટ્ટહાસ્ય ગાજી ઊઠે છે. મૃત્યુદેવ પાક લણવા સજ્જ થાય છે. શા માટે ? શું બન્યું છે ?

એ શાહીવાદના હૂંકારનો આવિર્ભાવ છે. શોષણની નફાખોરી માટેની સત્તાના હક્કમાં હિસ્સો મેળવવા માટેનો દાવો છે. ગરીબોની લૂંટમાં ભાગ મેળવવાની થોડા તેજસ્વીઓની માગણીના બલિષ્ઠ સત્તાધિશોએ કરેલા ઇન્કારનું એ પરિણામ છે. સશક્તોના સ્વાર્થ માટે અજ્ઞાન આમ જનતાને લોહી રેડવા ઉત્તેજવાને ન્યાય અને હક્કના જાદુઈ શબ્દો વપરાયા છે.

જગતની લૂંટેલી સમૃદ્ધિના હિસ્સા માટે પૃથ્વીના ધનિકોની એ આંધળી ઉત્કંઠા છે. આપખુદ સત્તા માટેનો એ ઉન્માદી તલસાટ છે. કૌરવ રાજેન્દ્રોના દિવાનેખાસમાં જગત્‌નું કરુણાંત નાટક ભજવાય છે. સંતોમાંએ શ્રેષ્ઠ અને વીરોમાં સર્વોત્તમ પુરુષો લોભના ઝાકળથી ઝળઝળતી આંખો માંડે છે. કેવું અમર એ દશ્ય ! પાસાની રમત અને જગત્‌ના સામ્રાજ્યનું જુવારું ! સામ્રાજ્ય કે દેશનિકાલ-રાજ્ય કે કીર્તિમયી મહારાણી—એ તો એ જુગટામાં મંડાતા દાવ છે ! સ્તબ્ધ કમકમાટી સાથે ઋષિઓ અને દેવો આ જુગારનો દાવ નીરખી રહે છે—દાવ ખાલી ગયો. હિંદનું અણમોલ રત્ન કૌરવોના

દરબારમાં બળાત્કારે ઘસડી લવાય છે. એના શરમીંદા અને હીણાયેલા કુદરતી રક્ષકો મોંઢા સંતાડે છે, ઋષિઓ નિષ્ફળ વિરોધ દાખવે છે; અને નારીકુલની અવહેલનાથી તેની યાતનાઓની કથાનો પ્રારંભ થાય છે; અને ત્રાસીતશોષિત નારીગણનો એ પોકાર હજીયે અણ–સાંભળ્યો રહ્યો છે. આ પ્રમાણે કલહ ચાલુ રહે છે, અને આખરે વિગ્રહ આરંભાય છે અને અક્ષૌહિણીઓ આથડે છે. તેમની વચ્ચે ઘનશ્યામદેવે હાંકેલો રથ ઊભો છે. રક્તવર્ણ હનુમાન બંડનો ઝંડો ધારે છે. મહારથીઓમાં શ્રેષ્ઠ એવો પાંડવ સેનાપતિ અર્જુન જુએ છે અને વિચારે છે. "આ વિગ્રહ નકામો છે. શાને આ મોતની મહેફિલ? શાને આ જોરતલબી? કોને માટે? શા માટે?" આત્માની આ સનાતન નિર્વેદના છે–બુદ્ધિવાન, આત્મવાન, ઉત્સાહિઓનું આ ગુપ્ત મનોમંથન છે; અને આર્યોનો લાડીલો ઘનશ્યામ–સર્વોત્કૃષ્ટ સેનાની અને સત્યનો સર્વોત્તમ મીમાંસક દ્રઢતાથી જવાબ આપે છે. "આગળ વધો, સૃજન અને સંહાર, ઉત્પત્તિ અને વિનાશ, માનવતા અને પ્રકૃતિ રાજનય અને વ્યાપાર, વિજ્ઞાન અને કલા, સંસ્કાર અને સમાજમાં વ્યાપ્તિ પામતો અનવરત વિગ્રહ અને અકરણ આગેકૂચનો સિદ્ધાંત એ જીવનનો નિયમ છે. મહામૂલી પળ આવી છે. શસ્ત્રો ચલાવ, જીવન અને બનાવો પર કાબૂ ધરાવતા શાશ્વત નિયમો ફેરવી શકાય એમ નથી. તેમનું કામ નિર્વહણનું છે. તું તો તેમનું સાધન માત્ર છે. હથિયાર ચલાવ અને તારા દેશ અને જાતિ માટે સત્ય, યશ અને ન્યાય મેળવ."

આ દલીલ હજી પણ રજૂ થાય છે. માત્ર સિદ્ધાંતો નાશ પામ્યા છે. સત્તાનો કેફ એજ છે, વ્યક્તિઓ બદલાઈ છે. સંસ્કૃતિ અને સર્જન–લોકસંગ્રહ અને લોકકલ્યાણ એ માનવકુલનો મહા મોંઘો વારસો છે. બુદ્ધિમાનો અને સત્તાધિશોની પવિત્ર ફરજ છે. વારંવાર એ દંભ મનુષ્યોને છેતરે છે અને હંમેશાં એનો અધમ

ઉપયોગ થયો છે. છતાં માનવીઓના સર્વોત્કૃષ્ટ પ્રયાસો પાછળ આ વારસાનું–આ જવાબદારીનું ભાન છે.

રોમ, જાપાન, ઇટાલી, જર્મની, એ જોરતલબીનાં સંકેત ચિહ્ન છે. બ્રિટન અને રશિયા આધુનિક સંસ્કૃતિના બે મિનારા જેવા ઊભા છે. બ્રિટન શાંત, સ્વસ્થ, સભ્ય, છતાંએ દૃઢ, રૂઢિચૂસ્ત છતાંએ તીવ્ર પ્રગતિશાળી અને સામાજિક મર્યાદાઓ, સંસ્થાઓ અને બાહ્ય રૂપોમાં નિરંતર ફેરફાર કરનાર. રશિયા બળવાખોર અને ક્રાંતિવાદી આંતર અને બહિર્ વિગ્રહોથી શોણિતછાયું, નવી સામાજિક ફિલસૂફી શીખતું અને અખતરામાં મૂકતું એના નવદર્શનને ઝનુનથી વળગતું, અને એની નવી સંસ્કારરચનાના રક્ષણ માટે નિષ્કરુણ જુસ્સાવાળું રશિયા: એજ જગજૂનો જંગ આરંભાય છે–સત્તા અને લોભ માટે. સૃષ્ટિના ઉપભોગ અને સંસ્કારિતા માટે વિજય મેળવવાનો–બે સબળ શક્તિઓ માનવતાને લોહીની ગળતી બે છાવણીઓમાં વહેંચી નાખે છે. ઇતિહાસની દૃષ્ટિ થંભે છે. સામ્રાજ્યો કંપાવતા સમાજોનું નવસર્જન કરવા ઇચ્છતા, દલિતોના બંડને, પૃથ્વીના અર્ધભૂખ્યા વૈતરાઓના ઉલ્કાપાતને રોકવા, જીવન કલહને હળવો કરવા મહાન્ વિભૂતિઓ અને રાજકર્તાઓ પ્રયત્ન આદરે છે. હિંદમાં એ ધરતીકંપના આંચકા અનુભવાય છે. ભારતના પુત્રો શું ભવિષ્યના દર્શનથી ધ્રૂજે છે? 'ના'. હિંદના શ્રમદલિત ગ્રામવાસીઓ પોતાનું ભાવિ નિર્ણીત કરશે અને પોતાના દેશ પર રાજ્ય કરશે.

## બ્રિટિશ સમય પહેલાં

હજારો વર્ષ વીતે છે. ગ્રીક વિજેતા આવ્યો અને ગયો. નષ્ટ આર્ય સામ્રાજ્યના પુનરૂત્થાન માટે એક ( જીનીઅસ–geunis )નો જન્મ થયો છે. પાટલીપુત્રના અરણ્યોમાં સર્જનશાલી કૌટિલ્ય ચાણક્યનું ઘડતર થાય છે. તેની કલમ રાજનીતિ અને રાજતંત્રની

અદ્‌ભુત અને અમર મહા ગીતા સર્જે છે. અજેય ઈચ્છાશક્તિથી તે મગધના રાજતંત્ર પર સ્થાનભ્રષ્ટ આર્યત્વને સ્થાપે છે. સમ્રાટ ચંદ્રગુપ્ત મૌર્યના ચરણોએ દિગ્વિજયથી વરાયલી ધરણી ઢળે છે. શાંતિ અને સંસ્કારિતા મહાયુગનો ઉદય થાય છે. જીવન સરળતાથી વહે છે. સમત્વશીલ ધારાઓ અમલમાં છે. વેપારીઓની વણઝારો નિઃશંક વિચરે છે. ગંગાની ભૂમિમાં પૂર્વ અને પશ્ચિમના ધન ઠલવાય છે. મહાકાલની કાતિલ કતલને એ ઉવેખતા સ્થંભો પર કોતરાયેલા અશોકના આજ્ઞા લેખો એક ઉમરાવદિલ રાજવીની ઉદારતા અને મહત્તાની જગતને જાહેરાત કરે છે. પણ **संतुष्टा क्षत्रिया नष्टाः** સામ્રાજ્યભાવનાના આ અતિ સંતોષથી બુદ્ધિની તીવ્રતા કટાય છે. હૃદયકમળની કોમળતા કરમાય છે. સામ્રાજ્યની ભવ્ય ઇમારત તૂટી પડે છે. તેના ખંડેરોમાંથી રાજપૂત જૂથો, ચૌહાણુ, સિસોદિયા, જાડેજા અને રાઠોડોની સત્તાનો ઉદ્‌ભવ થાય છે.

દિલ્હીના તખ્ત પર રાજપૂતોનો લાડિલો પૃથ્વીરાજ ચૌહાણ બેઠો છે. દૂર ક્ષિતિજ પરથી એક સ્ત્રીની છાયા પડે છે. મહારાણી સંયુક્તાનો જાદુ રાજ્ય અને રાજાને વશ કરે છે. હિંદુ જાતિનું ભાવિ જ્યારે જોખમાય છે તે ટાણે એક કમાલાંગિનીનું રસતરબોળ નખરાંવાળું મોહક સૌંદર્ય એક મહાયોદ્ધાને મંત્રમુગ્ધ કરે છે. હિંદુકુશની કંદરાઓ હણહણતા તોખાર અને ધસમસતા યોદ્ધાઓની કૂચકદમના પડઘા પાડે છે. ઘોરી વારંવાર આવે છે અને પરાજય પામી ભાગે છે. પણ દેશની આઝાદીનું ભાવિ દગાથી નક્કી થાય છે. કનોજનો જયચંદ–પરાજિત અને રાજલોભી–પરદેશી વિજેતાના ચરણો સેવી સામ્રાજ્ય મેળવવાની ઇચ્છાથી ભારતનું સ્વાતંત્ર્ય વેચી દે છે. પંજાબના મેદાનો પર હિંદુ આઝાદી માટે રાજપૂત શૌર્ય અને તેજની છેલ્લી આહુતિ અપાય છે.

અને તે પછી સ્વાતંત્ર્યનો આત્મા અલોપ થાય છે અને સ્વાર્થ

અને દગાબાજીની વૃત્તિઓ ફાલે છે. અને રાષ્ટ્રિય પરાધિનતાના હજારો વર્ષના ઇતિહાસને કલંકિત કરે છે. વચ્ચે શિવાજીનો પુનુરુત્થાનનો પ્રયાસ આવે છે; પણ તે પણ માલિક બની બેઠેલા પ્રધાનો અને દરબાર બની બેઠેલા સેનાપતિઓના દગાથી નિષ્ફળ થયો. પૃથ્વીરાજના પતનથી મહાન અકબરના યુગસુધી ભારત પર કેટલાક સૈકા અંધકાર છવાઈ રહ્યો. અકબરના રાજ્યરોહણ સાથે હિંદને જગત્‌ભરની ઈર્ષાનું પાત્ર બનાવે એવા સત્તા, સામર્થ્ય અને આઝાદી ભરેલા મોગલ યુગના સો વર્ષની શરૂઆત થાય છે. બલ્ખ અને કાબુલ દિલ્હીના હુકમો ઉઠાવે છે. કાશ્મિર મોગલસમ્રાટનું ક્રીડાંગણ બને છે. પંજાબ, અયોધ્યા, બિહાર, બંગાળ, ગૂજરાત અને દખ્ખણ સુધી મુગલિયા સમ્રાટ્‌ની આણ મનાય છે. રજપૂતાનાના ટેકીલા રાજવીઓ પણ તેનું શાસન સ્વીકારે છે. ઔદાર્ય અને સહૃદયતાથી ખીલવેલું એશિયાનું સર્વશ્રેષ્ઠ રાજ્ય જહાંગીરને વારસામાં મળે છે. નૂરજહાંની શાહી પ્રેમકથાનું કાવ્યમય સંગીત આખા સામ્રાજ્યમાં ગુંજે છે. સામ્રાજ્યના પાટવીની મોહજાળ ભેદવા પરદેશ પરણાવેલી કુમારિકા–જેના વિધવા વેશસજ્યા ચરણોમાં એક સમ્રાટ્ પોતાના ઘવાયેલા ઉરને ઠાલવે છે. તે રસ અને કલાની મૂર્તિ આખરે હા ભણે છે અને પ્રેમ સમ્રાટ્‌ના સ્વપ્નોની અદ્‌ભુત સિદ્ધિનાં અજબ ફળો એશિયા નીરખે છે. બાગે બેહેસ્તની પમરાતી વસંત જેવો દિલ્હી દરબાર મઘમઘી ઊઠે છે. અને ત્યાં નૂરજહાં-સૃષ્ટિનું તેજ, જ્ઞાન, ન્યાય, શૌર્ય અને સૌંદર્યનાં તેજ રેલાવે છે. ઇતિહાસનું એક પાનું તો પોતાનો પતિ લાહોરના બાગોમાં કેદ પડયો હતો ત્યારે બળવાખોર સેનાપતિને નસીહત આપતી રાણીનું દૃશ્ય દેખાડે છે. જહાંગીર અવસાન પામે છે. શાહજહાંના આગમન સાથે વૈભવ અને શકિતની પરાકાષ્ઠાનો અર્ધો સૈકો શરૂ થાય છે. જગત્‌ના સૌથી વૈભવવંતા દરબારને મયૂરાસન શોભાવે છે. સ્થાપત્યની અમરકૃતિ–તાજમહેલ આરસ કોતર્યું મહાકાવ્ય–સૈકાઓના વહેવા છતાંએ સૌંદર્ય અને

સૌષ્ઠવની માનવ-કલ્પનાની સીમાઓને પાર ઊભેલો તાજમહેલ-એક સમ્રાટ કવિ અને પ્રણયી પતિએ પોતાની અધિષ્ઠાત્રી દેવતા-મહારાણી મુમતાજને માટે રચેલો તાજમહેલ-તેના અમર પ્રેમની નિશાનીના સ્મારક તરીકે ઊભો છે. આગ્રાના કિલ્લામાં બંદિવાન એ શહેનશાહને તાજપર મીંટ માંડેલો કલ્પતાં હજીએ જગત્ સહૃદયતાના નિઃશ્વાસ મૂકે છે. એ બંદિખાનામાં ચુપકીદી ફેલાઈ છે. શાહજહાં મરણોન્મુખ છે. મંદસ્વરે એની ઇચ્છા સંભળાય છે. "મને તાજ દેખાય એમ ફેરવો" તાજના અલૌકિક સૌંદર્યનું પાન કરતાં અને પોતાની અંતરની દેવતાનાં મધુર સ્મરણો સ્મરતાં સમ્રાટની આંખો મરણમાં મીંચાય છે.

થોડાંક વર્ષો....અને મોગલતખ્ત ડોલે છે. બંડખોર વિજેતા ઔરંગજેબ પોતાના જ વિશ્વાસભંગ અને દગાખોરીનો ભોગ બને છે. જેની શ્રદ્ધા અને ઇચ્છાશક્તિએ હિંદુત્વના પુનરૂદ્ધારની આશા આપી છે એવા શિવાજીએ દક્ષિણમાં ઉપાડેલા અણનમ જંગથી પ્રેરાએલા રજપૂતાનાના રાજવીઓ પણ નવી સ્વાતંત્ર્યભાવના અનુભવે છે. પણ હિંદુ ધર્મમાંથી રાજકિય સંગતિ અને જાગૃત પ્રાણશક્તિ રહ્યાં નથી. રજપૂત રાજવીઓ એકઠા થતા નથી. શિવાજીના વંશજો સત્વહીન છે. તેમની સત્તા બ્રાહ્મણ મંત્રીઓ પચાવી પાડે છે, અને પેશ્વાઓ જોરતલબી અને પેશકદમીનો યુગ શરૂ કરે છે. ગ્વાલીઅર, ઇંદોર, વડોદરામાં તેના સામંતો રાજાઓ બની બેસે છે. અચૂક અને અબાધિત સત્તાનાથ અને છેલ્લા રાજનીતિપટુ નાના ફડણવીસની અદ્ભુત પ્રતિભા થોડા વખત માટે ખાળી રાખે છે. પણ સુરજમલ્લ જાટના વિશ્વાસભંગ, મિત્રસત્તાઓની ઈર્ષા, અને સાથીદારોની દગલબાજીને લીધે સદાશીવ ભાઉએ દુરાનીના આક્રમણ સામે પાણિપતના પુરાતન મેદાન પર હિંદી આઝાદી અને હીંદુ પુનરૂત્થાનનું રોમાંચક પણ નિષ્ફળ રક્ષણ કર્યું. ત્યાર પછી એક સમવાયી સંઘ તરીકે પણ મરાઠા સામ્રાજ્ય જીવી શકે એમ નહોતું.

## ઈસ્ટ ઈન્ડીઆ કંપની

મોગલ અને મરાઠા સત્તાઓ લોપ પામી અને તેમની જગાએ એક વેપારી મંડળ—ઈસ્ટ ઇન્ડીઆ કંપનીની સત્તા જામે છે. એની એકતા અને સ્વદેશનિષ્ઠાએ બ્રિટનના હિંદમાંના એશિયાટિક સામ્રાજ્યનો પાયો નાખ્યો. હિંદના ઇતિહાસનું એ સૌથી વધુ કલંકિત પ્રકરણ છે. શાહ સોદાગર, શરાફ, અમીચંદ વાણીઆએ ક્લાઈવને બંગાળા વેચીને કનોજના જયચંદે શરૂ કરેલા રાષ્ટ્રિય દગાખોરીના પ્રકરણની પૂર્ણાહુતિ કરી હતી. તે કોણ ભૂલી શકે એમ છે? પોતાના જ સાર્વભૌમત્વને માટે પણ મરાઠા રાજવીઓ એકઠા થવા તૈયાર નહોતા એ વાંચતાં કોને શરમની લાગણી થતી નથી? પણ તે તો સૈકાઓ પહેલાંની રજપૂત દગાખોરીનો વારસો હતો. દેશ માટે કોઈને લાગતું નહોતું; જાત—પોતાનું રાજ્ય—પોતાનો વંશ—એને માટે જ દરેક મથતું અને કાવત્રાં રચતું. વ્યક્તિના કે સ્વાર્થના ખ્યાલ વગર, પક્ષાપક્ષી કે રાજકારણથીએ પર રહીને, રાજ, પ્રજા અને દેશ તરફની ફરજ અદા કરવાનો મહાન આદર્શ તો પરદેશી વેપારીઓ પરભોમના વહીવટકર્તા અને સેનાપતિઓએ કલ્પ્યો અને અમલમાં મૂકયો; અને તેઓએ જ ધ્યેય અને નીતિમાં સુગઠિત એવી સાર્વભૌમ મધ્યસ્થ સત્તા સ્થાપી અને સ્થિર કરી; અને એ રીતે સૈકાઓની ખોટ પૂરી પાડી. હિંદુસ્થાનનું ધન અને હિંદીઓનું સ્વમાન લૂટતાં લૂટતાં પણ દોઢસો કરતાં વધારે વર્ષોથી બ્રિટીશરોએ અજાણતાં જ હિંદી એકતાનું ઘડતર કર્યું છે; પણ તે વાત જુદી છે.

## શીખ સત્તા

અને બીજું એક ચિત્ર પણ છે. મુસ્લિમ સત્તાના મધ્યાન્હે, મુસ્લિમ સામ્રાજ્યની વચ્ચોવચ્ચ, ઉત્તરમાં આગ્રહી, લડાયક, શીખ ધર્મનો જન્મ થયો. ઝઘડતા ધર્મોના સમન્વયના આશયથી ગુરુ નાનકે તે સ્થાપ્યો હતો. તેના ઉત્તરાધિકારીઓએ તેને વિકસાવ્યો, અને એ

ગુરુઓમાંના શ્રેષ્ઠ ગુરુ ગોવિંદસિંહે ખરા નેતાની અચૂક નજરથી ભક્તોની લડવૈયામાં કાયાપલટ કરી. નવા સંપ્રદાયની વધતી સત્તા કશાથી ખાળી શકાઈ નહિ. દમન અને સીતમથી શીખ સંસ્થામાં પ્રાણ પૂરાયા અને તેની લાગવગ વધતી જ ચાલી. પાંચ નદીનો પ્રદેશ શીખ સંઘની છાવણીમાં ફેરવાયો. રાવીના કિનારા પર શક્તિશાળી રાજ્ય જામ્યું. તેના યોદ્ધાઓએ પોતાના ઘોડાઓને અફઘાનિસ્તાનમાં કાબૂલ નદીનાં પાણી પાયાં, અને શ્રીનગરની પુષ્પપૂર્ણ ખીણોમાં આરામ આપ્યો. તેના અજય્ય લશ્કરે લાંબા સમય સુધી બ્રિટિશોની ઉત્તર તરફની પેશકદમીનો વિરોધ કર્યો અને થંભાવી. પણ રાજપૂત અને મરાઠાઓ માફક આત્મગુમાન અને સ્વાર્થને લીધે શીખો પણ પોતાનું કાર્ય ચૂક્યા. હજારો વર્ષથી સાંપ્રદાયિક, પ્રાંતિક અને વ્યક્તિગત વાડાઓનો પરંપરાગત રોગ હિંદુસ્તાનને કોરી ખાય છે; અને આખરે બ્રિટિશ સામ્રાજ્યવાદે દેશવ્યાપી હથિયારબંધી અને આર્થિક નાદારી ઉપજાવી, જેને લીધે જ રાષ્ટ્રિયતાનો અર્જ ભૂલી ગયેલી હિંદી પ્રજાઓમાં એકતાપૂર્ણ રાષ્ટ્રવાદનો જન્મ થયો છે. શીખો હજીએ શક્તિશાળી છે, અને સ્વતંત્ર હિંદ માટે બલિદાન આપવાનું અને ફાંકડા પડાણો સાથે રહી હિંદની સરહદના રક્ષણનો જુમ્મો ઉઠાવવાનું તેમનું નવું જીવનકાર્ય છે. રાજપૂતો અને મુસ્લિમો સાથે મળી હિંદની સાથે અને મોગલ સમયની ઉત્તરની સરહદ ફરીથી મેળવવી અને આવતી પેઢીના "સાર્વભોમ હિંદી સમવાયતંત્ર" માટેના હિંદી પ્રજાના ભાવિમાં યોગ્ય ભાગ લેવાનું તેમનું જીવનકાર્ય છે.



## પ્રકરણ ૨જું

### ભારતના લોકો–ગ્રામ અને ગ્રામવાસી

પણ આ બધું તો ઇતિહાસના અસ્થીર ચલપટ પરના રાજવંશોનું જ ચલચિત્ર છે. પણ લોકોનું શું? રાજ્યો ઉગ્યાં અને આથમ્યાં, સામ્રાજ્યો ખીલ્યાં અને કરમાયાં એ સૈકાંઓ દરમિયાન હિંદુસ્થાનની આ મનોરમ ભૂમિકામાં તન તોડતા કરોડોનાં જીવન, આશાઓ, યાતનાઓનું શું? યાતનાપૂર્યાં આ યુગો દરમિયાન જમીન ખેડતા કિસાનનું જીવન સાદ્યંત કરુણ જ રહ્યું છે. દેશના માલિકો બદલાય અને વહિવટદારો બદલાય, પણ ખેડૂતે તો પોતાના કાળા–વૈતરા અને ઉન્હા લોહીથી રાજભાગ આપ્યા જ કર્યો છે. રાજા અને તેના અમલદારોની તિજોરીઓ તર કરવા તે મજૂરી કરતો. તેના માલિકને જમીન અને જશ મેળવનારાં જુદ્ધો ખેડવા તે પોતાનો દેહ આપતો. તે ઝૂંપડીઓમાં રહેતો, સૂર્યના તાપમાં તડપતો, ચોમાસાના ધોધમાર વરસાદમાં વૈતરું કરતો, પાક લણતાં શિયાળાની કડકડતી ઠંડીમાં ઠરી જતો, અને પછીથી પોતાની મજૂરીના પરિપાકને લૂંટાવવાની નિર્જીવ શાંતિથી રાહ જોતો.

પુરોહિત, શિક્ષક, વૈદ્ય, વાળંદ, કુંભાર, સુથાર, લુહાર, કડિયા, ભંગી, મોચી, ચમાર, પગી, તલાટી, મુખી–બધા સાથે એ પોતાનો પાક થોડો થોડો આનંદપૂર્વક વહેંચતો અને પક્ષીઓ, ખોડાં ઢોર, તેમજ ખેતરપાળ–કાકાબળિયા વગેરે દેવોને પણ હિસ્સો મળતો. રાજ્ય પોતાનો અડધો કે ત્રીજો ભાગ લેતું. નાના મોટા બધા અમલદારોને ગામડું પોતાનો લાગો ભરતું; અને બાકીનો સમય નિદ્રાના ઘેનમાં પડી રહેતું.

ઘણીવાર તેનાં ખેતરો વેરાન બનતાં અને ઝઘડતાં સૈન્યો તેનો ઊભો પાક ભેળી નાખતાં. ઘણીવાર તેનો માલિક પોતાનો માલિક બદલતો. ઘણીવાર તેના પરની હકુમતમાં ફેરબદલી થતી કે નવી હકુમત લાદવામાં આવતી. આ બધા ફેરફારોમાં કિસાન–ખેડૂત માત્ર ઉત્પાદક અને કર ભરનાર હતો અને ગામડાનું જીવન ક્રોધિલી ઉદાસિનતામાં દબાયેલું રહેતું. ગામડાંની કોઇને પડી નહોતી અને ગામને કોઈની પડી નહોતી.

સિરબંદીઓ આથડતી હતી અને જમાદારો રાજાઓ બની બેસતા હતા, ત્યારે ગામડું પોતાનું સ્વરાજ્ય સાચવી રહ્યું હતું, અને સ્થાનિક સત્તાને કેન્દ્રિત કરતું હતું. ગ્રામસભા એ સ્થાનિક ધારાસભા હતી. ગામના વૃદ્ધોની પંચાયત એ મુખ્ય વહીવટી મંડળ હતું. અને મુખી ગામડાનો આગેવાન પ્રતિનિધી અને વડિલ હતો. ગોચર જમીન અને ખેડાણના ભાગ નક્કી કરવાનું, લાગા વસુલ કરવાનું, ઝગડાઓમાં લવાદ થવાનું અને ગુનેગારોને નસિયત આપવાનું કામ કરતી. બહિષ્કાર, દંડ અને જરૂર પડે ગામમાંથી દેશનિકાલ એ એની સત્તાના પાયા હતા.

ગામડાંને પણ પોતાના આચાર નિયમો, ઉન્નત્ત નીતિ–સિદ્ધાંતો, મરદાનગીની ભાવના, ઉદારતા, પરોણાગત, ટેક અને સત્યપ્રિયતાનો

ઊંચો ખ્યાલ, ફરજ અને શિસ્તનો સ્પષ્ટ ભાવ, અને સમાજ માટે તેમજ ગામ સમસ્તના હિત અને કાર્ય માટે સેવા અને બલિદાનની સુંદર નિષ્ઠા ગામડામાં મળી આવતાં. આ બધા સૈકાઓ દરમિયાન હિંદી ગામડું આર્થિક અને વહીવટી એકત્ર હતું. તે સ્વાશ્રયી અને સ્વાયત્ત, આત્મતંત્રી અને આત્મરક્ષક હતું; અને અણુવીરમ્યા આંતર્ કલહો અને સ્થાનિક ઝઘડાઓ,યુદ્ધો અને વિગ્રહોથી ભરેલાં હજારો વર્ષોમાં અડગ અને અલિપ્ત રહેલા અદ્‌ભુત ગ્રામસંસ્કૃતિ ત્યાં સ્થિર થઈ હતી. અને તેના આચાર કે અર્થતંત્રને અસર થયા વિના કે તેની સત્તામાં ફેર પડ્યા વિના તેણે શત્રુઓને વશ કર્યા હતા, નવયુગના આઘાતો પચાવ્યા હતા; અને પોતાનું સ્વત્ત્વ જાળવી રાખ્યું હતું. આ બધા યુગોમાં હિંદી ગ્રામે પોતાનું સંગીન અર્થતંત્ર, આચાર નીતિ અને સુંદર સંસ્કૃતિ જમાવી; પોતાની સ્થાનિક સત્તા પૂરેપૂરી જાળવી અને પંચાયતને એવી પ્રતિષ્ઠિત કરી કે રાજા કે વિજેતાને એના વિના ચાલે નહિ. દસ સૈકાઓમાં ગામડું આખા દેશની શાંતિ અને આબાદી માટેના એક અજેય સાધન અને અજોડ શક્તિ સમાન સિદ્ધ થયું. અને પરદેશના વિદ્વાન મુસાફરોને આશ્ચર્યમુગ્ધ કરે એવા બલિદાન અને ઔદાર્યનાં મહાકાર્યો અને ઉચ્ચ ભાવનાઓના મૂળ તરીકે અને સંસ્કૃતિના અખૂટ ઉદ્‌ગમસ્થાન તરીકે તે ટકી રહ્યું. તેમાં સંતો અને પ્રણયીઓ, ગુરુઓ અને મરજીવાઓ, શાસ્ત્રીઓ અને કર્મચારીઓ, નેતાઓ અને યોદ્ધાઓ પાક્યા. તેમનું જીવન સુસંગત હતું અને સ્વમાનશીલ સ્વાવલંબનના પૂર્ણ વિકસિત વ્યવસ્થા પર ટકેલું હતું. બધાએ યુગોમાં એવા ધીર કર્મકારો થયા છે, જેમણે પોતાના કુટુંબો માટે વૈતરું કરતાંયે સમાજની સેવા કરી હતી. ગામ માટે ભોગ આવ્યા હતા અને એવી ભવ્ય પ્રણાલિકા ઊભી કરી હતી કે તેમની સંસ્કારિતા, નીતિ અને સંગઠનની બ્રિટિશ વહીવટીઓ પર શરૂઆતમાં જ છાપ પડી હતી. હિંદના બધાય ગ્રામવિસ્તારમાં ગામડાંઓએ પોતપોતાની વ્યવસ્થા ઘડી લીધી હતી, અને આર્થિક

વિનિમય, સહકાર અને રક્ષણની પદ્ધતિ ઉપજાવી હતી. જેને લીધે તેમનું જીવન શિસ્ત અને નીતિપાલન સાથે સંપ અને આબાદીભર્યું થયું હતું. અને કોઈપણ બહારના કાયદાઓ કે તેઓ કરતાં ગ્રામવાસીનો આચાર અને તેનો અમલ વધારે વ્યાપક હતો. કારણ કે તેની પાછળ નૈતિક પીઠબળ અને આધ્યાત્મિક મૂલ્યો હતાં. ગ્રામસમાજનાં રૂઢિ-રિવાજોમાં ન વખોડાય એવું સામાજીક બળ હતું, અને નૈતિક ઉત્ક્રાંતિ અને ગુણવાન્ મહાકાર્યો માટે પ્રેરણા તેમાંથી ઉપજતી. સામાજીક જીવન સંસ્કારી હતું અને સ્થળાભિમાન, સૌજન્યમય ગૌરવ, અને ઉદારતાવાળું એ ગ્રામજીવન સ્થાનિક સ્વરાજ્યથી ઉદ્‌ભવતી સ્વસ્થતા અને આબાદીને લીધે મઘમઘતું હતું. સ્વમાની અને સ્વાશ્રયી ગામડાંઓને શાંતિ અને સંતોષની સંસ્કૃતિને જન્મ આપ્યો અને દેશભરમાં રેલાયેલી એની સંસ્કારિતા દેશના બૌદ્ધિક, રાજકિય, અને આર્થિક–સામાજિક જીવન ઉપર સૈકાઓ સુધી ભારે અસર રહી. ચોદિશ વિસ્તરતી ઉદાર અને ઉભરાતી કુદરતના પડછંદા ઝીલતા સંગીત, કલા અને ઉદ્યોગો ગામડામાં વિકાસ પામ્યાં હતાં. તેમના સ્થાપત્યમાં સાદાઈ અને દૈવી સૌંદર્યનો ભવ્યભાવ પોષાતાં હતાં. તેમનાં તળાવો, જળાશયો, ચોકઠાં અને ચોગાનો, મંદિરો અને મસ્જિદો, અખાડાઓ, મઘમઘતી વાડીઓ, ધર્મશાળાઓ અને ખળાઓમાં તેમનો જાહેર જુસ્સો જણાતો હતો અને મધ–દૂધ કે ફળ વેચવામાં નાનમ અને અનીતિ ગણનાર સુંદર અભિમાનનાં દર્શન થતાં. તેમની સંસ્કૃતિ બજારુ કે વેપારીની સંસ્કૃતિ નહોતી. તે તો ભરચકતા આપતી અને આપત્તિઓ ઉવેખતી સૌંદર્ય અને દિલાવરીની–ધરતીમાતા અને સૂરજદાદાની–ઉત્સાહી શ્રમ અને સ્વાર્પણમય સ્નેહની સંસ્કૃતિ હતી. ગામડું દેશને અન્ન, દ્રવ્ય, ગોધન અને લડવૈયા પૂરું પાડતું. અને અતંત્ર રાજાઓના સીતમો, વારસાના વિગ્રહો કે સામંતોના યુદ્ધોથી ક્ષોભ પામ્યા વિના પોતાની દૂધણુહિત, નિર્દંભ અમીરાત અને પ્રજાતંત્રના બળથી પોતાનું રક્ષણ કરતું. હિંદમાં ગામડાંએ જે પ્રાધાન્ય મેળવ્યું તેનું રહસ્ય એજ

હતું કે હિંદુઓના સુંદર વેદો અને ઇસ્લામના સૂફીવાદના દર્શકો પ્રકૃતિ અને સૌંદર્યના દૈવી ઉપાસકો અને પ્રણયીઓ–એવા ઋષિઓના આત્મા તેને વારસામાં મળ્યો હતો.

આ પ્રમાણે ઉદાત્ત ભાવનામય અને રસતરબોળ જીવન ગામડામાં પ્રવર્તતું, ત્યાં નારીત્વનું રક્ષણ અને સન્માન થતું; અને સતીત્વ અને ગોત્રશુદ્ધિ એ આખા સમાજની ફરજ અને જવાબદારી હતાં એમ પારણામાંથી જ શીખવાતું. સ્ત્રીઓ જીવનસાથી હતી. ખેતી અને ઢોરઉછેરમાં મદદ કરતી. કોઠાર, પશુધન અને સ્વાસ્થ્યરક્ષાનો ભાર ઉપાડતી અને કુટુંબ અને અતિથિની સવડ સાચવતી. વળી આતિથ્યસત્કાર એવી સૃજનતા અને સહૃદય મમતાથી ઓતપ્રોત હતો કે તેમાંથી ‘ રાખીબંધ ભાઈ ’ની અજોડ ભાવના ઉત્પન્ન થઈ, અને ભાઈ કહેનાર ધર્મની બહેનના રક્ષણને ખાતર મરી ખૂટવાની જવાબદારી પુરુષો ઉમંગથી ઉપાડી લેતા. પ્રણયની અને સ્વાર્પણની રોમાંચક ઘટનાઓ ગામડાંઓમાં બનતી. અહીં એક વડની છાયા નીચે વાંસળી વગાડતા કિશોર પર પસાર થતી શરમાળ મુગ્ધા કટાક્ષ ફેંકે છે, પણ વર્ષોનો મૂંગો પ્રણય અફળ જાય છે. આશાભંગ તે યુવાન પ્રિયતમાને કારણે રણે ચઢે છે કે નિરાશ કે નિષ્ફળ પ્રેમના સ્મરણો સેવતો સંન્યાસનો અંચળો ઓઢે છે. અહીં એક નવવધૂને સાસરે લઈ જતા બહાદુરો તેને અત્યાચાર કે અપહરણથી રક્ષવા માટે નિશ્ચિત મૃત્યુ આમંત્રતા ઝઝૂમે છે. ત્યાં બહારવટીઆઓનો સરદાર જાણે છે કે તે શણગારેલા રથમાં તો પોતાના પ્રિયતમને આણે વળાવેલી અલંકૃત નવવધૂ છે ત્યારે નીચે નમે છે અને પુનિત રક્ષાબંધન માટે હાથ આગળ ધરે છે. એક ભાઈ તરીકે તેના રક્ષણનો જુમ્મો તે ઉઠાવે છે અને ઘવાયલા પ્રતિસ્પર્ધિના ઘા પોતે ધૂએ છે. અને ભાઈ તરીકે ‘ કાપડા ’માં કિંમતી બક્ષીસો આપી પોતાના જ સાથીઓ સાથે તેને સલામત વળાવે છે અને પોતાના ધન અને ગોધનના રક્ષણ માટે તરુણો કે વૃદ્ધો પણ ઓછા તત્પર નહોતા.

પોતાના ગામના રક્ષણ માટે ખપી ગયેલા શૂરવીરોના સ્મરણસ્તંભશા પાળિયા ઠામઠામ ઊભા છે. અને આ રીતે એ શૌર્યપૂર્ણ સૃજનતા ગામના ન્યાય અને વહીવટમાં પમરાયલી છે. અહીં ઘણી ઓછી જમીનવાળું મોટું કુટુંબ છે. ગામના સત્તાધીશો તેમને ગામોટ જમીનમાંથી યોગ્ય પ્રમાણમાં થોડી સાંતી કાઢી આપે છે. વારસા કે ભાગ માટે કુટુંબકલહ થાય છે કે ગેરવર્તાવ, માનભંગ, અપમાન કે ઇરાદાપૂર્વકના બગાડ માટે કે પૈસાની લેણાદેણી માટે ફરિયાદ થાય છે. ગ્રામપંચાયત તેનો મીઠાશથી નિકાલ કરે છે. અને તેનો નિર્ણય વિધિનિર્માણ જેટલો અફર મનાય છે. રાત્રીની નીરવ શાંતિમાં માણભટ્ટ કે ગામગઢવી પાસેથી ભૂતકાળનાં મહાકાવ્યોની કથા કે પરાક્રમ અને સ્વાર્પણની કીર્તિગાથા સાંભળવા કે પ્રાર્થના કરવા ગ્રામવાસીઓ ભેગાં થતાં. વર્ષને અંતે શક્તિની અધિષ્ઠાત્રી મહાશક્તિના માનમાં અદ્‌ભુત નવરાત્રીના ઉત્સવ ઉજવતાં, અને દશેરાના મર્દાનગીભર્યા ખેલ અને રમતો તેમજ ફટાકા, દારૂખાનું અને દીપમાળાઓથી રાચતો દિવાળી–દીપોત્સવીનો ઉત્સવ માણીને ગામડાનું આનંદપર્વ ઉજવાતું. લણણી પૂરી થાય છે અને વસંત આવે છે. યૌવનનો ઉત્સવ–હોલિકા પધારે છે, અને વનમાળાથી શોભીતા કેસરવર્ણા જલધાર રેલતી પીચકારીઓથી સુસજ્જ તરુણ અને વૃદ્ધો, સ્ત્રીઓ અને પુરુષો, સંગીત અને મુક્તહાસ્યના ધ્વનિ સાથે તાલમાં નૃત્ય આદરે છે. અને રમઝાનનો પવિત્ર મહિનો આવે છે. લાખો અને કરોડો મુસલમાનો અપવાસ આદરે છે અને દુઆ ગુજારે છે. અને આત્મબલિદાનના ઉત્તમોત્તમ ઉદાહરણ, હુસેનના અદ્‌ભુત સ્વાર્પણના મહાકાવ્ય જેવો મોહરમનો ભવ્ય સમારંભ આવે છે. મુસલમાનો એ મહા કરુણ પ્રસંગને રાષ્ટ્રિય શોક પાળી ઉજવે છે. અને અનેક હિંદુઓ તેમાં સાથ પૂરે છે. અને તે પછી જેણે ઈસ્તંબૂલની સેંટસોફ્રાયાની મસ્જીદ અને આગ્રાના તાજમહેલ જેવા સૌંદર્યધામો સર્જનારી અને સામ્રાજ્યો સ્થાપનારી નવસંસ્કૃતિ અને સમાજ; જેણે અરબ-

સ્તાનના રેતાળ રણમાં સર્જ્યો તે અને તેને ઇસ્લામ—શાંતિ—એવું અર્થગંભીર નામ આપ્યું અને પવિત્ર કુરાનને અમર કાવ્યમાં કર્યો તે મહાપવિત્ર પયગંબર મહંમદ રસૂલ અલ્લાહની યશગાથા ગાતી ઇદનો પુનિત તહેવાર આવે છે. તે પછી આનંદના પૂર લગ્નગાળાના સમારંભોથી ઉભરાય છે, અને પછી વૈશાખ ધખતા ઘામમાં ખેતી માટેની મજૂરીમાં ગામ આખું પડી પડે છે. આમ સેંકડો વર્ષ સુધી હિંદના લાખો ગામડીઆઓમાં એ સંસ્કૃતિઓ અને ધર્મોએ ભાઈચારો સાધ્યો છે અને હિંદુ અને મુસ્લિમ બન્ને સમાજે શ્રમ અને સેવાનું સરખું જીવન જીવ્યા છે. તેમણે ગામના સામાન્ય હિત અને સામાન્ય હેતુ, તેના તંત્ર, સમાજ અને અર્થકારણ માટે એકસરખી જવાબદારી અને લાભો ઉઠાવ્યા છે, અને એકજ રમતો અને ઉત્સવો માણ્યા છે. આ સંપ, સમન્વય અને એકતા—આમેદને લીધે જ ભવિષ્યના ભારત રાષ્ટ્રનિર્માણની નિશ્ચિતતા છે; કારણ કે એ રાષ્ટ્ર ઉદાર ભાવનાઓ માટે પ્રેરાયેલા સ્વાર્પણ, સૃજનતા અને શૌર્યની ભવ્ય પ્રણાલિકાઓવાળા ગ્રામસમાજ પર સ્થાપવાનો છે.



# પ્રકરણ–૩ જું

## બ્રિટનનો અવાજ

**એક** વેપારી પેઢીમાંથી એક સૈકામાં જ સામ્રાજ્ય સર્જનારી પેશકદમી સામે અભેદ્ય મોરચા જેવાં ખડાં ઉભેલાં જુગજૂનાં હિંદી ગામડાં અને ફૂત્તેહમંદ ગ્રામસમાજનો બ્રિટિશ વહીવટી અમલદારને સામનો કરવાનો હતો. ઈસ્ટ ઇન્ડીઆ કંપનીનો ઇતિહાસ રોમાંચક કથા જેવો છે. પણ તેમાં તાત્કાલિત આવશ્યક્તાપુરતા નીતિ પલટા છતાંએ ધ્યેયની સ્થિરતા અને કાર્યક્રમ, એકધારી ગતિ સાચવતી– પદ્ધતિ, વિચારણા, યોજના અને કાર્યક્ષમતા રહેલાં છે. ઇંગ્લાંડના ડાવકા રાજકર્તાઓનું એક લક્ષ હતું વ્યાજ–વેપારમાં નફો, અને તેમની એકજ વૃત્તિ હતી–વેપારના વિકાસ અને આબાદી માટે આંતરિક શાંતિની સ્થાપના. એમને એકજ હેતુ હતો–આર્થિક જમાવટ માટે રાજકિય લાગવગ અને હિંદીઓને તાબે કરવા માટે અને તેમનું આર્થિક શોષણ કરવા માટે તેમનો સહકાર મેળવવાની યોજના તેમણે ઘડી કાઢી. તેમને એક નીતિ હતી–સત્તાશીલોના હિત: રક્ષવાનો અને જૂની સંસ્થાઓ નબળી પાડવી અને જૂની પ્રણાલિકાઓ મૃતપાય કરવી.

એમની એકજ અગમચેતી હતી–બ્રિટનની આબાદી અને મહત્તા માટે હિંદનો ઉપયોગ, અને શાહી અને આંતરરાષ્ટ્રિય મિત્ર તરીકે હિંદની જાળવણી. વહીવટી સુધારા, રાજકિય અપક્રાંતિ અને આર્થિક છૂટછાટોમાં બ્રિટનની રાજનીતિને દોરનાર આજ અલિખિત પણ પૂર્વનિશ્ચીત સિદ્ધાંત છે. પણ આ સિદ્ધાંત અમલમાં મુકાતાં લોકોની આત્મશ્રદ્ધા અને શૌર્યનો ધ્વંસ કરનારી હથિયારબંધી અને વહીવટી કેન્દ્રીકરણથી તેણે દેશના આત્માને હણી નાખ્યો.

આર્થિક પરતંત્રતાએ ગ્રામવાસીઓમાં દરિદ્રતા રેલાવી–હિંદુ મુસ્લિમોમાં ભેદ પાડી–અલગ સંગઠ્ઠન કરવાના હેતુથી પ્રેરાયલી રાજકિય ગુલામીએ એ પ્રજાઓની નૈતિક અવનતિ કરી, અને આ રીતે હિંદમાંની બ્રિટિશ કાર્યનીતિએ સ્થિરતા મેળવવાની ઇચ્છાથી ગામડાનું સ્વરાજ્ય અને સત્તા છીનવી લઈને અનેક ‘ છોટા ’ અમલદારોની એડી નીચે ગામડાનો સ્વતંત્ર જુસ્સો કચડી નાખીને હિંદી ગામડાના આત્માને હણી નાખ્યો. બ્રિટિશ સત્તાએ પ્રજાના સહજીવનનો સર્વનાશ કરીને જ હિંદને એકધારા કાયદા અને રાજકિયરૂપ આપ્યું છે. હિંદી સ્વાતંત્ર્યના શબ ઉપર તેણે સાર્વભૌમત્વનું ઐકય સ્થાપ્યું. સ્વતંત્રતાની કતલ ઉપર તેણે સંસ્થાન રચ્યું. તેણે પાંત્રીસ કરોડ હિંદીઓની ગુલામી સુવ્યવસ્થિત કરી અને તેને સામ્રાજ્યનું ગૌરવવન્તું (!) નામ આપ્યું. પણ તે હિંદના આત્માને સ્પર્શી શકી નહિ, એટલું જ નહિ પણ બ્રિટનના આત્માને તેની સાથે હિંદનાં ગામો અને ઉપવનોમાં સંપર્ક સાધતાં અટકાવી શકી નહિ.

અને હિંદે પીછાણ્યો છે એ આત્મા બર્ડ અને બ્રીઈટના વેસ્ટ મિનિસ્ટરમાંના વાણીપ્રવાહથી એક શૌર્યમય દિલાવરીમાંથી ન્યાય અને સ્વાતંત્ર્યનો તે આત્મા પ્રગટયો છે. બ્રિટનની ખેલદિલી, કર્તવ્યનિષ્ઠા અને સ્વમાનશીલતા તેણે પ્રકટાવ્યાં છે. રાજા જોન પાસેથી તેણે મેગ્નાકાર્ટા પડાવ્યો હતો, અને પ્રજાના સ્વાતંત્ર્ય અને હક્કોને

રગદોળવા મથનારા પહેલા ચાર્લ્સને ફાંસી અને બીજા જેમ્સને દેશવટો દીધો હતો. તેણે ગુલામીના નાશ માટે પાર્લામેન્ટ ગજાવી હતી. અને હિંદી મંત્રી એડવીન મોંટેગ્યુના ૧૯૧૭ની સ્મરણિય જાહેરાતથી સ્વાતંત્ર્યનું ગુંજ કર્યું હતું. ૧૯૧૨માં સમ્રાટ પંચમ જ્યોર્જે હિંદ પ્રજાજનોને 'સ્વરાજ્ય'નો શબ્દ સુણાવ્યો. તે પછી ૨૫ વર્ષે–૧૯૩૭માં હિંદનો નબળો પડતો અને ઘસાતો જતો પ્રેમબંધ પાર્લામેન્ટ વજ્રલેખ કરી શકી હોત. સંસ્થાનોને રાજ્યપદ આપતો વેસ્ટમિનિસ્ટરનો ધારો તે ઘોષણા કરી શકત. પણ મહાયુદ્ધ પછીના વર્ષોમાં બ્રિટિશ રાજનીતિએ દેવાળું ફૂંક્યું હતું. ઈંગ્લાંડમાં હવે ગ્રામવાસી અમીરાતમાંથી રાજકર્તા વર્ગ આવતો નહોતો, પણ તે વર્ગ કારખાનાદારો અને દારૂ ગાળનારાઓના ધનિક વર્ગમાંથી આવતો હતો. એને બ્રિટિશ આમવર્ગે હજી પણ આંતર સમાજ–બાનુઓ અને ગૃહસ્થો–ધનિકોની હાજરીમાં ટોપી ઉતારવાની ટેવ છોડી નહોતી. બ્રિટનના હિંદીતંત્રને નકામું બનાવી દે એવા સંગ્રામ અને કલહને સદાને માટે દફનાવવાની ઐતિહાસિક પળ આવી અને ચૂકાઈ–હજી પણ કદાચ બહુ મોડું ન હોય. તેમના પિતાએ હિંદી સ્વાતંત્ર્યની કરેલી શુભ શરૂઆતનો યુગ આઠમા એડવર્ડ પૂરો કરી શકત, અને છઠ્ઠા જ્યોર્જ એ કરી શકે છે. હિંદનું સ્વાતંત્ર્ય એ એક પવિત્ર જુમ્મેદારી છે. કારણ કે જગતની શ્યામ પ્રજાઓની મુક્તિ અને સ્વાતંત્ર્યની ઘોષણા હિંદના આત્માએ કરવાની છે; અને જગતની કોઈપણ સત્તા ઈશ્વરે સર્જેલા એશિયામાંના પાંત્રીસ કરોડ માનવીઓના જાગૃત જુસ્સા અને શ્રદ્ધાભરી ઈચ્છાશક્તિને દાબી શકે નહિ.



## પ્રકરણ ૪ થું

### હિંદનો આત્મા

હિંદનો આત્મા જાગૃત થયો છે. રાજા રામમોહનરાયના વખતથી અને મેકોલેએ કેળવણીપદ્ધતિ દાખલ કરી ત્યારથી એણે જાગવા માંડયું હતું–તેને બ્રિટિશ રંગ લાગ્યો છે, અને તે મુક્તિની આ યુગની ઘોષણા કરે છે તે યોગ્ય જ છે; કારણ કે દસ દસ દાયકાથી બ્રિટનનો આત્મા યુનિવર્સીટીમાં અને બ્રિટિશ સાહિત્ય મારફત દેશમાં પમર્યો છે. પોતાના દેશની સેવા માટે પરદેશવાસ વેઠતા અને પોતાની હકુમત હેઠળના લોકો તરફની ફરજ–વફાદારી અને માનભરી રીતે બજાવી ચૂકેલા સીવીલીયનો મારફત ઇટન, હેરો અને ઈંગ્લીશ પબ્લીક સ્કૂલોનું કેમ્બ્રીજ અને ઑાકસફર્ડ, એડીનબરો અને ડબ્લીનનું ચેતન દરેક દસકામાં હિંદમાં રેલાયું છે. આ ગૌરવવંતા બ્રિટિશરોએ ખેલદિલી અને ઇમાનદારીનાં, પ્રમાણિક વહીવટ અને શુદ્ધ ન્યાયનાં, વ્યક્તિગત ચારિત્ર્ય અને કાયદાના પવિત્રનાં પોતાનાં ધોરણો અને જાહેર વર્તનમાં પોતાના ધારાઓ હિંદમાં દાખલ કર્યા. એની સાથે જગદ્‌વ્યાપી વ્યાપાર અને હિંદી ઔદ્યોગિકરણને દાખલ કરવાને લંડન અને લીવરપૂલનું ચેતન આવ્યાં. પણ બેકન અને શેક્સપીઅર, બેન્થામ અને આદમ-

સ્મીથ, કાર્લાઈલ અને રસ્કીન, જેમ્સ મીલ અને કૉબ્ડન, હેમ્પડન અને વિલ્બરફોર્સ, ટેનીસન અને વર્ડ્ઝવર્થ, શેલી અને કીટ્સ, બેનરમેન અને એસ્કવીથ, રીપન અને અર્વીન–એઓનો આત્મા જ હિંદની શાળાઓ, કૉલેજો અને યુનિવર્સીટીઓમાં ફેલાઈ ગયો છે. તેમણે જ કેળવાયેલા હિંદી નાગરિકોની પેઢીઓ ઉછેરી છે, જેમની પાર્લામેન્ટરી પદ્ધતિના રાજતંત્રની આકાંક્ષા હિંદની સ્વાતંત્ર્ય માટેની મહાન્ ચળવળને વેગ આપી રહી છે. કેળવાયેલા હિંદીઓ તો હજી પણ માને છે કે વિલ્બર ફૉર્સની ભાવના જ વેસ્ટમિનિસ્ટરનું કર્તવ્ય છે. હિંદના પ્રથમના નેતાઓએ આશા દર્શાવી હતી કે બ્રિટન પોતાની ફરજ બજાવશે અને હિંદને સ્વાતંત્ર્ય મેળવવામાં સહાય કરીને ઇતિહાસમાંનો અજોડ ચમત્કાર કરી બતાવશે. હિંદીઓની આ ઉમેદને બ્રિટનના રાજનીતિજ્ઞો છેહ નહિ દે એવી આશા હજી પણ સેવાય છે.

**સ્વાતંત્ર્ય**

હિંદને સ્વાતંત્ર્ય મળતું કોણ રોકી શકે એમ છે ? સ્વાતંત્ર્યનો આત્મા તો વિશ્વવ્યાપી છે. એને મેળવવાનો પ્રયત્ન જ માનુષી છે. સ્વાતંત્ર્યની આ શાશ્વત ઝંખના ફ્રેંચક્રાંતિ, અમેરિકન સ્વાતંત્ર્યવિગ્રહ, અને જર્મની, ઇટાલી, બાલ્કન રાજ્યો અને તુર્કીના પુનરુત્થાનમાં દેખાઈ આવે છે. આર્થિક સમતા સાધી સંપૂર્ણતમ સ્વાતંત્ર્ય માટે મથવાની માનવકૂલની ઝંખનાના પરિણામે જ રશિયન ક્રાંતિ સર્જાઈ અને પાંચ સૈકાની **સામંતિ** ગુલામીમાંથી રશિયા આજે સ્વતંત્ર થયું. માનવ સ્વાતંત્ર્ય અને આર્થિક મુક્તિની આ ભાવના હિંદના આમવર્ગને આકર્ષે છે. કારણ કે આમવર્ગની સંસ્કૃતિ કર્તવ્યસાધના અને જગદ્વ્યાપી ભાવુકતામાં અજોડ છે. હિંદી સંસ્કૃતિનું પરમ લક્ષ્ય વિશ્વસૃષ્ટાના અનંત તત્ત્વમાં લય પામવાનું છે. મુસ્લિમ સંસ્કૃતિનું પરમ લક્ષ્ય પ્રિયતમ પ્રભુના દૈવી તત્ત્વ જોડે આયુજ્ય સાધવાનું છે. પ્રેરણા અને પ્રગતિ, વાંછનાના આ બે મહાન સ્રોત્રો–હિમવાનમાં ગંગોત્રીના

ઉભરાતાં નીરમાંથી વહેતો એક પ્રવાહ અને અરેબિયાના રેતાળ રણુ વચ્ચેની ઉપવન કુંજોથી સુહાતા મદીનાનગરથી વહેતો બીજો પ્રવાહ હિંદમાં સાતસો વર્ષ સુધી ભેગા વહ્યા છે, અને આવતા યુગમાં એ પ્રવાહો ફરી તાજા થઈને વિશ્વશાંતિ અને સમત્વનો સંદેશો આપશે. ક્રિશ્ચીયાનીટીએ પણુ હિંદના સારગ્રાહી અંતર પર વિશુદ્ધિનાં અમી છાંટયાં છે. સર્વાંશે ભક્તિ અનુરાગી બ્રહ્મોસમાજ અને સર્વાંગે ઉત્સાહ છલકતો આર્યસમાજ, સમાજ સુધારાની ચળવળમાં ભેગા મળ્યા છે અને પચાસ વર્ષને અંતે એ ચળવળે જ્ઞાતિ અને રૂઢિની જંજીરો તોડવા માંડી છે. આમ સ્વાતંત્ર્યનું ચેતન ઝબૂકવા માંડયું છે. ૧૮૫૭માં જ્વાળામુખી જેવું એ ભભકયું-સિપાહી યુદ્ધ તરીકે-પણુ તે લોકોનું બંડ નહોતું. રાજવંશોની પુનઃ સ્થાપનાનો પ્રયાસ હતો-એ વંશીય મહત્વાકાંક્ષા અને પ્રાંતિય ધર્વાધતા દેશી રાજાઓને પણુ એકઠા કરવામાં ફતેહમંદ ન થયો-રાષ્ટ્રભાવના જન્મી નહોતી અને બ્રિટિશ સત્તા જ માત્ર સંગઠિત બળ હતું-સ્વદેશાભિમાનને બદલે પ્રાંતિયતા હતી અને અતંત્ર સત્તાના જ ખ્યાલ હતા, અને ગામડાઓમાં વ્યવસ્થિત સ્વાવલંબી અને સંપીલું સમાજજીવન જીવનારા અસંખ્ય ગ્રામવાસીઓ આજે રાજસત્તામાં પોતાને હિસ્સો કે અવાજ મળવાનો નહોતો તેથી સત્તા મેળવવા મથતા લશ્કરી જુગારીઓ તરફ ખુલ્લેખુલ્લા તિરસ્કારથી જોતા હતા-આ બધાં કારણોથી એ બળવો નિષ્ફળ ગયો. એક જ ધ્યેયવાળા અને સત્તાના આગ્રહી બ્રિટિશરોની ઇચ્છા, શક્તિ અને દઢતા આગળ આમલોકોની મદદ વિનાનો ૧૮૫૭નો બળવો ભાંગીને ભૂક્કો થઈ ગયો, પણુ તે હિતકારી અને રાજનીતિની જાહેરાત કરતા રાણીના ઢંઢેરાને પાછળ મૂકતો ગયો. ૧૮૬૧ના કાયદાએ વહીવટ-દારોના વટહુકમોને બદલે ધારાસભાએ પસાર કરેલા કાયદાનો યુગ દાખલ કર્યો. પા સદી સુધી દેશ શાંત પડી રહ્યો, પણુ અસંતોષની આછી લહેરોએ મુંબઈમાં પહેલી રાષ્ટ્રિય મહાસભાને જન્મ આપ્યો. અને ત્યાં હિંદીઓના જાગૃત માનસે પહેલી જ વાર બ્રિટિશ લોકસ-

ત્તાના શબ્દો ઉચ્ચારવા માંડયા. પચાસ વર્ષ સુધી રાષ્ટ્રિય મહાસભાએ બહુ ચીવટથી બ્રિટિશ પાર્લામેન્ટરી મંત્રની ભાષા વાપરી, પણ પ્રાંતોના પ્રગતિશાળી પ્રજાવાદ સાથે મધ્યકાલિન જરી પુરાણા રજવાડાના એક તંત્રવાદનો ખીચડો કરી બ્રિટિશ શાહીવાદે હિંદના કારભાર માટે ૧૯૩૫નો 'બાપુ' શાહી ધારો ઘડી હિંદને પડકાર કર્યો; અને મહાસભાએ પોતાના પ્રમુખ જવાહરલાલ નેહરૂને મોંઢે ક્રાંતિ કરી સમાજવાદની વાણી ઉચ્ચારી.

મહાસભાના જીવનનાં આ પંચાવન વર્ષો રાષ્ટ્રિય જાગૃતિ, રાષ્ટ્રિય ભાવના, રાષ્ટ્રિય દૃષ્ટિબિંદુ–રાષ્ટ્રિય અસ્મિતા અને રાષ્ટ્રિય કૂચકદમના ઉછેરનાં વર્ષો છે. આ અર્ધા સૈકામાં હિંદી માનસમાં સંપ અને સંગઠ્ઠનનું નવદર્શન, વ્યવસ્થામય પ્રયત્નમાં નવી શ્રદ્ધા, અને રાષ્ટ્રકાર્યમાં નવી હિંમત પ્રગટયાં છે.

'૫૭ના વંશસત્તાવાંછુઓ જે એકતા સાધી શકયા નહિ તે પ્રજાવાદની વિચાર શ્રેણીએ સાધી; કારણ કે એ વિચારશ્રેણીએ પ્રજાના હક્કો અને પ્રતિનિધિત્વ ધરાવતી રાજસત્તાના સિદ્ધાંતો ઉચ્ચાર્યા, અને રાજતંત્રના પાયા તરીકે એણે લોકકલ્યાણ અને લોક સત્તાની ઘોષણા કરી. જાહેર નેતાઓ સરકારની રેલ્વે, વેપારી કરવેરા અને સિક્કા નીતિ પર એકસરખી ટીકાઓ કરતા, અને હિંદી હિતો ઉવેખતા અને હિંદી મતને અવગણતા વહીવટી એક સત્તાઓ પર એક સરખો હુમલો કરતા. આ સઘળા રોગોનો એક જ ઉપાય દેખાતો– સ્વરાજ્ય. ગયા સૈકાના રાજદ્વારીઓ માનતા કે હિંદી પ્રશ્નોનો વ્યવહારૂ ઉકેલ કેનેડા, ઓસ્ટ્રેલિયા, દક્ષિણ આફ્રિકાના જેવી સ્થિતિ મળવાથી આવી જાય.

પણ એકહથ્થુ સત્તા છોડવી સહેલી નથી. ૧૮૯૨ અને ૧૯૦૭ના કાઉન્સીલ બીલ સુધારાના ફારસે હિંદના શિક્ષિત વર્ગને ક્રોધિત કર્યો. વાંધાઓ અને અરજીઓ નોંધાવવામાં શ્રદ્ધા રાખનારા અને ક્રિયાત્મક વિરોધથી દૂર ભાગતા જૂના નેતાઓની પદ્ધતિ સામે આ

વર્ગના એક મોટા ભાગે બળવો પોકાર્યો. રાજકારણી નિરાશાનો છેલ્લો દાવ નાકરની લડતનો છે એવી ગોખલેએ તો બનારસમાં ક્યારનીએ ઘોષણા કરી હતી. કલકત્તામાં દાદાભાઈ નવરોજીએ સ્વરાજ્ય હિંદીઓનો જન્મસિદ્ધ હક્ક જાહેર કરીને આ જુદા પડતાં રાજકિય જૂથોને થોડો વખત એકઠાં રાખ્યાં હતાં. એમની આ જાહેરાત લોકમાન્ય તિલકે અને લાલા લજપતરાયે બહુ સ્પષ્ટ અને જોરદાર રીતે ઉચ્ચારી, અને તેમને તેમના ઉછળતા દેશપ્રેમ માટે કેદ અને દેશનિકાલની સજા થઈ. ૧૯૧૧ના રાજ્યરોહણના દરબાર વખતના પંચમ જ્યોર્જના શાહી જાહેરનામામાં 'સ્વરાજ્ય' શબ્દને સ્થાન મળ્યું. રાજાના મુખ વાટે દેશના આદર્શને સ્વીકારવાનો ડોળ ઘાલી રાજકિય પ્રવૃત્તિમાં ઓટ લાવવાની આ ઉસ્તાદીભરી શાહીવાદી ચાલબાજી હતી. પણ પાર્લામેન્ટરી કાર્યવાહીથી સ્વરાજ્ય દાખલ કરવાની બ્રિટિશ સત્તાધારી-ઓને તલ માત્ર પણ ઈચ્છા નહોતી તેથી એ ચાલબાજી નિષ્ફળ ગઈ. દેશમાં લાગણીઓ અતિ તીવ્ર અને તંગ બની ગઈ. બૉમ્બનું આગમન ક્યારનુંય થઈ ગયું હતું અને ત્રાસવાદીઓ અરાજકવાદનો સિદ્ધાંત ક્યારનોય ફેલાવતા હતા. રાક્ષસી રશિયા પર વામનજી જાપાને મેળવેલા મહાજયથી યુરોપીઅન સ્થાપિત હિતોએ સંભાળપૂર્વક ફેલાયેલી એશિયાવાસીઓની હીનતાની ભ્રમણા નાશ પામી હતી. તુર્કીમાં ક્રાંતિ થઈ હતી. ઈજીપ્ત બળવો પોકારતું હતું. સુનિયાત સેન પાસેથી ચીન નવા રાજકિય સિદ્ધાંતો શીખતું હતું. જગજૂનું ઈરાન પણ ખદબદતું હતું. એવામાં ૧૯૧૪–૧૮ નું મહાયુદ્ધ ચાલ્યું અને બ્રિટન ગરજવાન બન્યું. સક્રિય સાથ આપવા માટે હિંદને લલ-ચાવવાને કાંઈ બાકી રાખવામાં આવ્યું નહિ. પ્રજામતના અગ્રણી-ઓએ દેશનાં દુઃખોની દાદ માગવી બાજુએ મૂકી અને જર્મની અને ઓસ્ટ્રિયા–હંગરીની જોરતલબી સામે ઝઝૂમતા મિત્રરાજ્યોના આદર્શોમાં પોતાની શ્રદ્ધા વ્યક્ત કરી. કારણ કહેવાતું કે એ યુદ્ધ તો પ્રજાઓના આત્મનિર્ણયનો હક્ક સ્થાપવા અને પ્રજાતંત્રવાદ

માટે જગતને સલામત બનાવવા ખેડાતું હતું. દસ લાખ મનુષ્યો, દસ કરોડ પૌંડ રોકડા અને દસ કરોડ પૌંડની બક્ષિસો અને સામગ્રી બ્રિટનની યુદ્ધની અણી વખતે હિંદે આપ્યાં. કિચનર જ્યારે ફ્રાંસના રણાંગણો માટેના નવા રંગરૂટોને તૈયાર કરતો હતો ત્યારે ઉત્તર ફ્રાંસમાં ભેભરાયેલા જર્મન દળનાં પૂરને હિંદી ટુકડીઓએ ખાળ્યું હતું.

વિગ્રહ લંબાયો—જર્મન સબમરીન યુદ્ધની અમાનુષિકતાથી ઉશ્કેરાયલા અમેરિકાએ જંગાલિયતની સામે સંસ્કારિતાના રક્ષણ માટે પોતાની અક્ષૌહિણીઓ ઉતારી. પણ નવી દુનિયા રચવા માટેની પ્રેસીડેન્ટ વિલ્સનની સફર ફોગટની જ ગઈ. વર્સેલ્સની સંધી નકારવામાં અમેરિકનોએ ડહાપણ વાપર્યું. તે સંધીએ ભાવનામયતાની ઈંદ્રજાળ ઉચ્છેદી. તે સંધીના પરિણામે યુદ્ધનો અંત મુલકગીરી અને પેશકદમીમાં આવ્યો. મેન્ડેટ–વાલીપણાના ઓઠા નીચે જીતેલા મુલકો પચાવી પડાયા—મધ્ય યુરોપનું અર્થતંત્ર–ટેરીફની દિવાલોમાં ભીંસવામાં આવ્યું. પરાજિત જર્મની અને વિજેતા ઇટલી શત્રુ તરીકે લડેલા મિત્રો બંન્ને સરખા અસંતુષ્ટ બન્યા—અને ફ્રાન્સ અને બ્રિટન સામેનો વિરોધ અને રાષ્ટ્રિય પુનરૂત્થાન અને સંગઠનની જરૂરિયાતને લીધે બંનેના લક્ષ્ય એક સરખા થવા માંડ્યાં. પરાજયથી શરમીંદુ જર્મની અને નિષ્ફળ વિજયથી અસંતુષ્ટ ઇટાલીએ મધ્ય યુરોપ અને ભુમધ્ય સમુદ્રના નવ સંગઠન, આફ્રિકાના નવવિભાજન અને એશિયાના હકુમત અને શોષણ માટે નવી યોજનાઓ રચવા માંડી.

અને હવે જાપાનની સહાયથી રોમ–બર્લિન ધરીએ જબ્બર જોરતલબી આદરી છે. જીબ્રાલ્ટર અને અલેકઝાંડ્રિયા, એડન અને સિંગાપોર, હોંગકોંગ અને શાંગહાઈમાં બ્રિટનને તે રૂંધી નાખે છે અને ફ્રાંકોની એડી નીચે સ્પેનને છૂંદાવીને ફ્રાંસને ઘેરો ઘાલે છે. આમ વર્સેલાઇની સુલેહ માત્ર તહકુબીજ બની અને આદર્શવાદ ભસ્મિભૂત થયો. આ ભ્રમથી હિંદ પણ મુક્ત રહ્યું નહિ.



# પ્રકરણ ૫ મું.

## મહાસભાની લડત

### અહિંસક બંડ

છેલ્લી હિંદી ટુકડીઓ હજી તો સ્વદેશ માંડ પહોંચે છે ત્યાંતો અસંતોષના ઉદ્ગારો દાબી દેવા અને સ્વાતંત્ર્ય પ્રયાસો કચડી નાખવાના હેતુથી રચાયેલા ઘોર અત્યાચારી રોલેટ કાયદાની હિંદને બક્ષિસ મળે છે. હિંદનો આત્મા ત્રાસી ઊઠે છે. તેને મહાત્મા ગાંધી નવો સરદાર મળી જાય છે. અન્યાય સામે ન્યાય મેળવવા માટે શાંત સત્યાગ્રહનું નવું શસ્ત્ર તેણે સર્જ્યું છે. દક્ષિણ આફ્રિકામાં સ્વમાન અને નાગરિક હક્કો માટેની હિંદીઓની લડતમાં તેનો એણે પ્રયોગ કર્યો હતો. ખેડાના કિસાનો, ચંપારણના ખેતી–મજુરો અને અમદાવાદના મીલ કામદારોને તેણે ન્યાયની તાબેદારી નકારવાની સલાહ આપી હતી. હિંદને રાજકિય ચળવળ માટે એક પ્રચંડ કારાગ્રહમાં ફેરવી નાખતો અવિચારી રોલેટ કાયદો હિંદના સ્વમાન અને આખરી ફટકા સમો તેને લાગ્યો. આ કાળો કાયદો રદ કરાવવા તેણે ઝુંબેશ ઉપાડી. લોકોનો ક્રોધ અને ઉશ્કેરણી છેલ્લી હદે પહોંચ્યાં

હતાં. ગાંધીજીએ રોલેટ એક્ટ સામે સત્યાગ્રહની ઘોષણા કરી અને દેશ આખામાં એવા પ્રચંડ સામુદાયિક દેખાવો થયા કે સીમલાના અણુઇતબારી સત્તાધીશો ગભરાઈ ગયા. લાહોરમાં એક નાના સ્થળમાં શાંતિમય દેખાવ માટે ભેગા થયેલા અશસ્ત્ર લોકો પર એક બ્રિટિશ લશ્કરી અમલદારે ગોળીબાર કરવાનો ઠંડે કલેજે હુકમ કર્યો. ૧૮૫૭ના દિવસોના બ્રિટિશ લશ્કરીવાદના ત્રાસની જલિયાં-વાળા બાગમાં પુનરૂક્તિ થઈ. ગાંધીજીએ શાણપણથી ચળવળ મોકુફ રાખી. લોકોએ ધુંધવાતા પણ એકદમ મન વાળ્યું.

અકવાડિયાના બનાવોથી તો બ્રિટિશ અમલદારશાહી હેબતાઈ ગઈ. "શું આ સાચું હતું ? શું એક માણસ આવો અસંતોષ સામેનો સાર્વત્રિક વિરોધ ઉપજાવી શકે ? લોકો શું ખરેખર અસંતુષ્ટ હતા ? હિંદના આત્મા અને બુદ્ધિને ગુલામ બનાવવાના તેમના એંસી એંસી વર્ષના પ્રયત્નો શું નિષ્ફળ ગયા હતા ? એ શું બન્યું હતું અને શા માટે બન્યું હતું ? રોલેટબીલ માત્ર થોડા ચળવળીઆઓને જ લાગુ પડતું હતું. શાંતિમાં જ જીવવા ઇચ્છતા કરોડોને તો તે સ્પર્શતું પણ નહોતું. તો તેઓ કેવી રીતે ઉકળી ઊઠયા ?"

આ એક મૂંઝવતો કોયડો હતો. ૧૯૧૯ના કાયદામાં મોડે મોડે છૂટ મૂકીને તેઓએ આ કોયડાનો ઉકેલ લાવવા પ્રયત્ન કર્યો. વિક્ટો-રિયન લીબરલવાદથી ઓતપ્રોત બ્રિટિશ રાજકર્તાઓ પાસે 'ટુકડા' ફેંકવાની નીતિ તેઓએ લેવડાવી, અને સત્તા વગરની મધ્યસ્થ ધારા-સભા અને હકુમત વગરનું પ્રાંતિક દ્વિમુખી તંત્ર આપવાનું નાટક ભજવ્યું. પ્રતિયોગી સહકારની માગણી છતાંએ લોકમાન્ય તિલકની ઇચ્છા અને મહાત્મા ગાંધીના આગ્રહને લીધે લખનૌ કોંગ્રેસે એ 'ટુકડા' પાછા ઠેલ્યા. ફરીથી ગાંધીજીએ લોકોના અસંતોષનું દર્શન કર્યું. કલકત્તાની ખાસ બેઠક અને ૧૯૨૦ માં નાગપુરની બેઠક વખતે મહાસભાએ ભાવિગંભીર–નિર્ણય કર્યો. મહાત્માજીની પ્રેરણાથી

હિંદમાં અહિંસક અસહકારનો જન્મ થયો. લગભગ એક લાખ વિદ્યાર્થીઓએ રાજકિય લડતમાં ભાગ લેવા પોતાની પાઠશાળાઓ છોડી. હજારોએ કારાવાસ સ્વીકાર્યો. વિરોધદર્શક ચળવળે લોકસંમત ક્રાંતિનું રૂપ લેવા માંડયું. દેશ સમસ્તમાં સવિનય પ્રતિકારીઓ હુમલાઓ અને અપમાનો વિનમ્ર શાંતિથી બરદાસ્ત કરતા અને ગાંધીજીની અહિંસાના આદેશનું લોકો બધે પાલન કરતા. માત્ર સંયુક્ત પ્રાંતમાં ચૌરીચૌરામાં પોલિસની ગેર વર્તણુંક સામે ટોળાનો ગુસ્સો ફાટી નીકળ્યો; અને તેઓએ એક પોલિસચોકી બાળી નાખી.

## અહિંસા

પણ આ એકલવાયા બનાવે ગાંધીજીના હૈયાને આત્મસંતાપે કંપારી છુટાવી. તેમને તો અહિંસા એ ધર્મ છે, એનું પાલન સંપૂર્ણતઃ જ થવું જોઇએ, અને તેમાં ગુણોત્તરતા હોઈ શકે નહિ. આ એક જ દાખલાથી નાશ નહિ પામેલા પણ તેમના હુકમથી કાબુમાં રહેલા ભભુકતા જુસ્સાનો તેમને પુરાવો મળ્યો હોય એમ લાગ્યું. તેમણે તુરત આખી ચળવળ સંકેલી લીધી. બહુ જ મક્કમ નિર્ણય કરીને તેમણે એના જેવા બીજા અત્યાચારોની શકયતા મીટાવી દીધી અને પોતાના મિત્રો અને સાથીઓનો ક્રોધ શાંત પાડયો. રાજકિય અસંતોષે સ્વરાજ્ય પક્ષના રૂપે જન્મ લીધો અને તે પક્ષે ગાંધીજીએ ફેંકી દીધેલા સને ૧૯૨૧ ના અહિંસાત્મક અસહકારે વિરોધ કરેલા મોન્ટફર્ડ સુધારાઓએ ઊભી કરેલી પ્રાંતિક અને મધ્યસ્થ ધારાસભાઓ મારફતે બ્રિટિશ પ્રજામત કેળવવા પ્રયત્ન કર્યો. પક્ષના બંધારણ અને શિસ્ત સાથે પાર્લામેન્ટરી પદ્ધતિએ પક્ષરૂપે ચૂંટણીમાં ઊભો રહેનાર હિંદમાં પહેલો જ પક્ષ હતો. તેના નાયકો, સર્વાંગશુદ્ધ રાજપુરુષ મોતીલાલ નહેરુ સંતશ્રેષ્ઠ દેશબંધુ દાસ અને કાબેલ વ્યુહસ્રષ્ટા વિઠ્ઠલભાઈ પટેલે દિલ્હી અમલદાર શાહી સેના સાથે વર્ષો સુધી અણનમ વિગ્રહ ખેડયો. પંડિત મોતીલાલ નહેરૂની

નેતાગીરી નીચે સ્વરાજ્યપક્ષ અને મુસ્લિમો પોતાની સંયુક્ત માંગણી રજૂ કરવા માટે એકઠા થયા અને બધા પ્રતિનિધીઓ લોકનિયુક્ત હોવા જોઈએ એવો ઠરાવ ધારાસભા પાસે પસાર કરાવ્યો. આ ઠરાવને લીધે લોર્ડ બર્કનહેડે હિંદી નેતાઓને પોતાનું બંધારણ તૈયાર કરવાનો પડકાર કર્યો. ગૌરવવંતા નહેરુ રિપોર્ટ અને સર્વપક્ષ પરિષદની યાદગાર બેઠકે હિંદીઓની સ્વરાજ્યની માગણીઓમાં એકમતી અને ધારાસભા અને વહીવટીતંત્રના બંધારણ માટેની હિંદુ–મુસ્લિમ, અને શીખોની ભિન્નભિન્ન માન્યતાઓ એક સાથે બતાવી આપી. નહેરુ રિપોર્ટના પ્રતિકાર રૂપે બ્રિટિશ પ્રધાનમંડળે કમનસીબ સાઇમન કમિશનને મોકલ્યું. કોંગ્રેસે તેનો બહિષ્કાર જાહેર કર્યો. વિનિતોએ આમાં મહાસભાને સાથ આપ્યો. બ્રિટિશ પાર્લામેન્ટના આ વણનોતર્યા દૂતોને 'પાછા જાઓ'ના પોકારો અને કાળા વાવટાથી સત્કારવામાં આવ્યા. ત્રણ વરસની નિષ્ફળ મથામણ પછી આ સાયમન સપ્તકે બીલકુલ દિલસોજી વિના એકદમ ખોળંબે નંખાયેલો એક દસ્તાવેજ રજૂ કર્યો. દરમિયાનમાં મુક્તિસંગ્રામ શરૂ થયો હતો–વાઇસરોયે જ્યારે ગોળમેજી પરિષદની જાહેરાત કરી ત્યારે મહાસભાએ બ્રિટિશ હકુમતની જોડે વિગ્રહ આરંભતા પહેલાં એક ખેલદિલીભરી દરખાસ્ત રજૂ કરવા નક્કી કર્યું હતું.

"બ્રિટિશ સરકાર તરફથી વાઇસરોય સ્પષ્ટ કરશે કે ગોળમેજી પરિષદનો હેતુ સંસ્થાનિક દરજ્જાના પાયા ઉપર હિંદ માટે બંધારણ ઘડવાનો હશે ?" પંડિત મોતીલાલ નહેરુ, પ્રેસીડેન્ટ વિઠ્ઠલભાઈ પટેલ અને મી. જીન્નાની આગેવાની નીચે એક પ્રતિનિધિ મંડળ વાઇસરોયને મળ્યું. લૉર્ડ ઇરવીને કાંઇપણ સ્પષ્ટ કરવાની અશક્તિ દર્શાવી અને કહ્યું કે સ્પષ્ટ કરવાથી તો ગોળમેજી પરિષદની વિચારણાઓનો પૂર્વ નિર્ણય કર્યા જેવું થાય છે. આમ આખા નાટકનો હેતુ ખુલ્લો થઈ ગયો. બ્રિટિશ પ્રધાનમંડળે તો ગોળમેજી પરિષદ એટલા માટે ગોઠવી હતી. ત્યાં જે વિરોધો અને મતાંતરો દેખાય, (અને એવા

મતાંતરો તો હોય જ ) તેથી આખો પ્રશ્ન કેટલો ગૂંચવાયલો છે તેનું અને તેમાંની વિશાળ હૃદયતાનું પ્રદર્શન જગતના દેશો આગળ થઈ શકે. આ બ્રિટિશ જાળમાં ફસાવવાની મહાસભાએ ના પાડી. ૧૯૨૮માં કલકત્તા કોંગ્રેસે સરકારને સંસ્થાનિક સ્વરાજ્ય બાબત નિશ્ચય કરવાને બાર માસની મહેતલ આપી હતી. તે પૂરી થતાં તુરત જ લડત શરૂ કરવા દબાણ થવા માંડયું. ૧૯૨૯ની ઈર્વીન જાહેરાતમાં સંસ્થાનીક સ્વરાજ્યનો માત્ર નિર્દેશ જ હતો, એથી વધારે કાંઈ નહોતું. ૧૯૨૯ના ડીસેમ્બરમાં કોંગ્રેસ લાહોરમાં મળી. હવામાં યુદ્ધના પડછંદા પડતા હતા. જવાહરલાલ નહેરુ–ભારતના યુવાનોનો મોહક શાહજાદો પ્રમુખ હતો. હિંદી સ્વાતંત્ર્યના સિદ્ધાંતની ઘોષણાના મંગળાચરણ માટે પાંચ લાખ માનવીઓ–સ્ત્રીઓ અને યુવાનો ભેગાં થયાં હતાં.

શિયાળાની કડકડતી રાત–રાવીના ઐતિહાસિક કિનારા પર અભંગ શાંતિમાં એક વિરાટ મેદની ઝીરો અવર–કાલ મુહૂર્તની રાહ જુએ છે. ઘડિયાળના ડંકા બજે છે, મધ્યરાત્રી મંડાય છે. બારનો ટંકારો વાગે છે ત્યારે પ્રમુખ નવા યુગનો આરંભ ઉદ્‌ઘોષે છે. મહાસભાના સિદ્ધાંતમાંનો આ ઐતિહાસિક ફેરફાર મહાત્મા ગાંધીજી પોતે સ્પષ્ટ કરે છે. તીવ્ર સંવેદનામય શાંતિમાં મતો ગણાય છે. અને જ્યારે પ્રમુખ જાહેર કરે છે કે સંપૂર્ણ સ્વાતંત્ર્યનો સિદ્ધાંત એ જ હવે મહાસભાનું ધ્યેય છે, ત્યારે ગગનભેદી તાળિયોનો ગડગડાટ એ ઘોષણાને વધાવે છે. બહાર ઠંડીમાં ધ્રૂજતી વિરાટ માનવમેદની આ હર્ષનાદ સાંભળે છે અને હર્ષનાદની ગર્જનાઓથી તે પોતાના તડપતા જીગરને રાહત આપે છે.

### મહાત્માજીનો જાદુ

હિંદને સ્વાતંત્ર્ય ગુમાવે સૈકાઓ થયા હતા. સૈકાઓની પરાજય પરંપરા અને વિજેતાઓના ગોત્ર અમાસ પછી; દોઢ સૈકાની બ્રિટનની અને પરદેશી હકુમત પછી હિંદના આત્માને પોતાના જન્મસિદ્ધ હક્કનું ભાન થયું હતું. અને દેશ સમસ્તના લોકો એક જ ધ્વજ તળે, એકજ

ધ્યેય માટે, એક જ નેતાગીરી સ્વીકારી, એકની જ સરદારી નીચે એકઠા થયા હતા. હિંદુઓના કેસરી, મુસ્લિમોના લીલા અને સત્ય અને અહિંસાના દ્યોતક શ્વેત રંગના પટાવાળો એ ત્રિરંગો ધ્વજ હતો. પરદેશની હકુમત અને ગુલામીમાંથી મુક્તિ એ ધ્યેય હતું. નેતાગીરી કોંગ્રેસની હતી અને સરદાર હતા ગાંધીજી—ચર્ચીલના નગ્ન ફકીર—હિંદની ભાવના અને બુદ્ધિ, હૃદય અને મગજને વશીભૂત કરનાર—સત્ય અને અહિંસાના વિનમ્ર સાધક—જેની મરદાનગીએ એક થરથરતી પ્રજાને ડર છોડી દેતાં શીખવ્યું. જેની શ્રદ્ધાએ રાષ્ટ્રિય જાગ્રતિ અને અસ્મિતા ઉપજાવ્યાં. જેની સાદાઈ અને નિખાલસતાએ ભક્તિભાવ પ્રકટાવ્યો. અને જેણે પોતાની માન્યતા અને પ્રતિજ્ઞા ખાતર એટલાં દુઃખો બરદાસ્ત કર્યાં હતાં કે તેથી હિંદી જનતામાં રાજકિય માન્યતાઓ કારણે દુઃખ સહેવાની અને ત્યાગ કરવાની તાલાવેલી જાગી. મહાત્માજીની ઇચ્છાશક્તિએ ભિન્ન મતવાળાઓને પણ આંજી દીધા. લાખો હિંદીઓમાં અકલ્પ્ય કાર્યશક્તિ પ્રગટાવી અને એક ધ્યેય અને લક્ષ્યને માટે શિસ્ત, સહકાર, કર્તવ્યનિષ્ઠા અને સેવાની મુરાદ ઉપજાવી. જનતાના શ્રેયના એક માત્ર પાયા પર સામાજિક અને આર્થિક પુનર્રચના અને સ્વાતંત્ર્ય માટે ધ્યેય અને કાર્યવાહીમાં રાષ્ટ્ર સમસ્તને એકમતિલું બનાવવાના ગાંધીજીના કાર્યે વિશ્વ આગળ હિંદને નવા રૂપમાં રજૂ કર્યું. આઝાદીજંગની યોજનામાં એમના હુકમને જ અનુસરવાની મહાસભાએ જનસમાજને આજ્ઞા કરી. ગાંધીજીનો શબ્દ જ કાયદો બન્યો અને કોંગ્રેસની આજ્ઞાધિનતા દેશભરમાં ફેલાઈ.

ઇસુના ૧૯૩૦મા વર્ષની પહેલી જાનેવારીનું પરોઢ પ્રગટયું. પોતાના જીવનમાં અને કર્મમાં ખ્રીસ્તી સંદેશને સૌથી વધારે અંશે ઉતારનાર, સત્ય, પ્રેમ અને દૈવી પ્રકાશને ઝંખનાર, હિંદના સંત મહાત્મા ગાંધીજીએ સો વર્ષની રાજકિય—આર્થિક હકુમતમાં માનવકુલના પાંચમા ભાગને સત્વહીન બનાવનાર, પૂર્વમાં આધિપત્ય જમાવવાના

હેતુથી હિંદને વિશાળ લશ્કરી અને આર્થિક ચૂસણક્ષેત્રમાં ફેરવી નાખનાર–ખ્રીસ્તી વિરોધી બ્રિટિશ શાહીવાદની નાગચુડમાંથી દેશને છોડાવવાનું બીડું ઝડપ્યું. વ્હાઈટ હોલમાં એ ઘેરાતા તોફાનના પડછંદા સંભળાયા. દરિયાની ભીતરના તાર ગુંજવા લાગ્યા. જગન્નાથના રથની મહાયાત્રા થંભાવવાનો છેલ્લો પ્રયાસ થયો. શિષ્ટાચાર કે પોતાનું ધ્યેય કદી ન ચૂકનારા ગાંધીજીએ બાર મુદ્દા રજૂ કર્યા. સુલેહના દૂત મી. રેનોલ્ડઝ સભ્ય નકાર અને આગામી ચળવળના પરિણામો વિશે ગર્ભિત ચેતવણી સાથે પાછા ફર્યા. સાબરમતી આશ્રમમાં ૧૯૩૦ના ફેબ્રુઆરીમાં મહાસભાની કાર્યવાહીએ મહાત્માજીને સરમુખત્યાર સ્થાપ્યા. સવિનય ભંગની યોજના સંભાળપૂર્વક તૈયાર થઈ. મીઠાના કાયદા ભંગથી સવિનય ભંગની શરૂઆતનો મહાત્માજીએ આદેશ આપ્યો. વ્યૂહ સમજવા અશક્ત નોકરશાહી મૂંઝવણમાં પડી. તેણે પોતાની ફાઈલો ઉથલાવવા માંડી. આગળના શિરસ્તાની તેમની શોધ નિષ્ફળ ગઈ હતી. રાહ ન સૂઝવાથી તેણે 'નાટક' (!) થવા દેવાનો નિર્ધાર કર્યો. દેશભરમાં આશા અને આશંકાનાં પૂર ઉભરાયાં. પાંચ સપ્તાહના ચળવળના ઝંઝાવાત પછી સિત્તેર વર્ષની **બ્રિટિશ** શાંતિ અને **શમતામાં** **શસ્ત્રવિહીન** અને વિચ્છિન્ન બનેલી પરાધીન પ્રજાના સ્વાતંત્ર્ય જંગના ગણેશ મંડાયા. એ યુદ્ધ સંગ્રામની સામગ્રીવિહોણું હતું. એનો સિદ્ધાંત કષ્ટયા વગર કષ્ટાવાનો હતો. હૃદયપલટો કરી હૃદય જીતવાનો એનો **સંદેશ** હતો. અને એક સો વર્ષના બ્રિટિશ અમલે જે હજાર વર્ષના કચરાને સાફ કે શુદ્ધ કરવા કાંઈ નહોતું કર્યું તે કચરા–ખડેરમાંથી રાજકિય સમન્વય અને આર્થિક જીવનનો પુનરૂદ્ધાર કરવા માટે પ્રયત્ન અને પ્રચાર કરવાનો, અને સ્વરાજ્ય અને સ્વનિર્ણય માટેનો પ્રજાનો હક્ક જે રાજ્ય નકારતું હતું તે રાજની સત્તાનો સાર્વત્રિક અસ્વીકાર એ આ યુદ્ધની વ્યૂહરચના હતી. એ તો એક પયગંબરે દોરેલું મરજીવાઓનું યુદ્ધ હતું અને એ રીતે દાંડીના મહાભિનિષ્ક્રમણ સાથે બ્રિટિશ સલ્તનતની જંજીરો સામેની હિંદી પ્રજાની લડત આરંભાઈ.

## ૧૯૩૦નો સાર્વત્રિક ઉભરાટ

૧૨ મી માર્ચ ૧૯૩૦ ને દિવસે ૭૧ પ્રતિજ્ઞાબદ્ધ અનુયાયીઓ સાથે મહાત્મા ગાંધીએ પોતાની પર્ણકૂટિમાંથી કૂચ કરી. વિશ્વ ઇતિહાસમાં અદ્દ્ભુત અને અજોડ સેનાપતિની દોરવણી હેઠળ કૂચ કરતા સવિનયભંગના આ પહેલા યોદ્ધાઓને ઉગતી ઉષામાં વંદના અને વિદાય દેવા માટે એક લાખ માણસોએ ખેતરો અને રસ્તાની બાજુએ રાતભર અડ્ડો જમાવ્યો. ધીમેથી એ યોદ્ધાઓ પગપાળા વિચર્યા. ગૂજરાતના સૌથી જાગ્રત ગામ અસલાલીને મહાત્માજી અને સત્યાગ્રહી યોદ્ધાઓને પહેલી મજલે આવકારવાનું ભાગ્ય પ્રાપ્ત થયું. પછી તો કૂચ એક યાત્રા જેવી બની ગઈ. આખો પ્રવાસમાર્ગ સૈન્ય ભરતીનું પ્રોત્સાહ મૂળ બન્યો. અને જેમ જેમ પ્રવાસ આગળ વધ્યો તેમ એક ઉપખંડ યુદ્ધભૂમિમાં અને જગત્ પ્રેક્ષક સમાજમાં પલટાયા. ત્વરિત મુક્તિની શ્રદ્ધાથી ગરીબ કિસાનો અને મજુરો આ પવિત્ર માર્ગની રજ શીર પર ચડાવતા. ધનિકો અને સ્થિતિસંપન્નો પણ પાછળ રહ્યા નહિ. ધનકુબેરોએ ખાસ ટ્રેઈન જોડાવી અને સુરતમાં આ ધર્મયુદ્ધમાં પોતાની ખંડણી તરીકે ગાંધીજીને ચરણે મબલખ નજરાણું ધર્યું. વ્યાપારી વર્ગની સંમતિ અને મૈત્રીનું સ્પષ્ટિકરણ કરતો આ બનાવ પોતાના હિત રક્ષવા માટે અને જ્યારે ફળ પાકે ત્યારે લણવા માટે 'જમાત'માં રહેવાની કુનેહનો પુરાવો પણ હતો.

જગત્ભરમાંના કસબાતીઓની કોઠાબાજી ભુર્ઝવા આ ભારતી સંગ્રામમાં શુદ્ધતમ્ સ્વરૂપે દેખાઈ. તેમને મન તો પરદેશી પેશકદમી અને બ્રિટિશ એકલઈજારા સામે વ્યાપાર, ઉદ્યોગ અને અર્થકારણના હિત માટે આ યુદ્ધ લડાતું હતું. લોકોના જયનાદ સાથે અગવડ ભરી જેલમાં સીધાવતા એક એક માલેતુજારની સરખામણીમાં સોસો નીચલા અને ગરીબ મધ્યમવર્ગના સ્વયંસેવકોએ લાઠીમાર, સીતમગીરી, શારિરીક કષ્ટ અને અંગત અત્યાચારો વેઠયા હતા. આખા દેશમાં ગામડાનાં

અગાધ માનવટોળાં આશાભર્યા તરવરાટ અને આશંક સમભાવ સાથે નીરખી રહ્યાં હતાં. કિસાનોને મન ગાંધીજી ચૂસાયેલા કરોડોની મુક્તિ માટેના આત્મભોગની પ્રતિમા હતા, અને તેમને મન બ્રિટિશ સત્તા તેમને ગુલામીમાં દાબી રાખતી અને જેનો લોભ અને સ્વચ્છંદ શાપ સમાન હતા તેવા નાના નોકરોના સૈન્યથી ત્રાસ આપી કરવેરો ઉઘરાવતી એક ભૂતાવળ હતી. તેમને મન કરવેરા, મહેસુલ, સીંચાઈ અને વહીવટી દબામણી અને રૂશ્વતખોરીમાંથી મુક્તિ એવો આ યુદ્ધનો અર્થ હતો. બ્રિટિશ કારાવાસમાં લાંબી સંખ્યામાં જનારા નીચલા મધ્યમવર્ગને કિસાનો પોતાની રાહત માટે ત્યાગ આપનારા મરજીવા જેવા ગણતા. ધનિકો તો જાણે આ યુદ્ધને યજ્ઞની વેદી માનતા. જેમાં તેમના સિવાય બધા બળતા હતા. અને જેમાંથી તેમના ખજાના તર કરવા સોનાની નદીઓ વહેવાની હતી. મહાત્માજીને જરાકે ભ્રમણા હતી નહિ. માણસોની મન–વાંચ્છનાઓ અને હેતુઓનો તેમણે પૂરો તાગ લીધો હતો. આમ વર્ગની અંધ શ્રદ્ધાળુ માન્યતાઓ અને ધનકુબેરોની અમિશ્ર સ્વાર્થપરાયણતા તેમણે પૂરેપૂરી પીછાની હતી. જગત્ અથડામણનાં ઘુમરાતાં વમળો અને દલિતોનો જોર પકડતો ઉલ્કાપાત તેમની ધ્યાનબહાર નહોતો. ઉપલા વર્ગની ત્યાગ ભાવનાની મર્યાદાની તેમને અચૂક ખબર હતી, અને જેમનામાં તેમણે જીવનસુધારણાની અવ્યક્ત તરસ જગાવી હતી તે આર્થિક નિરાશા અને નૈતિક અવદશામાં ડૂબેલા ગ્રામવાસીઓનું પણ તેમણે બરાબર માપ કાઢ્યું હતું.

## બે રાજવીઓની મુલાકાત

તેથી જ્યારે ૧૯૩૧ માં લડતની તહકુબી માટે વૉઈસરોયે મહાત્માજીને નિમંત્ર્યા ત્યારે તે બરાબર જાણતા હતા કે તે પળ ગુમાવવા જેવી નથી. આ ભીષણ લડત લગભગ એક વર્ષ ચાલી હતી. નોકરશાહીએ સામાન્ય કાયદાને ઊંચે મૂકતા વટહુકમોથી રાજ્ય ચલાવ્યું, પણ ઓછા વધતા આવેગ સાથે સતત્ ચાલુ રહેલા સત્યા-

ગ્રહના પૂરને તે ખાળી શકવા અશક્ત નીવડી હતી. બ્રિટિશ વ્યાપારને ફટકો પડ્યો હતો. બ્રિટિશ સત્તા ખુલ્લેખુલ્લી પડકારાઈ અને અવગણાઈ હતી. બ્રિટિશ સૈન્યો નિષ્ફળ નીવડ્યાં હતાં. કારણકે સશસ્ત્ર પ્રતિકાર હતો જ નહિ એટલે સૈન્ય નિરર્થક જ હતું. અહિંસાત્મક સવિનયભંગ આખા બ્રિટિશ વહીવટીતંત્રના મિજાગરા ઢીલા કરવામાં સફળ થયો હતો. શાણા માણસોએ સુલેહ કરવા સલાહ આપી. ખ્રીસ્તી મનોદશાવાળા વૉઈસરોયે પ્રકૃતિમંડળના ઘા રૂઝવવાનું મુનાસબ ધાર્યું. એવું નક્કી થયું કે બે 'રાજવી'ઓએ મળવું. ત્યાગના રાજવી અને સંવર્ધિત પણ સંયમિત બળના 'રાજવી' હિંદના આત્માના પ્રતિનિધિ ગાંધીજી અને બ્રિટિશ શાહીવાદની સમયપારખુ બુદ્ધિના પ્રતિનિધિ લૉર્ડ ઈર્વીન.

દિલ્હી અને લંડન વચ્ચેના તારનાં દોરડા ધબકારા લેતાં હતાં. ગાંધીજી પોતાના જોડીદારો સાથે સતત્ મંત્રણ કરતા. સરદાર પટેલ અને જવાહરલાલ નહેરુએ અડગતા દાખવી, પણ તેઓ ત્યાં એકલા નહોતા.—ધનિકો પણ અહીંઆં હતા—પ્રત્યેક ક્ષણે જાગૃત, પ્રત્યેકક્ષણે લડતના અંત માટે આગ્રહ કરતા. કલકત્તાના શ્રી ઘનશ્યામદાસ બીરલા અને મુંબઈના સર પુરૂષોત્તમદાસ સુલેહની ભારપૂર્વક સમજાવટ કરતા ગાંધીજીની આસપાસ ભમ્યા કરતા હતા. તેઓ શાણા નહોતા એમ કોણ કહી શકે ? આખરે ભાવિગંભીર દિવસ આવે છે. અહિંસાનો પયગંબર બ્રિટિશ શહેનશાહના બળના પ્રતિનિધિને મળવાના છે. ગાંધીજી એક લાકડી લઈ આખે રસ્તે ચાલતા જાય છે. પાંચ માઈલ લાંબા માર્ગપર ચોમેર રસ્તે અને અટારીઓમાં શાંત, વિસ્તબ્ધ મેદની જામે છે. દિલ્હીની શાહી સેક્રેટરીએટ સૂની પડી છે. શહેનશાહના અમલદારો અને તેમના કારકુનો બહાર ચોકમાં ઉભરાઈ આવે છે. હિંદી પ્રજાનો સામાન્ય પ્રતિનિધિ હાથ જોડીને એનું વિશ્વ વિજેતા મુક્ત હાસ્ય વેરતો ધીમા પણ સ્થીર પગલે પગથિયાં ચડે છે. શહેન-

શાહને વૉઇસરૉય હૃદયપૂર્વક આવકારે છે. "અહો ગાંધી, સારા તો છોને" અને મહાત્માજીને અંદર લઇ જઈ તેમની શાલ ઉપાડી લે છે. એ ખરા રાજવટનો સ્નેહોપચાર હતો. ઇંદ્રના વજ્રનું રૂપ ધારણ કરનારી પોતાની ઇચ્છાશક્તિ વડે વિદ્યુતના આંચકાથી એક ખંડ અને એક સામ્રાજ્યને ઝબકાવી, થડકાવી, એક મહાન નવદર્શન કરાવનાર તે મુઠ્ઠી ભર હાડકાંનો માનવી પાંચ હજાર વર્ષની હિંદી સંસ્કૃતિના સત્વના સાર રૂપ હતો, અને બ્રિટિશ ઇન્સાનીઅત અને મરદાનગીના હજાર વર્ષોનો વારસો તેને આવકાર આપતો હતો. આ ઉત્કૃષ્ટ સ્નેહોપચારની ધારી અસર થઈ. ઇર્વીન અને ગાંધીજીએ કલાકો સુધી મિત્રો તરીકે વાતો કરી. આખરે સુલેહની જાહેરાત થઈ. બ્રિટિશ સત્તા તરફથી વૉઇસિરૉયે અને હિંદની રાષ્ટ્રિયસત્તા અને મહાસભા તરફથી ગાંધીજીએ સંધી પર હસ્તાક્ષર કર્યા. અને ગાંધી ઇર્વીન કરાર એ આશાભર્યા હિંદ અને સમજદાર બ્રિટનની સમોવડીઆ તરીકે સંયુક્ત ભાવિ રચવાની ઇચ્છાના સંકેત રૂપે હતા.

**સત્યાગ્રહ**

છતાં બધાના મુખમાં પ્રશ્ન રમતો, "આવું થશે ખરૂં?" શબ્દો અને વાક્યોમાંથી ઊંધા અર્થો પણ કાઢી શકાય. ઊંડા અસંતોષ છતાંયે ગાંધીજીએ બીજી ગોળમેજી પરિષદમાં ભાગ લેવાનું સ્વીકાર્યું. પણ ત્યાં બ્રિટિશ મુત્સદ્દીઓએ મુક્તિને 'સલામતિ'ના ચોકઠામાં ગુંગળાવવાના અને હિંદની આશાને અનામી વિષયોની નાગચૂડમાં ગુંચવવાના પ્રયત્નો કર્યા. ઘણી કાબેલિયતથી તેઓએ કોમી પ્રશ્નને ભભૂકતો કર્યો અને હિંદુ–મુસ્લિમ સમાધાનને ખોળંબે નાખ્યું. ગાંધીજી કંટાળી પાછા ફર્યા અને મહાસભા સામે તેમણે નોકરશાહીને હુમલો કરતી જોઇ. સંયુક્ત પ્રાંતમાં પંડિત નેહરુએ સ્થાપેલી કિસાન સભાઓ પર નોકરશાહીની તરાપ હતી, અને તેમાં તેમને ધનિક જમીનદાર વર્ગનો મતલબકુશળ ટેકો હતો. આવતી કટોકટીની ચર્ચા કરવા મહાસભાની કાર્યવાહક સમિતિ મળી. એક મેજીસ્ટ્રેટના પોતાની હિલ-

ચાલ પર અંકુશ મૂકતા હુકમને તરછોડીને પંડિત નહેરુ એ સભામાં ગાંધીજીને મળવા મુંબઇ આવવા નીકળ્યા, તેમની ધરપકડ થઈ. વૉઇ-સરૉય પર ગાંધીજીએ કરેલી રજુઆત નિષ્ફળ ગઇ.

ઈર્વીન ગયા હતા—વીલીંગ્ડન આવ્યા હતા. ૧૯૧૫–૨૦ વચ્ચે હિંદમાં ‘ હોમરૂલ ’ ની જ્યોત જગવનાર અને વ્યવસ્થિત પ્રચાર અને સુઘટિત દેખાવોનું મુલ્ય હિંદને સમજાવનાર યોદ્ધાઓમાં શ્રેષ્ઠ એવી એનીબિસેંટને તેણે મદ્રાસની ગવર્નગીરી દરમ્યાન જેલમાં ગોંધ્યાં હતાં. મુંબઈની કારકિર્દી પણ મી. ઝીણા પર અંકુશ મૂકવાના પ્રયત્ન માટે મશહુર હતી. તેમણે આ વખતે ગાંધીજીના સુલેહ માટે લંબાવેલા હાથને પાછો ઠેલ્યો. પરદેશી શાસકની જહાંગીરીને ફરીથી સ્થાપવા મથતા શાહીવાદના આ ધસારાનો વિરોધ કરવા મહાસભાએ લોકોને હાકલ કરી. હિંદની બ્રિટિશ સરકારે ૧૯૩૨ના દિલ્હીના વટ-હુકમથી એનો જવાબ આપ્યો. સ્વતંત્રતાના ઉચ્છેદ અને પ્રજાની ઇચ્છા અને પોકારને રજૂ કરવાના વ્યવસ્થિત પ્રયાસો દાબી દેવા માટે નીકળેલો આ વટહુકમ ઝારશાહીના ફરમાનોની આખરી આવૃત્તિ જેવો વિસ્તૃત અને દમનશીલ હતો. ગાંધી ઇરવીન–સમાધાનના મોહક ભ્રમમાં મહાસભાવાદીઓ મરકતા હતા. ત્યારેજ નોકરશાહીએ મહાસભાની તરફદારી કરનારાઓની નોંધ તૈયાર કરી મૂકી હતી. અને નોકરશાહીએ ઝડપી પગલાં લઇ આ બધાને ગિરફતાર કર્યા. હિંદભરમાં આમપ્રજામાં સવિનયભંગ ભભૂકી ઊઠયો. પણ પડદા પાછળની બીજી સત્તાએ તેના ફેલાવા પર કાબૂ રાખ્યો.

## પૌરવાદી ( Bourgeoise ) બુર્જોઇસની પીછેહઠ.

ધનવાનવર્ગોએ ગૂપચૂપ પોતાની થેલીઓ બાંધી રાખી. તેમણે એમ માન્યું કે તેમણે નાહકનાં દુઃખ વેઠયાં હતાં. ૧૯૩૦ની લડત તેમણે આશા સેવેલા વ્યાપારી સોદા જેવી નીવડી નહોતી—અને ગર્ભિત ઉસ્તાદીથી તેમણે બલિદાનની નિષ્ફળતા સૂચવી, તહકુબી

અને વિરામની જરૂરીઆત જણાવી, સામ્યવાદનો બાહુ ખડો કર્યો, મહાસભામાંની ઉપલા વર્ગની નેતાગીરીના લોપનો ભય દાખવ્યો, અને સાર્વત્રિક જ્વાળામુખી ફાટવાના જોખમની વાતો કરી. તેઓ જાણતા હતા કે લડત ગાંધીજી સિવાય કોઇથી સંકેલાય એમ નહોતી, પણ તેને ગુંગળાવીને તોડી શકાય એમ હતી. મહાસભા પાસે બહિષ્કારની ચળવળ ઉપડાવી લાભ ખાટી જનારા ધનકુબેરોજ પોતાની સવડખાતર મહાસભા સાથેનો સંબંધ વીસરી ગયા. અને બ્રિટિશ વેપાર અને નિકાસને બળ આપવા અને બ્રિટિશ આંટને ટકાવી રાખવા માટે હિંદના સોનાના સંગ્રહને ઘસડી જવાની વિલાયતની જરૂર હતી, અને તે હેતુથી સોનાના ભાવમાં ઉછાળો અને ગીનીના ચલણમાં સ્થીત્યંતર ઘણી કુશળતાથી યોજવામાં આવ્યા હતા. આ ઉછાળા અને ગીનીભાવની વધઘટનો લાભ લેવા માટે દેશાભિમાન તરફ બેદરકાર ધનપતિઓ દોડધામ કરવા લાગ્યા. ૧૯૩૨ માં હિંદી સોનાએ ઈંગ્લાંડમાં ક્રાંતિનું છમકલું થતું ઘણું કરીને અટકાવ્યું અને હિંદી ચલણ અને હુંડિયામણ પરના કાબૂને લીધે બ્રિટન આર્થિક આપત્તિમાંથી બચી ગયું. હિંદપરની ઇંગ્લાંડની આ આર્થિક સરહકુમત રીઝર્વબેંક, ઓટાવા કરાર અને વોઇસરોયની નાણાકિય સત્તામાં પરિણમી. આ બધું બહારથી તો હિંદની સંગીનતા અને આંટ જાળવવા યોજાયેલું દેખાતું હતું. છતાં ખરૂં જોતાં અંદરથી તે હિંદના આર્થિક તંત્રને લંડન શહેર અને બેંક ઓફ ઇંગ્લાંડનું પરાધિન બનાવવા માટે જ કરવામાં આવ્યું હતું. હિંદી વેપારીઓ હુંડિયામણ સામે બૂમાટો કરતા અને ખેતીના ભાવના ઘટાડાની દલીલ કરતા. પણ તેજ વખતે સોનું, ચાંદી અને હુંડિયામણમાં નફો મેળવી પોતાનાં બેંકમાંનાં ખાતાઓ તરબતર કરતા જતા હતા. દેશનું એકહથ્થુ શોષણ મેળવવામાં નિષ્ફળ નીવડેલા ધનિકવર્ગે બ્રિટિશ મૂડીદારોની સત્તામાં ભાગીદારી મેળવવાની કલ્પના સેવી; કારણ કે જગતભરમાં ધનિકવર્ગોને મન દેશાભિમાન અને નફાખોરી બે એક સાથે જ

સંકળાયેલાં છે. પોતાના હિત સાથે આડકતરો પણ સહકાર કરવાને મહાસભાને દોરી જવાનો તેઓ લાગ જોતા હતા. આ વખતે બ્રિટિશ વડા પ્રધાને કોમી વટહુકમ બહાર પાડી તેમને તક આપી. તેમણે તો વટહુકમને કોમી લવાદનામું નામ આપ્યું. જો કે કોઈએ તેને લવાદ નીમ્યો નહોતો.

આ વટહુકમે હિંદુ સમાજના બે કકડા કર્યા, અને જીર્ણ જર્જરિત, જ્ઞાતિ સંસ્થા હોવા છતાંયે જળવાઈ રહેલી હિંદુ એકતામાં ગાબડું પાડ્યું. ગાંધીજીએ આમરણાંત ઉપવાસ આદર્યા. પરિણામે હરિજન કરાર થયો અને ગાંધીજી યરવડામાંથી છૂટયા. આ ઉપવાસના સાહ્યા હેઠળ ધનિક વર્ગે પોતાની ચાલબાજી ચલાવી લીધી. ધારાસભાના બહિષ્કારની નીતિની પુનર્વિચારણા થઈ. શ્રી ભુલાભાઈ દેસાઈ અને દા૦ અન્સારી બે ધંધાદારીઓ જેમણે કાયદા અને દાક્તરી લાઇનમાં મબલખ દોલત મેળવી હતી, તેમણે લડત મોકુફ રાખવાની અને મધ્યસ્થ ધારાસભા માટે ચૂંટણીમાં ઊભા રહી લૉર્ડ વિલિંગડનનો પડકાર ઝીલવાની સલાહ આપી. મહાત્માજીએ લોકોમાં વ્યાપેલી નિરાશા અને નાસીપાસી પિછાણી, વ્યક્તિગત સત્યાગ્રહ પૂરતી જ લડત ચાલુ રાખી અને પાર્લામેન્ટરી બોર્ડ સ્થાપવા પરવાનગી આપી. ઘણી નામરજીથી મહાસભા ખેરવિખેર બંડખોરીમાંથી પાછી ફરી અને જેમાં ધનિકો અને અધિકારીઓનો એકમ ઈજારો અને નિયંત્રણ હતું એવા બંધારણવાદના અખાડામાં ધકેલાઇ. બ્રિટિશ પાર્લામેન્ટે હિંદી આઝાદીના મોતના વૉરંટપર ૧૯૩૫ ના કાયદાથી સહી કરી અને મહોર મારી, અને આઝાદીની લડતના આગેવાનોને હિંદી સ્વાતંત્ર્યના વધમાં ભાગીદારી આપી. અને તે સ્વાતંત્ર્યની ફાંસીનો માંચડો શણગારવા લૉર્ડ લીનલીથગોને હિંદ મોકલ્યા.



## પ્રકરણ છઠ્ઠું

### વિરાટ જાગે છે—અને જુએ છે

### છિન્નભિન્ન આશાઓ

**આ** અસંભવિત ચમત્કાર શું સાચેજ બન્યો હતો ? મહાસભાને આ શું સૂઝયું ? તેના નેતાઓ ધ્યેય ભૂલી ગયા ? તેની નીતિ બદલાઇ ? લડતની તહકુબી પછી પણ તે સંકેલતાં પંડિત નહેરુને ઉગ્ર મનોમંથન થયું. આ ઉગ્રયાતના સહન કર્યાનું ગામડાઓને શું ફળ મળ્યું ? એ ગ્રામજનો પૂછતા. ગરીબ મધ્યમ વર્ગ પણ સ્તબ્ધ બન્યો. બ્રિટિશ શાહીવાદના બંધનો મજબૂત કરવા અને બ્રિટિશ ધનસત્તાના ઝઘડતા નાના ભાગીદારરૂપે હિંદી મૂડીવાદનો ફાંસીગાળો પૂરો કરવાને શું તેમનાં બલિદાનો અપાયાં હતાં ? શહેરો અને ઔદ્યોગિક વિસ્તારોમાં બેદિલી સમસમી રહી હતી. આ પ્રત્યાઘાતોથી ભડકતા ધનિક વર્ગે મહાસભાના બંધારણમાં ફેરફાર કરી તેના પ્રતિકારનો વ્યૂહ રચ્યો. મહાસભાની બધી સમિતિઓ અને પ્રતિનિધિ મંડળોએ ગ્રામ વિસ્તારને ૭૫ ટકા બેઠકો આપી, મહાસભાની આખી ઇમારત ગ્રામ વિસ્તારપર રચવામાં આવી. શહેરો અને કસ્બાઓના

સમાજવાદી અને આક્રમણુશાળી મજુર કાર્યકર્તાઓની ઉદ્દામ ચળવળ સામે મહાત્મા ગાંધીજીમાં અખૂટ શ્રદ્ધા સેવતા કિસાનોની અભંગ દિવાલ ખડી કરવાની આમાં ઉમેદ હતી. પણ આનો પ્રત્યાઘાત લાક્ષણિક થયો. મહાસભા સમાજવાદી પક્ષ અને અખિલ હિંદ કિસાન સભાનો જન્મ થયો અને સામ્યવાદીઓ વ્યૂહ બદલીને આગળ પડયા. ઉદ્દામવાદી બૌદ્ધિકો અને ઉદાસીનતા સેવતા કિસાનોએ જાણે કે એકજ લક્ષ્ય સ્વીકાર્યું. મીરતમાં સમાજવાદીઓએ યોજનાત્મક કાર્યક્રમ ઘડયો. લખનૌમાં કિસાનકાર્યકરોએ કિસાનોનું હક્કપત્રક તૈયાર કર્યું. પંડિત નહેરુ પહેલેથી આ ધરીનો અગ્નિ પ્રજ્વલિત રાખતા હતા. તેમણે ૧૯૩૧માં કરાંચીમાં મહાસભાએ પોતાના હેતુઓ સ્પષ્ટ કરવા એવું દબાણ કરી મૂળભૂત હક્કોની ઘોષણા કરાવી હતી, અને લખનૌમાં તેમણે કિસાન કાર્યક્રમ માટે દબાણ કર્યું. આ કાર્યક્રમ ફૈજપૂર બેઠક વખતે પૂરો ઘડાયો. હરિપુરામાં સ્વતંત્ર સંસ્થાઓ ધરાવવાનો કિસાનોનો હક્ક મહાસભાએ કબુલ રાખ્યો. આ કટોકટી ભરી અથડામણમાં મહાસભાની ડાબી જમણી પાંખો—શરૂઆતના દિવસોના મવાળો અને જહાલો વચ્ચે વધતા જતા મતભેદને ગાંધીજીએ સમાવી લીધો. લોભી ધનિકો ઘૂમરાયેલા મજુરો અને બબડતા કિસાનો, બંડખોર યુવાનો અને શ્રદ્ધાવિહોણા બૌદ્ધિકોના ભટકાતા દાવાઓમાંથી કુશળતાથી તેમણે દેશનું નાવ પાર ઉતાર્યું. કોંગ્રેસનું સુકાન જવાહર અને સુભાષને ભળાવ્યું, અને સરદાર પટેલ, બાબુ રાજેન્દ્રપ્રસાદ અને મૌલાના આઝાદને પાર્લામેન્ટરી કાર્યવાહી સોંપી. કોંગ્રેસની આ મહાન વિભૂતિઓ હિંદની સરહદપારના બનાવો અને સિદ્ધાંતોના ઘર્ષણને પૂરી પિછાનતી હતી, પણ તેઓ સંજોગો, સ્થિતિઓ અને તેમના સંબંધોની મર્યાદાથી પર થઇ શકે એમ નહોતું. ૧૯૩૭ની પહેલી પ્રજાકિય ચૂંટણીમાં મહાસભાએ જે કાર્ય ઘોષણા પર લડીને જય મેળવ્યો તે ઘોષણા દલિતોની મુક્તિની ભવ્ય જાહેરાત અને વર્ગવિગ્રહના સિદ્ધાંતનો સબળ પ્રતિપથી રજૂ કરતી

હતી. હિંદી મૂડીવાદીઓને અનુકૂળ વ્યાપારી અને આર્થિક કાર્યનીતિ અને આદ્યોગિક વિકાસ માટે કોંગ્રેસની સમગ્ર શક્તિ યોજવાનો ધનિકોનો હેતુ હતો. ગ્રામ્ય પુનરૂદ્ધારની સમસ્યાના ઉકેલ માટે અને નીચલા મધ્યમ વર્ગ માટે કામગીરીની યોજના માટે શાંતિ સ્થાપવાના આગ્રહમાં ઉપલા મધ્યમવર્ગે પણ હોંશથી સૂર મીલાવ્યો અને ગ્રામવાસીઓએ કિસાન રાહતના કાર્યક્રમના ઝડપી અમલની આશાઓ સેવી.

## કિસાનોને નેતા સાંપડે છે.

પ્રાંતિક ધારાસભાઓમાંની મહાસભાની જબ્બર બહુમતિ વહીવટી જવાબદારીની ધૂંસરીથી છૂટી શકી નહિ. મહાસભાએ વિશાળજનતા આગળ પોતાની શાન જાળવવાની હતી. લડત કે સુલેહ દરમિયાન જે સિદ્ધાંતો માટે તેણે પોકાર કર્યા હતા તે સિદ્ધાંતો અમલમાં મૂકવાની પોતાની શક્તિ વિષે લોકોમાં તેને ફરીથી શ્રદ્ધા પ્રગટાવવાની હતી. ગવર્નરની ખાસ સત્તાઓથી એક વિકટ અંતરાય ખડો હતો. પણ વૉઈસરોયે જાહેર કર્યું કે ગવર્નરો બહુમતિની ઈચ્છાને બંધારણિય બંધન તરીકે માન્ય રાખશે. અને આ પાલામેન્ટરી રૂઢિની જાહેરાતથી આ અંતરાયનો કુનેહપૂર્વક ઉકેલ આવ્યો.

હિંદના ઇતિહાસમાં પહેલીજવાર લોકોના ચૂંટેલા પ્રધાનો ૧૯૩૭ માં સત્તામાં આવ્યા. અને યુરોપના ત્રીજા ભાગ કરતાં વધારે વિસ્તારમાં મહાસભાએ રાજ્યનો આરંભ કર્યો. આમજનતા અને ધનિક વર્ગ સાથેના પોતાના નાજુક સંબંધના જાગૃત ખ્યાલથી તેણે પ્રમાદી અને બેપરવા જમીનદાર વર્ગ પર આક્રમણ કર્યું. આ વર્ગે પોણા સૈકાથી પોતાના કિસાનો અને ગણોતીઆઓનો સાથ છોડયો હતો અને ગ્રામજીવન સાથેનો સંપર્ક સમુળો છોડી દઇને બ્રિટિશ અમલદારોની મીઠી નિગાહમાં શહેરો અને કસ્બાઓમાં સ્વેચ્છિત ગૃહત્યાગ કર્યો હતો. ધીમે ધીમે આ વર્ગને લાગ્યું કે તેમના પરનું આક્રમણ ગંભીર હતું અને તેઓ રક્ષણ માટે આમ તેમ દોડવા લાગ્યા. વહીવટીતંત્રની શ્વેત અને

મહાસભાની ધઉંવર્ણી નોકરશાહીમાં તેમના મિત્રો હતા. તેમણે તેમને નવા જમાનાને પરખવાની અને તેને અનુકૂળ થવાની સલાહ આપી. તેઓ પોતાના આશ્રિતો પાસે ગયા અને પુરાતન રાજા પ્રજાના પિતા પુત્ર જેવા સંબંધોના ભૂલાયેલા સ્મરણો સંભારવા લાગ્યા; પણ સૈકા જુનાં દમનોને ઉદ્વેગથી યાદ કરતા અને પોતાનો સમય પારખી ગયેલા સ્વસ્થ, સંગઠિત કિસાનો જ તેમને મળ્યા. અનેક પેઢીથી તેમના પૂર્વજો કાળા વૈતરાથી પોષનાર કિસાનો સામે લડવાને માટે મિત્રો તરીકે તેમને માત્ર ભાડુતી ગુંડા જ મળ્યા. તેમને માટે એકજ આરો રહ્યો, આંતરવિગ્રહની ધમકી આપવાનો. આંતરકલહ મિટાવવા હંમેશ આતુર મહાસભાવાદી પ્રધાનોએ સમાધાનની કબૂલાત કરી. મહાસભાના ગ્રામ સુધારાઓની અપૂર્ણતા માટે કિસાનો ઉકળેલા તો હતાજ તેમાં આ સમાધાનોએ ઘી હોમ્યું અને તેઓએ વ્યવસ્થિત વિરોધ અને પ્રતિકાર કર્યો–કિસાનસભાના ધ્વજ નીચે તેઓ મળ્યા. સ્વામી સહજાનંદ સરસ્વતીમાં તેમને પોતાનો સુયોગ્ય નેતા સાંપડ્યો. સહજાનંદ ભારતી સંન્યાસ પ્રથામાંથી ઉપજતા સંન્યાસભાવનો નમુનો હતો. "ઇશ્વરની શોધમાં ભટકતાં તેને કિસાનમાં ઇશ્વરનું દર્શન લાધ્યું હતું." દક્ષિણમાં અદમ્ય ઉત્સાહી પ્રોફેસર રંગા, પશ્ચિમમાં કસાયેલા યોદ્ધા ઇંદુલાલ યાજ્ઞિક, ઉત્તરમાં ઇફ્તીખાર–ઉદ્–દીન અને પૂર્વમાં પંડિત રાહુલ સાંકૃત્યાયન—આ વિભૂતિઓથી સંપન્ન બનેલી કિસાન ચળવળે સ્થાપિત હિતો સાથે સમાધાનો વડે મૈત્રી સાધવાની મહાસભાની નીતિમાં અંતરાયો ઊભા કર્યા; અને વર્ગવિગ્રહ અને ઉદ્દંડ ઉદ્દામવાદના ભયથી રાજકિય વાતાવરણ ઘેરૂં બની ગયું.

અંતિમ ઉદ્દામવાદીઓ આઝાદી જંગની મોકૂફીથી અધીરા બન્યા. મહાસભાવાદી પ્રધાનમંડળોના સુધારા અને રાહતો તેમને સંતોષી શકયાં નહિ. પ્રજાકિય પ્રધાનો, મંડળો તરફથી અયંત્રિત છૂટની આશા રાખીને તેમણે કિસાનો અને કામદારોની બેદિલીના પાયા પર ઉગ્ર આગેકૂચનો પ્રયત્ન કર્યો. મહાસભાના વહીવટી મંડળોએ આ પ્રયત્નને

શાંત પણ દઢ સામનો કર્યો. પણ આ સામનાથી કુદરતી રીતે જ અદમ્ય વર્ગ ગુસ્સે થયો.

એટલું જ નહિ પણ બંધારણવાદીઓમાં પણ છૂપો કચવાટ થયો. આખા દેશમાં જ્યારે સમાજવાદી અને કિસાન કાર્યકરો દમન અને નિયંત્રણ વેઠતા હતા ત્યારે મહાસભાના આગેવાનોએ પોતાની લોકપ્રિયતા જાળવી રાખવા તનતોડ પ્રયાસ કર્યા. ૧૯૩૮ માં દિલ્હીમાં મહાસમિતિએ નાગરિક સ્વાતંત્ર્યની મર્યાદા બાંધી. અને એ રીતે પ્રધાનોએ નાગરિક હક્કોની કબૂલાતનો ભંગ કર્યો હતો એવા આરોપનો જવાબ વાળ્યો. પ્રમુખ સુભાષબાબુએ રાષ્ટ્રિય નિયોજન સમિતિ રચી અને પોતાના હરિફ જવાહરલાલને ખેલદિલીથી તેના પ્રમુખ નીમ્યા. કાર્યવાહક સમિતિએ હિંદી મૂડીવાદીઓ સાથે સૂર મીલાવીને હુંડિયામણનો દર બદલવા આગ્રહ કર્યો, પણ દિલ્હીના સત્તાધીશોએ રોકડું પરખાવ્યું કે એવો ફેરફાર મૂડીવાદીઓને જ એકલાને ફાયદો કરશે; કારણ કે તેમણે પોતાની મૂડી પરદેશ ચડાવી હતી અને ખેતીના ભાવોનો આધાર જગતની પેદાશ પર હોવાથી તેના પર આવા ફેરફારની અસર થશે નહિ. મુંબાઈ ઈલાકામાં વડા પ્રધાન ખેરે 'કામદાર ધારો' કર્યો અને એ રીતે કોંગ્રેસ કામદાર પક્ષે વર્ગવિગ્રહ નાબૂદ કરવાનો, ઔદ્યોગિક શાંતિ જાળવવાનો, અને એ રીતે રાજકિય અને આર્થિક સંપ્રદાયો માટે કામદાર અસંતોષનો ઉપયોગ અટકાવવાનો પ્રયત્ન કર્યો. મહેસૂલમાં રાહત, ગણોતમાં ઘટાડો, દેવાનો નિકાલ, અને ગણોતિયાના હક્કોનો સ્વીકાર જાહેર કરીને મહાસભાએ કિસાન કલ્યાણ માટેની સારી સાબિતી આપી. પણ જમીનદારો અણનમ અને માથા ફરેલ નીકળ્યા છે. અને કિસાન ચળવળનો વિસ્તાર અને તીવ્રતા વધતાં જાય છે. અને તેમાંથી વહીવટી મુશ્કેલીઓ અને બંધારણિય કટોકટીઓ જરૂર ઊભી થવાની. પણ આટલું જ બસ નથી. બ્રિટિશ રક્ષણ નીચે જ સલામત રહેલાં કેટલાંક બેલ્જીઅમ જેટલાં મોટાં અને કેટલાંક માંડ વીસ ચોરસ માઈલ વીસ્તારવાળાં કુલ્લે છસો રજવાડાં

છે, અને તેમાં આઠ કરોડ દલિતો કંગાલિયત અને નાદારીમાં સબડે છે.

## દેશીરાજ્યોમાં કિસાનબંડ

રજવાડી પ્રજાની યાતનાઓના સવાલને લીધે મહાસભાને હરિપુરામાં રજવાડાને લગતો ઠરાવ પ્રસાર કરી નવી વ્યૂહરચનાનું માર્ગદર્શન કરવા જરૂર પડી હતી. મહાસભાની રજવાડાં પરત્વેની નીતિના આ નિર્ણયની મહિનાઓ પહેલાં માણસાના ખેડૂતોની લડત થઈ ચૂકી હતી. તે ૭ મહિના સુધી ચાલી, અને તે દરમિયાન ખેડૂતોએ પોતાની પંચાયત સ્થાપી હતી. હિંદભરમાં પુખ્ત મતાધિકારના ધોરણપર ચૂંટાયેલી આ પહેલી લોકસત્તા હતી. આ ૭ મહિનાની લડતમાં રાજ્યનું આખું તંત્ર ખોટવાઈ ગયું. આખરે ખેડૂતોને દાદ અને રાહત મળ્યાં. તેમની પોતાની મેળે ઉભી થયેલી અને જાહેર રીતે સ્થપાયેલી ખેડૂત પંચાયતની કાર્યવાહીના નવ સભ્યોની સમિતિને રાજ્યની સલાહકાર સમિતિ તરીકે સ્વીકારવામાં આવી. આ રીતે ઓગણત્રીસ મુદ્દાવાળી સંધીથી આ લડતનો અંત આવ્યો. આ સંધી પર ઠાકોર સાહેબે અને પ્રધાને અને ખેડૂતોએ પોતાની પરિષદમાં ચૂંટેલા પ્રતિનિધિઓએ સહીં કરી હતી. આ સમાધાન સરદાર પટેલની રૂબરૂ થયું હતું. શિસ્તમય પ્રતિકાર, સંપ અને બલિદાનમાં ખેડૂતોએ બતાવેલી ચિવટ અને સરદારની પ્રતિષ્ઠા સમજાવટ અને સદ્ભાવથી સમાધાનનો માર્ગ સરળ થયો હતો. બ્રિટિશ હિંદના કિસાનોની મુક્તિમાં બારડોલીના ખેડૂતોનો સવિનય ભંગ જેમ સીમાચિહ્ન છે તેમ રાજસ્થાની ખેડૂતોની મુક્તિ અને હક્ક માટેની આ લડત પણ સીમાચિહ્ન છે. માણસાની ફત્તેહમંદ કિસાન લડતે દેશી રાજ્યોમાં જાગૃતી સળગાવી. ત્રાવણકોર, ઘેનકેનાલ, રાજકોટ અને રામદુર્ગમાં સ્વરાજ્ય અને સ્વાધિકારની લડતમાં લોકોએ ભયાનક યાતનાઓ વેઠી. રાજસ્થાની પ્રજાની આ લડતે મહાસભા સહકાર અને અલગ થવાના ખાસ હક્કો

માગતી મુસ્લિમલીગમાં પ્રત્યાઘાતો કર્યા. મહાસભાના મોવડીઓએ કચડાતી રાજસ્થાની પ્રજાના નાગરિક હક્ક અને સ્વરાજ્ય માટેની લડત તરફની પોતાની નીતિનો નવો અર્થ વર્ધામાં, અને પછી ૧૯૩૯ ના માર્ચમાં ત્રિપુરાની બેઠક વખતે કર્યો. બ્રિટિશ પાર્લામેંટમાં હિંદી મંત્રીના મદદનીશોએ જાહેર કર્યું કે રજવાડાંઓ ને આંતરિક સુધારાઓ માટે છૂટ છે. આ રીતે તેમણે રાજાઓ તેમજ રાજ્યની બંધારણીય પ્રગતિ તરફની સાર્વભૌમ સત્તાની નીતિ સ્પષ્ટ કરી. રાજકોટના ઠાકોરે સરદાર પટેલની દરમ્યાનગીરી કબુલ કરી અને પોતાના રાજા તરીકેના હક્ક અને સાર્વભૌમ સત્તા તરફની ફરજો જળવાય ( જે સિદ્ધાંત સાર્વભૌમ સત્તાને રૂચે એવો છે ) એવી રીતે પ્રજાકિય સુધારાનાં પગલાં સૂચવવા માટે કમિટિ સ્થાપી. ગાંધીજીની સલાહથી ત્રાવણકોરની કોંગ્રેસે પ્રધાન સર સી. પી. રામસ્વામી આયર સામેનું તહોમતનામું પાછું ખેંચ્યું અને પોતાની લડત મોકુફ રાખી. હૈદ્રાબાદના વિશાળ રાજ્યમાં પણ સ્થાનિક કોંગ્રેસે મહાત્માજી અને જવાહરલાલની સલાહ માન્ય રાખી લડત થોભાવી. જો કે આર્ય-સમાજે કડક અહિંસાવાળી સવિનય ભંગની લડત ફત્તેહમંદીથી ચલાવી અને હૈદ્રાબાદના શાણા વડાપ્રધાન સર અકબર હૈદરી પાસેથી માનવંતો નિકાલ મેળવ્યો. પણ રાજકર્તાઓને વસ્તુસ્થિતિ સાથે કામ લેવા માટે જુદા જ ખ્યાલો હતા. રાજકોટમાં સરદાર સાથેના કરાર ઉડી ગયા અને મહાત્માજીને અપવાસ આદરવા પડયા. પરિણામે હિંદના ચીફ જસ્ટીસનું લવાદનામું સ્વીકારાયું અને આ રીતે ફેડરલ હાઈકોર્ટ અને બ્રિટિશ સાર્વભૌમત્વ મારફત નહિ સ્વીકારાયેલા સમવાયતંત્રનો સ્વીકાર થયો અને નવો શીરસ્તો ઉત્પન્ન થયો. આમ છતાં ય પ્રધાન વીરાવાળાની અટપટી કૂટનીતિથી એ લવાદનામું નકામું થયું, અને મહાત્માજીએ લવાદનામાના લાભ છોડી દેવાના અને અંદર અંદર સમજી લેવાની વિનંતિ કરતાં એ નિવેદનો જાહેર કર્યાં. દરમિયાનમાં ત્રિપુરા બેઠકમાં મહાસભાની રજવાડી નીતિ

એકદમ આગળ વધી. વાઈસરોય રાજ્ય પરિષદને વહીવટી સુધારા માટે અને તંત્રમાં પ્રજાને હિસ્સો આપવા વિષે સલાહ આપતા હતા. તેજ વખતે ગાંધીજીએ રાજસ્થાની પ્રજાની લડત પર પ્રતિબંધ મૂકયો. રાજાઓ અને પ્રધાનોએ આનો લાભ લઈ દમનના ઘોડા છૂટા મૂકયા, પરિણામે ૧૯૩૯ ના જૂનની ૨૬ મીએ મહાસમિતિએ મુંબઈની બેઠકમાં રજવાડામાં લોકોના હક્ક માટે અને દુ:ખો દૂર કરવા માટે મહાસભાવાદીઓને લડત કરવા માટે સંપૂર્ણ સ્વતંત્રતા આપી; જ્યારે પ્રાંતિક કારોબાર સામે આવાં પગલાંની મનાઇ થઈ.

વડોદરા, હૈદ્રાબાદ, મ્હૈસુર, ત્રાવણકોર, જોધપુર, ગ્વાલીઅર, ઈન્દોર અને કોચીન જેવાં રાજ્યોમાં ધારામંડળો અને વહીવટી મંડળોમાં પ્રજાતત્ત્વ દાખલ કરવાની સામાન્ય સુધારાત્મક નીતિ અખત્યાર થવા છતાં રાજ્યના અધિકારીઓ અને કાનુનો સામે સક્રિય વિરોધ અને પ્રજાની લડત બાબતમાં રાજ્યોમાં પ્રત્યાઘાત સંપૂર્ણ કક્ષાએ પહોંચ્યો છે.

પણ આ સુધારાઓથી પ્રજાની વર્તમાન આકાંક્ષાઓને સંતોષ થતો નથી, અને તેમની કાર્યસાધકતા અને ઉપયોગિતા કેટલાક રાજ્યોમાં કસોટી પર છે. લગભગ પાંચસો રજવાડામાં પીસાતા આઠ કરોડ દરિદ્ર કરડૂબ્યા, ચૂસાયેલા હિંદી શોષિતો અતંત્ર ઠાકોરોના બેજવાબદાર અમલદારોના વીંઝાતા દમનના કોરડાથી રીબાય છે અને મુક્તિને માટે ક્રાંતિને ઝંખે છે. પેઢીઓથી પોતાની પ્રજામાં વંશાનુગત હિત ધરાવતી રાજસંસ્થામાં જે કાંઈ ગુણો સંભવી શકે તે તેઓ ભૂલી ગયા છે. દુષ્કાળ–નિવારણ માટે લાખો રૂપિયા ખર્ચનારા ગોંડલ, જામનગર, મોરબી અને ભાવનગરના રાજવીઓ જેવા ભવ્ય ઉદાહરણો તેઓ ધ્યાન પર લેતા નથી. સંસ્કારિક, નાગરિક અને આર્થિક પ્રગતિની હરોળમાં ઉભેલા વડોદરા, ગ્વાલીઅર, મ્હૈસુર, ઈન્દોર અને ત્રાવણકોરના નામાંકિત રાજકર્તાઓના દાખલાઓમાં જે વ્યવહારુ

દેશાભિમાન કે લોકકલ્યાણમાં અંગત રસ કે તેમના સુખ માટેનું કર્તવ્યભાન સ્પષ્ટ દેખાય છે તેની તેઓને પરવા નથી.

જ્યારે રાજસ્થાની પ્રજાજનો યાતનાઓમાં સબડતા હતા ત્યારે કિસાન નેતાઓની સરદારી નીચે બ્રિટિશ પ્રાંતના કિસાનોએ જમીનદારોના ભાયાતી લાગાઓ સામે વિશાળ પ્રતિકાર યોજ્યો. આથી સમાધાન કરી સુલેહ જાળવવાની ફરજ અને મહાસભાની વ્યાસપીઠ પરથી સમર્થિત કરેલા કિસાન હિતને દગો એમ બે જાતની અકળામણ વચ્ચે પ્રધાનમંડળો મૂકાયાં. આ ગંભીર કટોકટી વચ્ચે ગયામાં ૧૯૩૯ ના માર્ચમાં કિસાન કોંગ્રેસ મળી અને માગણીઓ અને પ્રતિકારનો ખૂબ આગળ પડતો કાર્યક્રમ તેણે ઘડી કાઢયો; અને રાજસ્થાની પ્રજાપરિષદે પંડિત નહેરુના પ્રમુખપણા નીચે પોતાની માગણીઓ ઘડી કહાડી.

## મહાસભાનો પાર્લામેંટરીવાદ

હિંદમાં રાજકિય વાતાવરણ આમ ખળભળતું હતું ત્યારે યુરોપ વિશ્વયુદ્ધના ભૈરવજપની તૈયારીમાં હતું. દૂર પૂર્વમાં જાપાનની ઓથ સાથે જર્મન ઇટાલીઅન પેશકદમીથી થનાર અચૂક ધડાકો રોકવા માટે પ્રયાસ કરવામાં બ્રિટન પોતાની હયાતી માટે વલખાં મારતું હતું. સોવિયેટની મૈત્રી સ્વીકારતાં તે ખચકાતું. હિંદમાં ઉગ્ર અસંતોષનો તેને ડર હતો. સામ્રાજ્યના રક્ષણ માટે હિંદની આર્થિક અને લશ્કરી પાયા તરીકે જરૂર હતી. આ સંજોગોમાં કોંગ્રેસને મદદ માટે ફોસલાવવાનો કે કોમવાદી ટેકો મેળવવાનો પ્રયાસ બ્રિટિશ સત્તાધિશોને કરવાનો રહ્યો.

મહાસભાના સત્તાધિશો સામુદાયિક ઉછાળાટથી વાકેફ હતા, અને એ પ્રવાહ એકવાર વેગ પકડે તો તેને કાબૂમાં રાખવાની તેમની પોતાની શક્તિનો તેમને ભરોંસો નહોતો. આવી શંકાને લીધે ધનિક અને ઉપલા મધ્યમ વર્ગની મંજૂરીથી, મહાસભાવાદી પ્રધાનોની

સત્તાથી અને જનકલ્યાણના લોકપ્રિય પગલાંઓથી મળતી પ્રતિષ્ઠાના જોર પર તેમણે પોતાની અંકુશ રાખવાની સત્તા આતુરતાથી અમલમાં મૂકવા માંડી.

કોંગ્રેસની પ્રતિષ્ઠા વધતી જતી હતી. મહાત્મા ગાંધીની પ્રજ્ઞાશીલ દોરવણી હેઠળ ૧૯૩૫ ના કાયદા નીચેની મર્યાદિત સત્તાઓના કુશળ ઉપયોગથી મહાસભાની શ્રેષ્ઠતા સ્થિર થઇ. ૧૯૩૮ માં કલકત્તામાં યુરોપીઅન ચેમ્બર ઓફ કોમર્સ આગળ નાતાલનું ભાષણ કરતાં લૉર્ડ લીન્લીથગોએ× બ્રિટિશ યોજનાવાળા હિંદી સમવાયતંત્રને

× યુદ્ધની શરૂઆત પછી વાઇસરોયની ૧૯૩૯ ના ઓકટોબરની જાહેરાત, હિંદને વેસ્ટ મીનીસ્ટરનો કાયદો લાગુ પાડવા બાબતના ઓરીએંટલ કલબના ભાષણ, સ્વરાજ્ય અને સ્વનિર્ણયને લગતાં તાજેતરના નિવેદન અને ગયા ઓગસ્ટમાં આમસભામાં કર્નલ એમરીએ કરેલા સત્તાવાર ભાષણથી વાઈસરોયે મહાસભા, મુસ્લિમ લીગ, હિંદુ મહાસભા અને રાજાઓની મૈત્રી માટે પ્રયાસ કર્યા છે-

સરકારી જાહેરાતના પ્રત્યાઘાતથી હિંદી રાજકિય જીવનમાં પડેલા ભંગથી ઈતિહાસના અભ્યાસીને મોગલ સામ્રાજ્યના પતન અને મહાન શીવાજીના વારસાની વિખેરણીનો ખ્યાલ આવે. શીવાજીના વારસોએ કોઈ મધ્યસ્થ હકુમતના સંકેતવાળા રાષ્ટ્રિય સત્તા સ્વીકારવા માટે એકત્ર થવા કે સમવાયતંત્ર સ્થાપવાને બદલે પરદેશી હકુમતની સાર્વભૌમતાનો શાંત સ્વીકાર કર્યો હતો. એને કલંકિત ભૂતકાળ જોડે હાલની સ્થિતિને ઘણી સમાનતા છે.

હિંદુ મહાસભા હિંદુ સંગઠનની વાતો કરે છે. મુસ્લિમ લીગ મુસ્લિમ સામ્રાજ્યનો પુનઃ સ્થાપનાનો દાવો કરે છે. સ્થાપિત હિતો અને વિનીતો નિર્બળ વીકટોરીઆ યુગની કે ઉદાર મતવાદની વાતો કરે છે, અને કેટલાક તો રૂશીઅનવાદની શિથિલતા દાખવે છે. મહાસભા લોકશાહીનો સૂર કાઢે છે. પણ તેના નેતાઓ વિચિત્ર ગુંચવણભરી ચાલબાજી રમે છે. હિંદી આઝાદીની જાહેરાત અને બંધારણ ઘડવાના હિંદીઓના હક્કની માગણી અને

અમલમાં મૂકવાનો કોંગ્રેસને વિનંતિભર્યો આગ્રહ કર્યો. પણ આ સમવાયતંત્રને તો પહેલેથી કોંગ્રેસે તરછોડયું હતું, અને તેની સામે શ્રી. સુભાષ બોઝે ઉગ્ર વિરોધની લડત ચલાવવા ધમકી આપી હતી.

બધાં ભિન્ન બળો પોતાનું ઐતિહાસિક પાત્ર ભજવે છે. ઠાકોરો, મહાસભાના મોવડીઓ, મુસ્લિમ લીગ, હિંદુ સભા અને ધનિક વર્ગ વ્યૂહરચનાના પેંતરા ગોઠવે છે. પોતાના જુદા જુદા 'હિત' અને 'સિદ્ધાંત'ની, સલામતીની મુકરર શર્તોએ તેઓ મધ્યસ્થ સત્તામાં લોકસત્તાનો વિકાસ અને લોકઈચ્છાનો સ્વીકાર થાય એવી રીતે બંધારણનો પાર્લામેન્ટરી પદ્ધતિએ પ્રયોગ કરવામાં મદદ કરવા તેઓ તૈયાર છે. લોકનિયુક્ત સભાએ ઘડેલા બંધારણ માટેનો પોતાનો ઉદ્દેશ મહાસભા આખો વખત ભારપૂર્વક રજૂ કરે છે. પણ આ

---

વાઈસરોયની કારોબારી જોડે સંયુક્ત એવા પ્રતિનિધિત્વવાળા વહીવટની માગણી સુધી બદલાય છે. અહિંસાથી રક્ષણાત્મક હિંસા અને ફરી અહિંસા તે ઉચ્ચારે છે. બ્રિટનને અગવડમાં ન મૂકવાનું જાહેર કરી હિંસા અને યુદ્ધ સામેની હિંદની નાપસંદગી જગતને જાહેર કરવાના વાણી સ્વાતંત્ર્યનો અધિકાર સ્પષ્ટ કરવા તેઓ વ્યક્તિગત સત્યાગ્રહ આદરે છે, જો કે આ સત્યાગ્રહ યોગ્ય રીતે મહાત્માજીની કડક સૂચનાઓ અને એકહથ્થુ કાબૂ હેઠળ છે. આ રીતે તેઓ પોતાના કાબૂમાંથી છટકી ગએલાં આમવર્ગનાં દિલ અને પૌરવાદીઓની થેલી બન્નેને ફરીથી કબજામાં લેવાનો માર્ગ શોધતા લાગે છે. સંસ્થાઓ અને નેતાઓનું આ અચોક્કસ, અદૃઢ વલણ જોઈ આશ્ચર્ય અને અવિશ્વાસથી આંભો બનેલો આમવર્ગ શ્રદ્ધાહીન થતો જાય છે, અને પોતાના વિશ્વાસ અને લક્ષ્ય માટેના ભાવિ કાર્યક્રમ મેળવવા નવા આશ્રયસ્થાનો શોધવા અધીરા બન્યા છે. અને તેથી દેશશક્તિને સર્વાંશે જરૂરી એવા ઐક્ય અને સંગઠિતતાનો અભાવ અને વિચાર અને ભાવનાની અરાજકતા પ્રવર્તે છે. આવાં ઐક્ય અને સંગઠિતતા હિંદમાં લોકોના સાચા રાજતંત્રમાં ગામડાં જ ઉછેરી અને દૃઢ કરી શકે, અને ગામડાં જ એ સંપૂર્ણપણે અને આખરીરીતે સ્થાપવાનું ગ્રામવેદ મારફત શીખશે.

યોજના તકરારી મુદ્દાઓથી ભરેલી છે અને તેનો સગવડભરી રીતે અર્થ ઘટાવી શકાય. વળી બ્રિટિશ સૈન્ય અને સીવીલ સર્વીસની હાજરીમાં એનું મુલ્ય શંકા પડતું છે. કિસાન વર્ગની હાલની અવ્યવસ્થિત અને અજ્ઞાન દશામાં આ સભાથી તેમને કાંઈ લાભ નથી. એટલું જ નહિ પણ ગમે તે રૂપમાં એ સભા મળે તો પણ કિસાનો માટે તો પરિણામ આપત્તિજનક જ આવશે; કારણકે જનકલ્યાણના લોકપ્રિય ધારાઓના ઓઠા નીચે વ્યાપારી અને બૌદ્ધિક વર્ગોના સ્થાપિત હક્કો વધારે મજબૂત કરનારી રાજ્યપદ્ધતિ સ્થાપવામાં એવી સભા (હાલના સંજોગોમાં) મદદગાર નીવડે. આમ કોંગ્રેસ સત્તાધિશો 'પ્રજાકિય મૂડીવાદી રાજ્યનીતિની નવી પ્રથા માટે મૂડીદાર અને સ્થાપિત હિતવાળા વર્ગોનો સહકાર મેળવવા મથે છે. આવી રાજપ્રથામાં પ્રજાકિય બંધારણના સત્તાધિશો અને રાજનીતિ પર સ્થાપિત હક્કોનો ઘણે અંશે કાબૂ રહેશે અને હરકોઈ પ્રકારની સરમુખત્યારી કે શોષણનીતિથી મુકત લોકોની સાચી રાજપ્રથા અને આર્થિક લોકતંત્ર જેમાં જનતા પોતે જ રાષ્ટ્રિય અને સામાજિક નીતિની ઈમારતનું ખરૂં અંગ હશે. એવા બંધારણનો સાચો રસ્તો મેળવતા પહેલાં કામદારો, કિસાનો, નોકરીઆતો અને નીચલા મધ્યમ વર્ગને નવી વસ્તુસ્થિતિનું રહસ્ય જાણવા અને નવી ગુલામીમાંથી છૂટવાનો માર્ગ મેળવવા ઘણું મથવાનું રહેશે.

## પ્રકરણ ૭ મું

### મહાત્માગાંધીજીનો જીવનસંદેશ

આ યુગની આગામી લડતમાં મોખરે મહાત્માજી ઊભા છે. સર્વશ્રેષ્ઠ હિંદીઓ એમની સરખામણીમાં વેંતિયા લાગે છે. કરોડોનાં ચિત્ર એમના અનુસારે ડોલે છે. એ બુદ્ધ અને કૃષ્ણના—સત્ય અને અહિંસા, અને પ્રેમ અને સૌંદર્યના—જગજૂના જ્ઞાનની મૂર્તિ છે. વેદ અને ઉપનિષદના અદ્દભુત પ્રકાશનો વિકાસ કરાવનારા આશ્રમોના આત્માના તે પ્રતિક છે. પચાસ પચાસ સૈકાના આઘાતો સહન કરી જીવંત રહેલા ધારાઓ, આચારો, સમાજવ્યવસ્થા અને નીતિ સિદ્ધાંતોનું દર્શન કરનારા ઋષિવરોની શક્તિ અને કીર્તિનાં પુણ્ય સ્મરણો તે ઉભાં કરે છે. તેમણે સિદ્ધાંત ખાતર સમર્પણની ભાવના રગેરગમાં ઉતારી હતી અને ન્યાયને ખાતર નમ્ર સહિષ્ણુતા કેળવી હતી. તેમણે હિંદમાં અશ્રદ્ધા અને નિરાશામાં ડૂબેલા લોકો જોયા અને તેમને કાર્યસિદ્ધાંત આપ્યો. તેમણે ચીવટ ને પ્રયત્નશીલતાનો સાર્વત્રિક અભાવ જોયો અને અંતરાત્માની સતત જાગૃતિ શીખવી.

લોકો બહેરા હતા તે સિંધુડાના સૂર સાંભળતા થયા. લોકો મૂંગા હતા તેમને તેણે વાચા અર્પી. પહેલાં નેતાઓ દૂર પડેલાઓને જ ઉદ્બોધતા, તેમણે જનતાને મુક્તિનો નાદ સુણાવા બોલાવ્યા. વાર્ષિક મેળાવડાની સંસ્થા જેવી કોંગ્રેસને તેમણે જાગૃત, વ્યવસ્થિત તંત્રમાં પલટી નાખી. કરોડોની ઉદાસિનતા ઉડી ગઈ અને દેશની હાકલનો જવાબ દેવા સ્ત્રીઓ, પુરુષો અને વૃદ્ધો થનગની ઉઠયાં. ત્યાગના સિદ્ધાંતનું સમર્થન કરીને શિસ્તમય પ્રતિકાર અને કાર્યની ઉત્પત્તિ કરીને તે તંગડાધારી સાધુએ ખરેખર ચમત્કાર કરી બતાવ્યો. આંતરૂ-કલહોથી વિભક્ત બનેલા અને છિન્નભિન્નતામાં સબડતા લોકો એકત્ર અને સંયમિત કાર્યપદ્ધતિનું મુલ્ય સમજ્યા. ગાંધીજીએ જીવનનાં મુલ્યોમાં પરિવર્તન કર્યું અને રાજકિય પ્રવૃત્તિને નવું રૂપ અને નવા અર્થ આપ્યા.

યુગોજૂની જુલ્મગારી અને અન્યાયમાં પીસાતા શોષિત ગરીબો માટે તેમને અનુકંપા છે, અને સત્ય અને સ્વેચ્છિત યાતના સહનમાં અખૂટ શ્રદ્ધા છે આ અનુકંપા અને શ્રદ્ધાથી તેમણે ક્રાંતિનો નવતર રાહ શોધ્યો છે. અને તેની મારફત ધરણી ડોલાવી છે. એક ટીપું પણ લોહી રેડયા વિના કરોડોની વિચારશ્રેણીને કાર્યપદ્ધતિમાં તેમણે ક્રાંતિ આણી છે. વીસ વર્ષમાં તો દેશ મધ્યકાલિન, બાપુશાહી અરાજકતામાંથી સામાજિક પુનર્રચના, યુરોપી પ્રયોગો અને પરદેશી વિચારશ્રેણીવાળા અર્વાચીનતાના ઝંઝાવાતમાં કૂદી પડયાં. સત્ય અને ન્યાયના પયગંબર ગાંધીજી જાપાનની એડી નીચે ચીનને કચડાતું સાંખી શકતા નથી. ફેસીસ્ટ ઈટાલી અને નાઝી જર્મનીએ, તેમજ મૂંગા બેસી રહેલા બ્રિટને પોષેલા સ્પેન આંતરૂવિગ્રહની ઘોર યાતનાઓ તેમને દુ:ખી કરે છે. યહુદીઓની આપત્તિ તેમને આઘાત પહોંચાડે છે. તેમણે કામદારોની સ્થિતિ અને કિસાનોનું જીવન સુધારવા પ્રયત્ન કર્યો છે. વીસ વર્ષ સુધી વધારે શુદ્ધ, વધારે ઉત્સાહી, અને ખરા

હિંદને સર્જવા તેમણે કાર્ય કર્યું છે. અને તેમાં મુક્તિમાર્ગના મહાન જ્યોતિર્ધરોએ તેમને ટેકો આપ્યો છે. સર્વોપાર્જીત મબલખ મિલ્કતને રાષ્ટ્રકાર્યમાં સમર્પીને ફકીરનું જીવન ગુજારનાર દેશબંધુ ચિત્તરંજનદાસે અસહકારની ચળવળને પોતાની જિંદગી આપી દીધી. રાજાઓ અને રાજપ્રતિનિધિઓના માનીતા મિજબાન મોતીલાલ નહેરુએ બાદશાહી આવક ઠોકરે મારી કારાવાસને આમંત્ર્યો. રાજેન્દ્રબાબુ અને રાજાજી પણ ગાંધીમાર્ગના મુરશીદ બન્યા. અને દઢતા અને શિસ્ત જેના ગુણો છે. શક્તિશાળી સહકાર્યકરો અને ઈજ્જતદાર અનુયાયીઓમાં વિશાળ વિશ્વાસ રાખીને તેમની નિર્બળતા સહન કરવાનો અને તેમની ભૂલો દરગુજર કરવાનો જેનામાં સદ્‌ગુણો છે તે, બારડોલીના પ્રથમ કિસાનબંડના યશસ્વી નાયક, કુશળ પ્રેરક સાહસિક સરદાર પટેલે સંમાનિત શિષ્યના અદમ્ય ઉત્સાહથી ગાંધીજીની જયયાત્રાઓ સફળ કરી આપી છે. સમાજવાદના ભભૂકતા ધ્વજધારી જવાહર, અને સ્વાતંત્ર્ય કાજે વારંવાર જેલ અને દેશનિકાલની પસંદગી કરનાર બોઝ બંધુઓ ( જેમના ગાંધીજીની અગમ્યતા અને કાર્યવાહક સમિતિની અમલદારશાહી કાર્યપદ્ધતિ સામેના બંડ રૂપે નવો ઈતિહાસ સર્જાય પણ ખરો ) એમને પણ ગાંધીજીએ સત્યાગ્રહના અવનવા ક્રાંતિશાસ્ત્રમાં યોજ્યા. હવે કોંગ્રેસના બે વખત વરાયેલા પ્રમુખ સુભાષ બોઝ આંતરરાષ્ટ્રિય ગુંચવાડાઓમાંથી લાભ ઉઠાવવાની ઉમેદથી બ્રિટિશ સત્તા સામે તાત્કાલિક લડતની માગણી કરે છે. જ્યારે ગાંધીજી અને કોંગ્રેસ એ અચૂક આવનારી કટોકટી તત્કાળ ઊભી કરતાં અચકાય છે. ભૂતકાળમાં કોંગ્રેસે રાષ્ટ્રમાં સર્વોપરી સત્તાની માગણી કરી ને કોંગ્રેસનો આ દાવો કબૂલાયો નથી. અને મુસ્લિમો અને કુદરતી રીતે રજવાડાંઓ એ કદી સ્વીકારવાનાં નથી. તેથી જો કોંગ્રેસ એ દાવો જતો ન કરે કે કોંગ્રેસની સમાધાનશક્તિ એ દાવા માટે બ્રિટનનો ટેકો ન મેળવે તો એ કટોકટી ચોક્કસ આવશેજ; અને જો બ્રિટન જોડે સમાધાન થાય તો એવું વર્ણશંકર–ભાયાતી,

મૂડીવાદી–લોકતંત્ર મળે કે જેથી હિંદી જનતામાં બંડખોરીનો જ્વાળામુખી કુદરતી રીતેજ ફાટી નીકળે.

## આમજનતાની રશીઆ પર નજર

ગાંધીજી અને તેમના સાથીઓએ કિસાન જનતાને પોતાનું ખાસ કેન્દ્ર અને મધ્યમ વર્ગને ખાસ મદદગારો બનાવ્યા હતા. પરિણામો અને પ્રત્યાઘાતોની સચોટ આગાહીથી ગાંધીજીએ એવો સિદ્ધાંત સ્થાપ્યો હતો કે ધનિકો અને સત્તાશિલો ગરીબોના વાલી માત્ર છે. જર અને જમીનના અધિપતિઓ ઠાકોરો અને ધનકુબેરો બન્નેને એ સિદ્ધાંત સરખી રીતે લાગુ પડતો હતો. એનાથી આ વર્ગ પર સ્વેચ્છિત ત્યાગની ફરજ આવતી. અને એનાથી માનવકલ્યાણમાં ભાગીદાર થવાની ફિલસૂફી અવગણવાનાં પરિણામોની તેમને ચેતવણી મળતી. ગાંધીજીએ ધનિકોના બહેરા કાન આગળ ઢોલ પીટી જણાવ્યું છે કે નવો યુગ નિશ્ચિત છે. એમાં સંપૂર્ણ વિચ્છેદ અને અંશતઃ સલામતી બેમાંથી એક માર્ગ તેમને પસંદ કરવાનો રહેશે. પણ ધનિકોએ એ વાત હસી કાઢી છે. ઉપલા વર્ગે તેની મજાક કરી છે. ગરીબોએ વ્યર્થ આશા સેવી છે. અને સૈકાઓની ચૂસણનીતિના અનુભવી કિસાનો ડહાપણથી અનિચ્છા છતાંયે તેમાં અશ્રદ્ધા સેવે છે.

વાલીપણાનો ગાંધીજીનો સિદ્ધાંત એજ મૂડીદાર અને જમીનદારનો છેલ્લો આશ્રય છે. સર્વનાશના પ્રલયપૂરને પાળતો એ આખરી બંધ છે. ગાંધીજી સમાધાનનો ધ્વજ ફરકાવે છે, અને આશા રાખે છે કે ધરાયેલા ચિત્તાઓ પોતાનો વધારે પડતો ભાગ ભૂખ્યા વરૂઓને ખાવા દેશે. તેમને મન આ રાજકિય વ્યૂહરચના નથી, પણ એક સંપ્રદાય છે. પણ વિશાળ જન સમુદાય એ ઝાંઝવાના નીર જેવું દેખાય છે. સામ્યવાદીઓએ મહાત્માજીની ભ્રમણા (!) ભાંગવા પ્રયત્ન આદર્યો અને ગાંધીજીએ અનુપમ ગૌરવભર્યો ઉત્તર આપ્યો. ગાંધીજીના

સાપ્તાહિક હરિજનમાં તો નીચલો ઉતારો મહાત્માજીના મનની મહત્તા સ્પષ્ટ કરે છે. ૧૦-૧૨-૧૯૩૦ના હરિજનમાં લખેલું છે.

"હિંસાનો ઇજારો કોઇ એક પક્ષને મળ્યો નથી. હું એવા મહાસભાવાદીઓને ઓળખું છું કે જેઓ સમાજવાદી કે સામ્યવાદી નથી; છતાં નિખાલસતાથી હિંસાના સિદ્ધાંતમાં માને છે. બીજા હાથ પર હું એવા સમાજવાદીઓ અને સામ્યવાદીઓને ઓળખું છું કે જેઓ એક માખીને પણ ઇજા ના કરે, પણ જેઓ ઉત્પાદનના સાધનોની સામુદાયિક માલિકીમાં માને છે. હું માનું છું કે હું તેમનામાંનો એક છું."

તો શું ગાંધીજી સમાજવાદી કે સામ્યવાદી છે ? ગાંધીજી ખરેખર તો આમજનતાના મિત્ર છે, અને તેમનો સિદ્ધાંત અહિંસાને કાર્યના ખરા સિદ્ધાંત તરીકે, અને સ્વાશ્રય, આત્મસંયમ અને સ્વાધિનતાને સફળતાના મુખ્ય હથિયારો તરીકે ગણે છે. દેશને અને ગ્રામ જનતાને તેમનો આ સંદેશો છે. પણ આ જાગૃતિ સાથે હિંદી જનતાએ રશીઅન ક્રાંતિની લાલ જવાળા, લેનીને રશીઆને અપાવેલી ભવ્ય મુક્તિ, અને રશીઆના રાજકિય, આર્થિક, સાંગ્રામિક, સામાજિક અને સાંસ્કારિક પુનરૂદ્ધારની ટ્રોટસ્કી અને સ્ટેલીને કરેલી નિર્ણયાત્મક દોરવણી નિહાળી છે.

ઝગડતી લોકશાહીઓ અને દાદાગીરીવાળી સરમુખત્યારશાહીઓની દશા હિંદી જનતા ઝીણવટથી તપાસે છે. સોવિયેટ રશીઆ, કમાલ પાશાનું તુર્કી, લોકશાહી બ્રિટન, નાઝી જર્મની કે ફેસીસ્ટ ઇટાલીમાં કોણ સુખી છે ? તેમને મન તો તે અત્યારે એક કોયડો છે.

શોષણ, દમન અને ગુલામીથી ટેવાયેલી, અભણ અને અજ્ઞાન રાજકારણ કે રાજવહીવટમાં બીનમાહેતગાર અને બીનકેળવાયેલી હિંદીજનતાને શાહીવાદ, નાઝીવાદ કે ફેસીસ્ટવાદના ભેદ પારખવા અઘરા પડે છે. બુદ્ધિજીવી વર્ગ સમૂહગત કાર્ય માટે કેળવાયલો નથી,

તેમ ખરા બલિદાન માટે તત્પર નથી. તેને માત્ર વ્યક્તિગત ઉન્નતિ
નીજ આદત છે. નવા જમાનામાં તેને પોતાનું સ્થાન જોખમા
લાગે છે, પણ સામાન્ય લોકકલ્યાણ તરફ નિખાલસતાથી બેપરવ
છે. પણ ઉપલા, મધ્યમ અને નીચલા બધા વર્ગો જર્મની, ઇટાલી
જાપાન અને રશીઆના અદ્દભુત પુનરૂત્થાન તરફ પ્રશંસાની નજ
જુએ છે. અલબત્ત તેઓ જર્મની અને ઇટાલીની જોરતલબી અ
હૃદયહીન જયતૃષ્ણાને ધિક્કારે છે. ક્રૂરતા તરફના તિરસ્કારથી તેમ
રાજનિયંત્રણ અને રાષ્ટ્રિયશિસ્તના બિનઅનુભવને લીધે સરેરા
હિંદીઓ જર્મની અને ઇટાલી માટે આંતરિક પુનરૂદ્ધાર માટે કદ
દાની, અને તેમની કાર્યપદ્ધતિ અને બીજા રાષ્ટ્રો સાથે વ્યવહ
માટે તિરસ્કાર; એમ વિરોધી લાગણીઓ ધરાવે છે. બ્રિટન, ફ્રાં
અને યુનાઇટેડસ્ટેટસની સ્થિર લોકશાહીઓના સૌજન્યમય વ્યવહાર
હિંદીઓને અનુભવ છે. અને તેમની રાષ્ટ્રિય લડતમાં આ રાષ્ટ્રો
તેમના નમૂના જેવાં છે. કોઈ કોઇ ઠાકોર કે મૂડીવાદીને નાઝીવ
પ્રિય હોય એ બને એવું છે, કારણકે બળજબરીથી સત્તા લાદ
અને લોકોના શોષણ માટે ત્રાસવાદ આચરવો એ તેમના લોહી
ઉતરી આવેલું હોય છે; કદાચ કેટલાકને ફાસીસ્ટ પદ્ધતિ વધારે રૂચ
હોય; કારણકે સીનોર મુસોલિનીએ જમીનદાર અને કારખાનાદાર
અન્યાય સામે મજૂર અને કિસાનના હિત તરફ મમતા દર્શાવી
પણ આમવર્ગના કરોડો માનવો તો રશીઆના મહાન કાર્યો ત
પ્રશંસા અને આશ્ચર્યથી જોઈ રહ્યા છે. કારણકે રશીઆએ વીસ વર્ષ
એક સૈકાનું કાર્ય કરી બતાવ્યું છે. હિંદમાં આના જેવું કેમ કશું
બની શકે? રશીઆ, તુર્કી, ઇટાલી અને જર્મનીની સરમુખત્ય
પદ્ધતિ, ફ્રાંસ, બ્રિટન અને અમેરિકાની લોકશાહી સંસ્થાઓ; અને સ્વી
ડેન્માર્ક, નોર્વે કે ઝેકોસ્લોવિયાના વ્યવહારૂ સમાજવાદમાંના
તત્ત્વો જાળવીને તેમાંથી હિંદી પ્રજાની આકાંક્ષાઓ, પ્રગતિ અને મુ
માટે હિંદી પ્રણાલિકાના પાયા ઉપર રચાયેલી કોઇ વ્યવહારુ કાર્ય

કેમ ઉપજાવી શકાય નહિ? આપણે કેમ એવું ભાવિ ના ઘડી શકીએ કે જેથી આપણે ગુલામીને બદલે સત્તા, કંગાલિયતને બદલે સ્વસ્થ જીવન, આર્થિક અરાજકતાને બદલે સામાજિક પુનરૂદ્ધાર, રાજકિય પરાધિનતાને બદલે સાર્વભૌમત્ત્વ, રાષ્ટ્રિય નામોશીને બદલે આંતરરાષ્ટ્રીય પ્રતિષ્ઠા મેળવીએ? શા માટે નહિ? શા માટે નહિ? શા માટે નહિ? જુવાનો, બુદ્ધિશાળી કામદારો, અને કિસાનોના હૃદયમાં આકાંક્ષાઓના ધબકારા થાય છે. આ આકાંક્ષાઓ છે, અને જો હિંદનો આત્માજ ફક્ત પુનર્જીવન અને પુનરૂદ્ધાર પામે તો એ આકાંક્ષાઓ ચોક્કસ ફળેજ.

# પ્રકરણ આઠ–૮ મું

## ગ્રામવેદ એટલે શું ?

### હિંદનો આત્મા ક્યાં છે ?

હિંદનાં ખેતરો અને ગોચરો, નદીઓ અને પહાડો સિવાય બીજે ક્યાં એનો આત્મા હોઇ શકે ? બબ્બે હજાર માઇલ લાંબા પહોળા એના પટમાં કોઈ ઠેકાણે એ હોવા જોઇએ. તેને શોધીને બહાર કાઢવો જોઇએ. તે ગામડામાં વસતો હતો, અને આજે તેના ખંડેરોમાં દટાએલો પડયો છે. ખાનાખરાબી અને શોષણના એક હજાર વર્ષોએ એને દાટી દીધો છે. તેને નવજીવન અને નવચેતન આપવું જોઈએ. હિંદનો આત્મા ગામડાઓમાં વસે છે. અને તેની પુનર્જાગૃતિ એટલે ગામડાઓનો નવજન્મ અને હિંદનો પુનરૂદ્ધાર. અત્યારનું આ સર્વોત્કૃષ્ટ માનવકર્તવ્ય છે. આ યુગનો આ પ્રધાનધર્મ છે. એ વસ્તુજ કરોડો ગ્રામવાસીઓની ઝંખના, સાચા હિંદી દેશભક્તોની શ્રદ્ધા, અને દરેક વર્ગના અને ધર્મના કાર્યકર્તાઓની પ્રેરણા હોવી જોઇએ.

**ગ્રામસત્તાનો સિદ્ધાંત.**

ગ્રામજનતાને તેના ભવિષ્યની જાણ કરવી જોઇએ. તેને તેનું કર્તવ્ય શીખવવું જોઇએ. ગ્રામ કાર્યકર્તાએ પોતાના ગામની સુષુપ્ત શક્તિ જાણવી જોઇએ. ગામડાએ રાજપ્રથામાંનું પોતાનું સ્થાન અને રાષ્ટ્રિય પુનર્રચનામાં પોતાને ભજવવાનો હિસ્સો પૂરેપૂરો જાણવો જોઇએ. તેને પોતાના બળનું ભાન થવું જોઇએ અને પોતાની પુનર્રચના અને દેશના નવઘડતર માટે તેનો સશિસ્ત ઉપયોગ કરતાં શીખવું જોઇએ. તે જાગે, વ્યસ્થિત થાય; અને નવ પદ્ધતિએ ચાલે એમ થવું જોઇએ. પોતાના સુગઠિત બળથી કેટલું થઇ શકે છે તે તેણે જાણવું જોઈએ. તેણે ગ્રામકાર્યની ફિલસૂફી અને તેની વ્યવહારિકતા જાણવી અને જાહેર કરવી જોઇએ. પોતાની નીતિ, સિદ્ધાંતો અને હેતુઓ, કાર્યક્રમ અને યોજના વિષે તેણે સ્પષ્ટ જાણવું જોઇએ. હિંદને માટે ભૂતકાળની પ્રણાલિકાઓ અને ભૂતકાળના ભવ્ય વારસાને અનુરૂપ પોતાની અલગ આખરી રચના ગામડાંઓએ વિકસાવવાની છે. ગ્રામવેદ-ગ્રામસત્તાનો સિદ્ધાંત હિંદભરમાં સાર્વત્રિક પ્રચાર પામવો જોઇએ. તેણે ક્રાંતિમય ઉત્ક્રાંતિ અને પુનર્વિધાનના મૂળતત્ત્વો અને સંપૂર્ણ કાર્યપ્રણાલિકા પોતાનામાં સમાવવા જોઇએ. જેથી હિંદ માટે સ્વાતંત્ર્ય અને તેની પ્રજાના જન્મસિદ્ધહક્કરૂપ મુક્તિ અને શક્તિ તે ફક્ત તત્પરતાનાજ દુઃસહ વેગથીજ મેળવી શકે.

**સંયુક્ત અર્થવાદ**

આ ગ્રામવેદના સ્વીકાર અને સફળતાદ્વારા હિંદી ગામડાં પોતાનો આત્મા-શક્તિ-પ્રકાશમાં લાવી શકશે, અને આખા એશિયા અને કદાચ આફ્રિકાને ચેતના આપે એવો પ્રવાહ ઉત્પન્ન કરશે, કારણકે એશિયા અને આફ્રિકાનું સમગ્ર જીવન ગામડાઓમાં અને ખેતરોમાં સમાયેલું છે. ગ્રામવેદ સંયુક્ત અર્થવાદની નવતર ફિલસૂફી છે. તે પ્રજા અને રાજ્ય માટે સમન્વય અને સહકારશક્તિ પર નવો

પ્રકાશ ફેંકે છે. હિંદી ગામડાંઓને તે સહકારશીલ અને અવિભક્ત અર્થકરણ અને એકત્ર કાર્યપ્રણાલિકા બતાવે છે. સંસ્કારિતા, સહકાર, અને સામુદાયિક વહીવટનો જૂનો વારસો તે ગામડાને પાછો સોંપે છે. ગ્રામવેદ પ્રમાણે ગામડું જ રાજસત્તાનું અને અર્થતંત્રનું એકમ બનાવે છે

ગ્રામવેદ ગ્રામજીવનને વ્યવસ્થિત કરવા માગે છે તે રીતે કે હિંદ માટે અભેદ્ય રક્ષણ રચવા માગે છે. પોતાના નવા સંપ્રદાય અને સમન્વયની પ્રેરણાથી પોષાયેલ વ્યવસ્થા, તત્પરતા અને તાલીમ-બદ્ધ આગેવાનીની સામુદાયિક ચળવળથી તે ઉતક્રાંતિમય ક્રાંતિ કરવા માગે છે. હિંદની જાહેરનીતિઓ અને સત્તાના નાભીચક્ર તરીકે ગામડું છે એમ ગ્રામવેદ જાહેર કરે છે. ગ્રામવેદ હિંદની રાજપ્રથા નક્કી કરવાનો ગામડાને જ હક્ક છે એમ આદેશ કરે છે. ગ્રામવેદ વિનાશક વર્ગવિગ્રહના ઉત્પાતક ધડાકાઓ વિના હિંદનું સંસ્કારીક અને આર્થિક જીવન નવસેરથી રચવાનો હક્ક માગે છે. ગ્રામવેદનો હેતુ મધ્યમ વર્ગ અને કામદાર વર્ગને એક વિશાળ રચનાત્મક કાર્ય-ક્રમમાં એક બનાવવાનો છે. ગ્રામવેદ બુદ્ધિજીવી વર્ગને એક પ્રખર સર્જક-શક્તિ માટે સંયોજવા માગે છે. ગ્રામવેદ અમીરાત ને તેની માતૃભૂમિની સેવાની પુરાણી કીર્તિ ફરીથી મેળવવા આમંત્રણ આપશે. મૂડીદારો પોતાના ત્યાગથી મહાત્માજીની વાલીપણાની સલાહ અનુસરશે એવી ગ્રામવેદ તેમની પાસે આશા રાખશે. સાચી પ્રજાસત્તા અને સાચી સ્વતંત્રતાના સમર્થક અને બ્રિટિશ પ્રજાજનોના મિત્ર તરીકે ગ્રામશકિતને પુનર્વ્યવસ્થિત કરીને ગ્રામવેદ બ્રિટિશ સત્તા સામેની અથડામણના ઉત્પાત ખાળવા ઈચ્છે છે. જેથી ગ્રામવેદ સંયુક્ત હિંદી બ્રિટિશ પ્રજા-તંત્રનું લક્ષ્ય સેવે છે. સાચા આંતરરાષ્ટ્રિય ન્યાય માટે વિશ્વશાંતિ અને વિશ્વસત્તાના આધારરૂપે હિંદ બનાવવાની ગ્રામવેદને આકાંક્ષા છે.

### જનતાનો નવોધર્મ

ગ્રામવેદ તો હિંદનાં ગામડાંનો સનાતન વારસો છે. અને ગામ-

ડાંઓએ એ વારસો હાથ કરવો જોઈએ; તેથી જ ગ્રામજનતા માટે ગ્રામવેદ એ નવા ધર્મ જેવો છે. કારણ કે હિંદ જગતવ્યાપી ઉત્પાતોને ઉંબરે અને ઇતિહાસના પલટાતા રાહપર ઊભું છે. હિંદનાં સાત લાખ ગામડાંઓ અને ૩૫ કરોડ ખેડૂતો અને કિસાનોને ગ્રામવેદ સંયુક્ત આશા, મુક્તિ, પ્રેરણા, શ્રદ્ધા, આદર્શ અને નવદર્શન આપવા માગે છે. એટલા માટે જ હિંદનું ભવિષ્ય ગ્રામવેદમાં સમાયલું છે.

ગ્રામવેદ નવો આદર્શવાદ છે. પુરાતન આદર્શોને અર્વાચીનતા સાથે સુમેળ સધાવી, તેમની પુનઃ સ્થાપના પર હિંદી રાષ્ટ્રવાદનો નવો પાયો નાખવાની અને હિંદી માનસનું નવઘડતર કરવાની તેની રચનાત્મક વિચારસરણી છે. ગ્રામવેદ જગતના રાજકારણમાં હિંદને ફરીથી ઉન્નત પદ અપાવવાના મહાન પરાક્રમ માટે કાર્યપ્રેરણા આપે છે. ગ્રામવેદ આજની પેઢીને એક મહાન વિજયયાત્રા માટે કાર્ય કરવાનો, અને ભવિષ્યને માટે મહાસાફલ્યનો વારસો મૂકી જવાનો સંદેશો અને આદેશ આપે છે. ગ્રામવેદ એક સંપૂર્ણ સામાજિક–આર્થિક બંધારણ અને રાજકિય તંત્રમાં ગુંથાયેલા ગ્રામકાર્યકરો અને ગ્રામસત્તાધિશોની ચડઉતર પદવી પ્રથાની હિમાયત કરે છે. આ તંત્ર ભૂતકાળના ડહાપણ, આ સૈકાના અનુભવો, વર્તમાન સ્થિતિનું **સત્યદર્શન** આજની જરૂરિઆતો અને ભવિષ્યની શકયતાઓને સમાવતું હોવું જોઈએ. ગ્રામવેદ તત્વતઃ બે સૈકાથી હિંદ અને એશિયા જે મેળવી શકયાં નથી તે બે દશકામાં કરવાની વ્યવહારૂ યોજના છે.

**સર્જકક્રાંતિ**

ગ્રામવેદ યુરોપી સત્તાગ્રહણ સામે સર્જક ક્રાંતિ છે. જાપાન, જર્મની અને ઇટાલીના ભૂખ્યા આર્થિક શાહીવાદની જુલ્મગાર એકહથ્થુ જોરતલબી સામે ગ્રામવેદ જ ખરી આશા આપે છે. ગ્રામવેદ આગેકૂચમાં માનતી સત્તાઓને પોતાની હદમાં રહેવાનો પડકાર કરે છે. ગ્રામવેદ એક નવી ગુલામીમાંથી પૂર્વને રક્ષવા માંગે છે. ગ્રામવેદ મૂડીવાદી જૂથરચના, રાજકારણિય આક્રમણો, અને સશસ્ત્ર પેશકદમી

સામે દુર્ગરચના છે. લોકોના ખરા પ્રજાવાદનો ગ્રામવેદ આધાર-સ્થંભ છે. ગ્રામવેદ દરેક પ્રજા અને દરેક દેશને કાવત્રાં કે પરચક્રના આક્રમણના ભયથી મુક્ત—ન્યાય, સ્વાતંત્ર્ય, અને સ્વાધિનતા ઉદ્‌ઘોષે છે. ગ્રામવેદ સહયત્ન માગે છે. અને અથડામણો ઉવેખે છે. સત્તા-લોભ કે ધનભૂખથી ઉપજતાં બંડો અને યુદ્ધોની જંગાલિયત અને ખાનાખરાબી સામે સંપ અને શાંતિને માટે ગ્રામવેદ કાર્ય કરે છે. હિંદ અને પૂર્વના બધા દેશોનાં પુનરુત્થાન કરવાનો અને અતિસંતુષ્ટ બ્રિટન કે બીજી લૂંટારૂં સત્તાઓની દરમિયાનગીરી વગર પોતાનાં આર્થિક, સામાજીક, અને રાજકિય જીવન ઘડવાના તેમના જન્મ-સિદ્ધ હક્ક ફરીથી મેળવવાનો નવો યુગ ગ્રામવેદ રજૂ કરે છે. ગ્રામવેદ હિંદ, ચીન; ઈરાન, અરબસ્તાન, રશીઆ, આફ્રિકામાં વસતા એક અબજ માનવીઓની સંસ્કારિતા અને સત્તાની પુનઃપ્રાપ્તિ માટેનું નવું ઉપનિષદ છે. ગ્રામવેદ હિંદ અને પૂર્વના આત્માનો અવાજ છે. અને એ ખંડની ભૂખે મરતી, હતાશ, દુઃખિત માનવતા માટે સર્વ-સાધારણ સિદ્ધાંત અને આચાર જાહેર કરે છે. પ્રેમ અને અપરિગ્રહના સનાતન સિદ્ધાંતોમાં ગ્રામવેદ રક્ષાયેલો છે. સામાજિક ન્યાય અને નૈતિક આચારોને માનવઇચ્છા અને એકત્રિત કાર્યશક્તિ વરાવીને રાષ્ટ્રિયતેમ માનવ માત્રનું અધિકતમ કલ્યાણ સાધવા માટે સહકાર, સહયત્ન, વિનિમય અને સમાનતાના સિદ્ધાંતો, અને સંઘવાદ અને સહકારવાદનું—એટલે સંયુક્ત અર્થવાદનું ઉત્કૃષ્ટ સત્ય છે એમ ગ્રામવેદ ઉચ્ચારે છે.

ગ્રામવેદની અસર આંતરરાષ્ટ્રિય અને સ્થાપના એશિયાવ્યાપી હોવી જોઇએ. આંતરરાષ્ટ્રિય સમતા સાધવા અને જોરતલબીનો સામનો કરવા માટે ગ્રામવેદ જગતસત્તા થશે. ગ્રામવેદ પોતાના આધ્યાત્મિક વારસા, માદરવતન, આર્થિક સત્તા અને રાજકિય સ્વાધિનતાના રક્ષણ માટે એકત્ર, સજ્જ અને વ્યવસ્થિત થવા માટે જાગૃત થતા હિંદ અને પૂર્વના અબજોની આગેકૂચનો ગગનભેદી શંખનાદ છે.

**ગ્રામ પ્રજાસત્તાક**

ગ્રામવેદનો સ્વદેશ હિંદ છે. અને ગ્રામવેદ હિંદની બધી પ્રજાઓને તેમનાં નવાં પ્રારબ્ધ અને એ સાધવા માટેની વ્યવહારૂ યોજનાનું દર્શન કરાવે છે. તે એક સજીવ ધર્મ સ્થાપવા મથે છે અને હિંદના પાંત્રીસ કરોડ માનવીઓને સભાન, સુસજ્જ, દક્ષ અને સંપન્ન બનાવવાનું ભીષ્મકાર્ય ઉપાડવા માગે છે. મહાન ભોગો અને મહાન પ્રયાસો માટે તેમના આત્માને ઉત્કંઠ કરે, અને માનવીના દૈવી તત્ત્વને નષ્ટ થતું અટકાવવાનું, હિંદનું જીવનકાર્ય શક્ય બને તે માટે રાષ્ટ્રિય ધર્મના સિદ્ધાંત સૂત્રો તે મુકરર કરે છે. ગ્રામવેદ હિંદમાં જન્મ્યો છે, અને હિંદનો છે. તે હિંદને વિશ્વરાજ્યમાં પલ્ટી નાખશે અને ગ્રામજનતાના પ્રજાતંત્રની સ્થાપના માટે હિંદના ગ્રામવાસીઓને શિસ્તમય ક્રાંતિકારી દળમાં કાયાપલટ કરશે.

**હિંદનો ગ્રામવેદ આ રહ્યો**

ગ્રામવેદ હિંદ માટે રાષ્ટ્રિય સમન્વય, રાજકિય પ્રથા, આર્થિક રચના, સામાજીક ફિલસૂફી અને સંસ્કારિક પુનર્વિધાન છે. જે સત્યોને લીધે ગામડું શક્તિ, સત્તા, આર્થિકજીવન અને લશ્કરી બળનું એકમ બન્યું છે, જેને લીધે તે નીતિ સંસ્કાર અને સામાજિક જીવનનું આશ્રયસ્થાન છે, જેને લીધે તે સ્વમાન અને બલિદાનના ધોરણો ટકાવે છે, જેને લીધે તે રાષ્ટ્રાભિમાન અને સાચી દેશભક્તિના હૃદય જેવું છે, જેને લીધે તે ગૌરવ અને પ્રતિષ્ઠાનો પુરવઠો કરી શકે છે અને સામાજિક કલ્યાણ અને સંપત્તિ સાધી શકે છે; જેને લીધે ઉન્નતિ આદર્શવાદથી પ્રેરાયેલા અને સંપૂર્ણ સંયમથી નિયમિત ચારિત્રનું પાલન થાય છે; એ ઈતિહાસસિદ્ધ અને કુદરત રચેલા થોડાક સાદાં સત્યો પર ગ્રામવેદનો પાયો રચાયો છે.

(૧) ગ્રામવેદને રાષ્ટ્રિયધર્મ—તેનું સિદ્ધાંતસૂત્ર છે.

(૨) ગ્રામવેદને અફર હેતુઓ છે.

(૩) ગ્રામવેદને સજ્ય્ય સિદ્ધાંતો છે.

(૪) ગ્રામવેદને સ્પષ્ટ ધ્યેયો છે.

(૫) ગ્રામવેદને વાસ્તવિક સાધ્યો છે.

(૬) ગ્રામવેદને પોતાની રાજનીતિ છે.

(૭) ગ્રામવેદને પોતાનો કાર્યક્રમ છે.

(૮) ગ્રામવેદ એક સંપ્રદાય–કરોડો કિસાનોનો અને ગામડાંઓનો રાષ્ટ્રિય સંપ્રદાય છે.

(૯) ગ્રામવેદ ગ્રામસત્તા પર સ્થાપિત, રાષ્ટ્રિય સ્વાધિનતા અને એક નવા ગ્રામસમાજવાદની વિચારસરણી છે.

(૧૦) ગ્રામવેદ ગામડાંની પોતાના નવજીવન અને પુનરૂત્થાનમાંની શ્રદ્ધા છે.

(૧૧) ગ્રામવેદ ગામડાંનો પોતાનાં ઉપયોગિતા અને એકતા, શક્તિ અને સત્તામાં શ્રદ્ધા બતાવે છે.

(૧૨) ગ્રામવેદ ગામડાની પોતાની સ્વરાજ અને સંગઠ્ઠનમાંનો વિશ્વાસ છે.

(૧૩) ગ્રામવેદ અનાક્રમણશીલ શક્તિ અને સામુદાયિક કાર્ય ઉપજાવનાર બળ છે.

(૧૪) ગ્રામવેદ એટલે રાષ્ટ્રિયશક્તિની સુવ્યવસ્થા.

(૧૫) ગ્રામવેદ એટલે સર્જક ક્રાંતિ.

(૧૬) ગ્રામવેદ એટલે સાચી લોકસત્તા.

(૧૭) ગ્રામવેદ એટલે હિંદનું હૃદય.

(૧૮) ગ્રામવેદ એટલે ગ્રામકાર્યકરોનો ઉચ્ચાર.

(૧૯) ગ્રામવેદ એટલે પુરૂષત્વની પ્રતિમા.

(૨૦) ગ્રામવેદ એટલે સ્ત્રીત્વનો આત્મા.

(૨૧) ગ્રામવેદ એટલે યૌવનનું જીવન.

(૨૨) ગ્રામવેદ એટલે આઝાદ પ્રજાઓ અને આક્રમણશાળી ગામડાઓની આગેકૂચ.

(૨૩) ગ્રામવેદ એટલે હિંદના પાંત્રીસ કરોડ માનવીઓ અને કિસાન કાર્યકરોનું સામાજિક, આર્થિક, રાજકિય અને સંસ્કારિક નવજીવન અને નવવિધાન, અને શક્તિ, સત્તા અને સંપન્નતા માટે તેમની પુનર્વ્યવસ્થા.

(૨૪) ગ્રામવેદ એટલે નવું જ્ઞાન.

(૨૫) ગ્રામવેદ એટલે સાડાસાત લાખ ગામડાંઓના બળનું સંચાલિત સંગઠ્ઠન.

(૨૬) ગ્રામવેદ એટલે હિંદમાં ગ્રામોદ્ધાર; રાષ્ટ્રિયતા અને વ્યવહારૂ સમાજવાદ માટે ગ્રામસ્વરાજની વ્યવસ્થા.

(૨૭) ગ્રામવેદ એટલે હિંદી સ્વાધિનતાનો દેશવ્યાપી પાયો.

(૨૮) ગ્રામવેદ એટલે હિંદની શક્તિ અને હિંદી પ્રજાઓનું ભાવિ.

(૨૯) ગ્રામવેદ એટલે રાજ્ય અને સામાજિક વ્યવસ્થાનું સર્જન.

(૩૦) ગ્રામવેદ એટલે એશિયાની સલામતી.

(૩૧) ગ્રામવેદ એટલે ફાસિઝમ, નાઝીઝમ અને શાહીવાદના ચૂસણ અને પેશકદમીના અનિષ્ટોને પડકાર.

(૩૨) ગ્રામવેદ એટલે આફ્રિકાની આઝાદી અને વર્ણવાન પ્રજાઓની મુક્તિ.

(૩૩) ગ્રામવેદ એટલે વિશ્વશાંતિ.

(૩૪) ગ્રામવેદ એટલે હિંદી પ્રજાઓનું સંગઠ્ઠન.

(૩૫) ગ્રામવેદ એટલે હિંદી રાષ્ટ્રત્વ.

(૩૬) ગ્રામવેદ એટલે હિંદ.

ગ્રામવેદના સંપ્રદાયના પાયા તરીકે આ મૂળભૂત અને સર્વગ્રાહી માન્યતાઓ અને સિદ્ધાંતો છે.

**૧—ગ્રામવેદને રાષ્ટ્રિયધર્મ સિદ્ધાંતસૂત્ર છે.**

ગ્રામવેદનો આ રાષ્ટ્રધર્મ સમભાવથી સંયોજવામાં આવ્યો છે. પ્રજાકિય રાજ્યપદ્ધતિ, ગ્રામવર્ગનું અર્થતંત્ર અને રાજકારણ, સાચો પ્રજાવાદ અને તેની પરિણામશીલ અસરો પહેલી છ કલમોમાં વિચા-

રવામાં આવ્યાં છે. ખરા ગ્રામરાજ્ય માટેના યોગ્ય પાયાનો ઉલ્લેખ પછીની ત્રણ કલમો (૭, ૮, અને ૯)માં કરવામાં આવ્યો છે. પછીની પાંચ કલમો (૧૦, ૧૧, ૧૨, ૧૩, ૧૪) માં હિંદનાં ભૂગોળ, વસ્તી, સંસ્થાઓ, ઉદ્યોગો, અર્થકારણ, સમાજ વહીવટ અને રક્ષણને લગતાં કુદરતી પરિવારોનું વિવેચન છે. તે પછીની પાંચ કલમો (૧૫ થી ૧૯) રાજ્યમાં ગ્રામહિતોની સર્વોચ્ચતાનો સિદ્ધાંત સિદ્ધ કરે છે. પછીની ત્રણ કલમો (૨૦, ૨૧, ૨૨) કિસાન કાર્યકરોના હક્ક અને સ્થિતિ સ્પષ્ટ કરે છે. પાંચ કલમો (૨૩ થી ૨૭) રાજ્યના બંધારણ અને કાર્યપ્રણાલીની જાહેરાત કરે છે. ત્રણ કલમો (૨૮ થી ૩૦) હિંદીજીવનની બધી જરૂરીઆતો, આકાંક્ષાઓ, અને ક્ષેત્રોમાં ગામ એજ ધરી-કેન્દ્ર છે એ સિદ્ધાંત સ્વીકારે છે. બીજી ત્રણ કલમો (૩૧ થી ૩૩) માં હિંદમાં રાજ્યની સ્થાપન અને સલામતીની વ્યાખ્યા છે. (૩૪) મી કલમ આખી યોજનાનું તર્કસિદ્ધ પરિણામ છે. અને છેલ્લી (૩૫) મી કલમ હિંદી પ્રજાઓના સર્વોચ્ચ લક્ષ્યની જાહેરાત છે.

**ગ્રામવેદનું સિદ્ધાંતસૂત્ર**

(૧) પ્રજાવાદ અને પ્રતિનિધિ કારોબારના સિદ્ધાંતો બધી સ્વાધિન પ્રજાએ સ્વીકારેલા ધોરણો છે તેથી:

(૨) અને ઐતિહાસિક વિકાસક્રમમાં સ્વાયત્તમાલદાર વર્ગે સમાજની વિશાળ જનતાના અહિત માટે જ એ સિદ્ધાંતોનો ઉપયોગ કર્યો છે તેથી:

(૩) અને સત્તાધારી અને દ્રવ્યવાન હિતોનાં રાજકિય અને આર્થિક આધિપત્યને લીધે ખેતર કે કારખાનાના શ્રમજીવીઓના ચૂસણમાં પરિણમે એવી રીતે આ સિદ્ધાંતોનો **વિપર્યાસ થયો** છે તેથી:

(૪) અને વર્ગહિતના વિગ્રહોમાં પક્ષરચનાઓ અને પક્ષમૈત્રીઓના કાબૂ હેઠળની ધનકુબેરવાદી અને સત્તાવાદી સરકારોની સ્થાપનાથી આ સિદ્ધાંતો વ્યવહારૂ રીતે નષ્ટપ્રાય થયા છે તેથી:

(૫) અને લોકોના અજ્ઞાન અને વહેમોનો સ્વાર્થી ગેરલાભ લઇને, આવા પક્ષાપક્ષ ભરેલા રાજકારણના પરિણામે, સરમુખત્યાર-શાહીના અસંયત રાજતંત્ર કે કોકસો (એકહથ્થુ ટોળીઓ ) ના આપ-ખૂદ શાસનવાળી લોકશાહી રચનાના સ્વાંગ નીચે મૂડીવાદી અમીરાતનાં એકહથ્થુ રાજતંત્ર સ્થપાયાં છે તેથી:

(૬) અને આવાં વર્ગ સરમુખત્યારી અને ભ્રામક (જૂઠી) લોક-શાહીના ખુલ્લાં કે ગુપ્ત એકહથ્થુ શાસનોને લીધે લોકોની શક્તિ અને સાચી સ્વાધિનતાનો નાશ થયો છે, અને વધારામાં શાહીવાદી સત્તાલોભ અને જોરતલબી, અને આર્થિક અને રાજકિય વર્ચસ્વના પ્રચાર અને આગ્રહથી જગતશાંતિ જોખમાય છે તેથી:

(૭) અને લોકોના હૃદયો અને લાગણીઓના ઊંડાણમાં રાજ્યના પાયા નંખાવા જોઇએ તેથી:

(૮) અને પ્રજાનાં હિતો અને સંસ્થાઓ પરજ રાજ્યનું બંધારણ થવું જોઇએ તેથી:

(૯) અને પ્રજાના સ્વીકાર અને જાગૃત ઇચ્છાશક્તિ ને લીધે જ રાજ્ય હસ્તી ધરાવી શકે તેથી:

(૧૦) અને હિંદ મૂળથી અને મુખ્યત્વે ગામડાંઓ, ગ્રામવાસીઓ અને ગ્રામસંસ્થાઓનો ખંડ છે તેથી:

(૧૧) અને ખેતી એજ મૂળ ઉદ્યોગ, હિત અને બીજા ઉદ્યોગો અને વ્યાપારનો પાયો છે તેથી:

(૧૨) અને કૃષિકાર પછી તે જમીનવાળો, મજૂર, ગણોતિયો કેસાથી હોય, પણ એ કિસાન શ્રમજીવી જ ખરો ઉત્પાદક અને ઉપયોક્તા (વાપરનાર ) છે. અને હિંદના આર્થિક જીવન, રાજકિય સલામતી, રાષ્ટ્રિય રક્ષણ તેમજ તેની શક્તિ અને વર્ચસ્વનો ખરો આધાર છે. તેથી:

(૧૩) અને હિંદમાં હિંદી પ્રજાના ૮૫ ટકા વસ્તી જેટલા ખેડુતો મોટી બહુમતીમાં છે. અને કારીગરો અને નાના વેપારીઓ પંદર ટકા છે તેથીઃ

(૧૪) અને હિંદમાં વસ્તીના ૯૫ ટકા જેટલી આ બહુમતી જેમાંનાં ૮૫ ટકા ખેડુતો, અને માત્ર પાંચ ટકા વેપારીઓ અને બીજા છે, અને આ બધી પાંત્રીસ કરોડની કિસાન જનતા ગામડાઓમાં રહે છે અને વૈતરૂં કરે છે તેથીઃ

(૧૫) અને ખેતી ને ગામડાં, ખેતર અને ખેડુત, કારખાનું અને કારીગર, અને નાના દુકાનદારોનાં હિતો, સ્વાસ્થ્ય અને હક્કો અધિકતમ અગત્યનાં છે તેથીઃ

(૧૬) અને નાગરિક અને સૈનિક તરીકે કિસાનની અને ગામડાંની સજ્જતા, સંપન્નતા, સક્રિયતા અને સજ્ઞાનતા એ સર્વથી વધું અગત્ય, ઉપયોગ અને મુલ્યનાં છે તેથી:

(૧૭) અને દરેક પ્રકારની નીતિ અને કાર્યવાહી, સંસ્કારિક, રાજકિય, આર્થિક, નાણાંકિય, અને કેળવણી–કાયદા, વહીવટ અને અને યુદ્ધ વિષયક–ગામડાં અને ગ્રામત્ત્વે વાસી પર એટલે મુખ્યત્ત્વે ખેડુત અને વધારામાં ગામડાંના કારીગર, કામદાર, વેપારી, મજૂર, શિક્ષક અને સૈનિકને સીધી અને આડકતરી રીતે લાગુ પડે છે તેથીઃ

(૧૮) અને આ ગ્રામ વિસ્તારો–લગભગ સાડા સાત લાખ ગામડાં, અને આ ગ્રામવસ્તીઓ લગભગ ૩૫ કરોડ ગ્રામજનો ખેડુતો કારીગરો, નાના વેપારીઓ અને નાગરિકોને દેશના રાજકિય, રક્ષણ લગતાં, સંસ્કારિક અને આર્થિક દરેક પ્રશ્નોની વિચારણા, ચર્ચા અને નિર્ણયમાં મુખ્ય ભાગ લેવાનો હક્ક છે તેથીઃ

(૧૯) અને કિસાન હિતો, નાગરિક અને સૈનિક તરીકે ગ્રામ કાર્યકરના હિતની સરસાઈ હિંદના રાષ્ટ્રિય જીવન, જાહેર નીતિ,

આર્થિક વ્યવસ્થા અને રાજકારણનો પાયો અને પ્રધાન સૂર હોવો જોઈએ તેથી:

(૨૦) અને દરેક નાગરિક સૈનિક તરીકે દરેક ગ્રામજનને હક્ક છે તેથી તેમને રાજ્યે સામાજિક, વહીવટી, આર્થિક અને રક્ષણાત્મક કેળવણી, તાલીમ અને અનુભવ આપવાં જોઈએ તેથી:

(૨૧) અને રાજ્યે કેળવણી, સાહિત્ય, સંગીત, વિહાર, રમતો ગમતો, કારીગરી, કલા, વિજ્ઞાન, સ્વાસ્થ્ય, શારિરીક કેળવણી, સંયોજિત અર્થતંત્ર, વ્યવસ્થિત ખેતી, સંયુકત ગ્રામસમાજ, સંયુકત અર્થતંત્ર, અનુભવી કાર્યનીતિ, વહીવટી સ્વરાજ, સામાજિક શાંતિ, અને રાજકિય, આર્થિક, અને રાષ્ટ્રિય રક્ષણના લાભ, તાલીમ અને તૈયારી પછી-ગ્રામ અને ગ્રામવાસીઓને ( તેઓ હકકદાર હોવાથી ) આપવા જોઈએ તેથી:

(૨૨) અને નાગરિક અને સૈનિક તરીકે કિસાનકાર્યકર્તા દેશની શકિત, બળ, સંપત્તિ, સત્તા અને સ્વમાનનો આધાર છે તેથી:

(૨૩) અને રાજ્યે લોકોએ પસંદ કરેલા અને સ્વીકારેલા સિદ્ધાંતોને અનુસરીને ઘડાયેલી નીતિ અને હેતુઓ માટે કાર્ય કરવું જોઇએ તેથી:

(૨૪) અને જનતાની ઘણી જ મોટી બહુમતિ એટલે કિસાનો અને કામદારોના હિત અને સંસ્થાના પ્રતિનિધિ રૂપે જ રાજ્ય રચાવું જોઈએ તેથી:

(૨૫) અને હિંદમાં ગ્રામજનતાનાં હિત અને સંસ્થાઓ તે ગામડાંઓનાં હિત અને સંસ્થાઓ છે તેથી:

(૨૬) અને આવી સંસ્થાઓ તે પંચાયત અને મહાજનની પુરાણી સંસ્થાઓ છે તેથી:

(૨૭) અને આવાં હિતો તે ગામનાં ખેતી, હાથ ઉદ્યોગો, સ્થાનિક વેપાર, આ બધાંને લગતા વેપાર ઉદ્યોગો, સ્થાનિક સ્વરાજ્ય અને સ્વરક્ષણુ શક્તિ છે તેથીઃ

(૨૮) અને હિંદની પ્રગતિ અને આબાદી, સત્તા અને સલામતીનું ધરીકેન્દ્ર ગામ છે તેથી:

(૨૯) અને રાજ્યના લોકોની બહુમતિ એટલે ગામડાંઓની તેમજ ગ્રામવાસીઓની બહુમતિ છે તેથી.

(૩૦) અને ગ્રામકાર્યકરોના કાર્ય અને અવાજદ્વારા વ્યક્ત થતી **ગામડાઓની સભાન** ઇચ્છા એજ હિદી પ્રશ્નોમાં નિર્ણયાત્મક અને નિશ્ચયાત્મક ઈચ્છા છે તેથી:

(૩૧) અને હિંદમાં રાજ્યસત્તા સ્વવહીવટ સાથે સામાજિક સમાનતા, આર્થિક સમતા, રાષ્ટ્રિય એકતા અને સાર્વભૌમ સ્વાધિનતાના પાયા પર **ગામડાઓમાં** અને **ગામડાંઓ મારફત** રચાવી જોઇએ તેથી:

(૩૨) અને આ રાજ્ય ગામડાંઓની આબાદી અને આર્થિક શક્તિ પર રચાયેલું હોવું જોઇએ તેથી:

(૩૩) અને ગામડાંઓની રાજકિય સત્તા, સ્વાશ્રયપરતા અને રક્ષણાત્મક શક્તિ પર હિંદના રાજ્યની સત્તા, અભેદતા અને સલામતીનો પાયો નંખાવો જોઇએ તેથી:

(૩૪) અને એટલા માટે હિંદમાં, રાજસત્તા **ગામડાઓમાં, ગામડાંઓની ગામડાંઓ માટે અને ગામડાંઓ વડે** જ રચાવી જોઇએ તેથી:

(૩૫) અહીં ગંભીરતાપૂર્વક જાહેર થાય છે અને પ્રતિજ્ઞા લેવાય છે કે હિંદના લોકો સંપૂર્ણ રાષ્ટ્રિય સ્વતંત્રતા મેળવતાં હિંદના આઝાદ રાષ્ટ્રિય રાજ્યને હિંદના ગ્રામપ્રજાસત્તાક રાજ્યોના સાર્વ-

ભૌમ પ્રજાસત્તાક તરીકે સ્થાપશે. આ રાજસત્તાનું નામ 'સોકોવીરેઇન' રહેશે.

નોંધ: આ સોકોવીરેઇન નામ Sovereign Common wealth of village Republic of India ના દરેક શબ્દના પહેલા બે અક્ષરો લઈ બનાવ્યું છે.

આ સિદ્ધાંતસૂત્રના એકપણ સૂત્રનો કોણ કઈ રીતે વિરોધ કરી શકે એમ છે?

રોમ અને ગ્રીસના જમાનાથી લોકશાહી, પ્રજાકિય ધારામંદિરો અને લોકોએ ચૂંટેલા 'ટ્રિબ્યુનો'ની દુનિયાએ પૂજા કરી છે, બ્રિટિશ પાર્લામેન્ટ જૂનામાં જૂની પ્રતિનિધિ સંસ્થા છે, અને લોકશાહીની કલ્પના અને કાર્યપ્રણાલીમાં સોવિએટ રશીયાએ છેલ્લી નવીનતા આણી છે. બ્રિટન, ફ્રાંસ અને યુનાઇટેડસ્ટેટસમાં પ્રતિનિધિ સભાના રૂપાંતરમાં જમીનદાર અને ધનિક વર્ગોનો કાબૂ છે. આ વર્ગોએ આમજનતાના હિતોને ગૌણ રાખી પોતાના હિતમાં પરદેશી રાજનીતિ અને આંતરિક કાર્ય નીતિ રચ્યાં છે. બ્રિટનના મજૂરીને લગતા અને સામાજિક સેવાના કાયદાઓ, ફ્રાંસના બ્લુમ કાયદાઓ, જર્મની કે ઇટાલીના કોર્પોરેશન કાયદાઓ, એવા કામદાર કે કિસાનના હિત માટેના સઘળા ધારાઓ મૂડીવાદનો શોષણ કરવાનો હક્ક-કાબૂ સ્વીકારે છે, પણ અસંતોષી કામદારોનાં આર્થિક સમતુલા સાચવવા પૂરતા શોષણનો વિસ્તાર અને રીત મર્યાદિત કરે છે. આ ઐતિહાસિક વિકાસક્રમને અનુશરીને જ ઇટાલી, જર્મની અને રશીયાના નવા રાજતંત્રો ઊભાં થયાં છે. તેમાં એક રાજકર્તા પક્ષ એકહથ્થુ સત્તા અને આપ ખુદ શાસન ભોગવે છે અને સરકાર, તંત્ર એક જ સરમુખત્યારનો ઇજારો છે, અને વહીવટ જુદા જુદા સમુહોના ભ્રામક લોક સત્તા સાથે એક સત્તાત્મક તંત્રનું મિશ્રણ છે.

આમ આ પદ્ધતિ વિવિધપક્ષની સમતુલાપર રચાયેલી ફ્રાંસ, બ્રિટન કે અમેરિકાની વહીવટી પદ્ધતિથી જુદી પડે છે. બ્રિટન વગેરે દેશોની વહીવટી પદ્ધતિનાં લોકશાહી રૂપને ખૂબ કુશળતાથી મૂડીવાદી કાબૂ અને શોષણ સ્થીર કરવા માટે, અને રાજની સલામતી કે રાષ્ટ્રિય કટોકટીની જરૂરીઆતો માટે સ્વાતંત્ર્યના અંશતઃ લોપ માટે ઉપયોગ કરવામાં આવે છે. ખરૂં જોતાં કોઇક કોઇકવાર લોકોની લાગણીઓ અને અસંતોષને વશ થતી ધનિકવર્ગોની અમીરશાહી જેવી આ મૂડીવાદી લોકશાહીઓ છે, અને તેમને પડખે જ ફાસીઝમ અને નાઝીવાદની પ્રથાઓ વિકાસ પામી છે. આ બધી સંસ્થાઓ મિલ્કતના હક્ક પર સ્થપાયેલી છે. તેની સામે કામદારો અને કિસાનોની સત્તા અને આબાદીના હક્ક અને નફાખોરી અને મિલ્કતદારીના વિરોધપર રચાયેલી સોવિયેટ સંસ્થા છે. ઉદારમતવાદી લોકશાહીની કે એકલહથ્થું આપખુદીવાળી સરમુખત્યારશાહીની આ બધી સંસ્થાએ વ્યક્તિગત સ્વાતંત્ર્યના અંકુશ અને નિયમન, સામાજિક જીવન અને સંસ્કારિક પ્રગતિના કાબૂ, મતપ્રદર્શન અને સંઘ નિર્માણની ગતિ અને અટકાયત, અને આર્થિક ચળવળો અને સત્તાની દોરવણી માટે પોતપોતાની વિશિષ્ટ કાર્યપદ્ધતિઓ ઉપજાવી કાઢી છે. જેનાથી નવા માનુષી અને સામાજિક મુલ્યો અને વિચારસરણીઓ ઊભી થઇ છે. પણ તદ્દન અયોગ્ય અને સ્વાર્થી હેતુઓ માટે ખોટાં બહાનાઓ કાઢી પ્રજાઓ અને રાષ્ટ્રોને અન્યાય, પશુતા, ક્રૂરતા અને સામુદાયિક ખૂનમાં ધકેલનારા જાતિય અહંભાવો, ધાર્મિક કે સાંપ્રદાયિક ઝનૂનો, અને રાષ્ટ્રિય જોરતલબી કે પેશકદમીઓથી આમાંની એક પણ સંસ્થા મુકત નથી. પોતાના વિશિષ્ટ વિકાસક્રમ, રૂપ, ઘડતર અને કાર્યપ્રણાલીવાળા, અને પોતાની સલામતી, વ્યવસ્થા અને નવાજૂના આચારધોરણોનાં રક્ષણ પર જ મગ્ન અને આત્મરત એવી લોકશાહી અમેરિકા અને રશીઆની બેજ ખરી છે, એ વાત શું સાચી નથી? એકહથ્થુ સત્તા અને ભ્રામક લોકશાહીઓના આ દૃષ્ટાંતો પરથી હિંદના લોકોએ

ધડો લેવો જોઈએ, અને પોતાની સલામતી, આબાદી, રાષ્ટ્રિયસત્તા, રાજકારણમાં, કાબૂ અને સામાજિક ન્યાયને માટે પોતાનો અલગ કીમિયો શોધી કાઢવો જોઈએ.

લોકોના અંતઃસ્ફુરિત પ્રેમ અને જાગૃત ઇચ્છાશક્તિથી જ રાજ્યની ઇમારત ટકી શકે છે; એ કેટલું સાચું છે? અને તેમનાં હિતો, અધિકારો, હક્કો અને સામાન્ય સંસ્થાઓને જાળવીને જ રચાયેલા રાજ્ય અને તંત્રમાં જ આવાં પ્રેમ અને ઇચ્છાશક્તિ સ્ફુરી શકે છે. હિંદમાં ગામડું એજ દુનિયા છે, અને કારીગર અને કિસાન એજ મુખ્ય ઉત્પાદક અને ઉપભોકતા તેમજ વહીવટદાર અને સૈનિક છે. હિંદમાં કરોડોનું પોષણ ખેતરથી જ થાય છે, વેપાર ખેતી પર રચાયો છે, કાચા પદાર્થોના મૂલ્ય પર અર્થવ્યવહાર છે. અને ઔદ્યોગિકરણ હજી પ્રારંભિક દશામાં છે. તેથી અધિકતમ સંખ્યાના અધિકતમ હિતની બેંથામની દલીલ પ્રમાણે હિંદના રાજ્યસ્થાપનના પ્રશ્નમાં ગ્રામ અને ગ્રામનિવાસી સૌથી વધારે અગત્ય ધરાવે; તેમની સંખ્યા, ઉત્પાદનશક્તિ, ઉપભોગ પ્રમાણ, શ્રમસામર્થ્ય, સામાજિક ઉપયોગિતા, રાજકિય મૂલ્ય અને રક્ષણવિષયક બળ બધી કાર્યનીતિઓ અને કાર્યવાહીઓમાં સરસાઈ ભર્યું સ્થાન આપે છે; તેથી ગ્રામનિવાસીનું હિત આવા સ્થાપનમાં સૌથી મહત્વનું હિત હોય; અને તેમનો આર્થિક, સામાજિક, પુનર્વ્યવસ્થા, સ્વરક્ષણ, સ્વવહીવટ, અને સંસ્કારિક સંપન્નતા એ રાજ્યના અલંઘનીય કાર્યો હોય; આ વસ્તુ એક રાષ્ટ્રિય અનિવાર્યતા છે, તેથી એ એક સ્પષ્ટ શાશ્વત સત્ય છે કે હિંદ માટે તો રાજસ્થાપનની અનુમતિ ગામડાઓમાંથી આવવી જોઇએ. અને ગ્રામ કાર્યકરની જાગૃત ઇચ્છાશક્તિજ રાષ્ટ્રનો સંકલ્પ હોઈ શકે. અને રાજકિય, આર્થિક, સામાજિક અને લશ્કરી સત્તાનાં પ્રેરક અને પૂરક બળો ગામડાંઓ પરજ નિર્ભય રહે. સત્તાની સંચાલન શક્તિ ગામડામાંથી આવવી જોઇએ

અને ગામડું જ રાજ્યની સ્થાપનાનો પાયો થાય. આનું કુદરતી પરિણામ એ આવે કે હિંદના સંયુક્ત પ્રજાતંત્રમાં ગામડાનું સ્વીકૃત વર્ચસ્વ અને સરસાઇ રાજ્યના બંધારણ, રચના અને પ્રકારમાં જાળવાવી જોઈએ.

ગ્રામવેદના આ સિદ્ધાંતસૂત્રની પાંત્રીસ કલમો હિંદ માટે એક નવા સંપ્રદાયની ગીતા જેવા છે, અને સ્વલ્પ ફેરફાર સાથે બ્રહ્મદેશ, સિલોન, ચીન, રશીઆ, તુર્કી, ઈરાન અને અરબસ્તાનના લખ્ખો લોકોને લાગુ પાડી શકાય. પણ આ સંપ્રદાયને પોતાને માટેના આક્રમણશાળી **ઈતબાર** તરીકે સ્વીકારી જીવંત કરી અને પછી એશિયા અને આફ્રિકાના બીજા દેશમાં ફેલાવવાનું કાર્ય તો હિંદને જ શીર છે.

## ૨. ગ્રામવેદના પોતાના અચળ હેતુઓ છે.

ગ્રામવેદના આ સદૈવ જાગૃત સિદ્ધાંતને અક્ષય ચાલકશકિત હોવી જોઈએ. તર્કશુદ્ધ અને અવિનાશી, અફર અને કાયમના અચળ હેતુઓને એ વરેલો જોઈએ.

આ શાશ્વત હેતુઓ નીચે પ્રમાણે છે.

૧. આઝાદ હિંદ.
૨. સંયુક્ત હિંદ.
૩. હિંદ—અવિભાજ્ય અને અજય્ય.
૪. હિંદ—નવાબશાહી અને જહાંગીરી, જુલ્મગારી અને એકલ ઈજારાની અટકાયત માટે.
૫. હિંદ—અંધેર અને અરાજકતા અટકાવવાને.
૬. હિંદ 'કાયદો, વ્યવસ્થા અને ન્યાયની સર્વોપરિતા માટે.
૭. હિંદ—પ્રજાની રાજનીતિ અને સ્વરાજ્ય અને ખરી આર્થિક લોકશાહીની જાળવણી માટે.
૮. હિંદ—ગ્રામસત્તા અને ગ્રામસંપન્નતા માટે.

૯. હિંદ—તેની એકતા, સત્તા, સર્વોપરિતા અને અભેદતા સાચવવા માટે.

આ સત્યોપર ઝાઝા ટીપણુની જરૂર નથી જ. આઝાદ અને સંયુકત હિંદ તો મૌર્ય, મોગલ અને મરાઠાઓની ઝંખના હતી. પણ એક જ રાજકિય એકમ અને વહીવટી તંત્ર તરીકે હિંદમાં નવી રાષ્ટ્રિયતાનું ઘડતર કરવાનું કાર્ય કરીને હિંદની ઉત્ક્રાંતિમાં ઐતિહાસિક ભાગ ભજવવાનું બ્રિટનના નસીબમાં હતું. હિંદની આઝાદી અને એકતા એતો હિંદના દરેક કોમ કે ધર્મના દરેક દેશભકતોની ઉમેદ છે. હિંદની ભૌગોલિક એકતા અને હિંદની ભૂમિની અસ્પર્શ પવિત્રતાને દરેક દેશભકત ચૂસ્તપણે વળગી રહે છે. ગમે તેવો નિરક્ષર કે ગરીબ હિંદી નફાખોરી, અધિકારવાદ, વડિલવાદ અને અમીરશાહીની નાગચૂડથી પ્રગતિશીલ સામાજિક પ્રયાસો અને મુકત જીવનના સ્તોત્રોને નિષ્ફળ કરનાર આપખુદીના બધાં દૂષણો સામે લડશે. વ્યવસ્થા અને શાંતિ, ન્યાય અને સમતા માટે દરેક હિંદી મથશે અને વેડશે; કારણ કે ૧૮૧૮ પહેલાંનાં આંતરૂકલહો અને લૂંટણખોરીના સૈકા ભરના ત્રાસની એને પૂરેપૂરી ખબર છે. ગરીબ કે ધનિક દરેક હિંદી આર્થિક લોકશાહીના સિદ્ધાંતો માટે, તેમ ખરા પ્રજાકિય સ્વરાજ્ય માટે બલિદાન આપશે. ગ્રામ સંપત્તિ, ગ્રામસંસ્કારિતા અને ગ્રામસત્તા એ જમાનાઓથી હિંદની પ્રણાલિકા અને સ્વભાવગત ભાવો છે. અને તેથી તેમની પુનઃસ્થાપના માટે દરેક હિંદી એવા અનેક પ્રયાસ કરશે.

અત્યારની બ્રિટનની તાબેદારી બદલે હિંદનું સાર્વભૌમત્વ સ્થાપવા માટે અને સ્થિર કરવા માટે તેમજ કોઇ પણ પરદેશી સત્તા કે બળવાખોર–સંસ્થા તાબેદારી, શોષણ કે વિભાગીકરણનો ભય બતાવે તેની સામે થવા માટે દરેક હિંદી પોતાનું રકત રેડશે.

તેથી ગ્રામવેદના આ નવ અચળ હેતુઓ છે. જેને માટે દરેક હિંદી જીવવા, કામ કરવા, સહન કરવા, ભોગ આપવા અને પોતાનું

લોહી રેડવા તૈયાર થશે; અને જેને માટે દરેક ગામડાને સજ્જ, વ્યવસ્થિત, તાલીમબદ્ધ, સંપન્ન અને કાર્ય માટે તત્પર કરવામાં આવશે.

## ૩. ગ્રામવેદને અભંગ સિદ્ધાંતો છે.

દેશના એક ધર્મ તરીકે લોકોના નિર્ણયો, નિશ્ચયો અને કાર્યોને દોરવવા માટે દઢ સિદ્ધાંતોની જરૂર છે. માનવવ્યવહારમાં માદરવતનનો પ્રેમ એક પ્રચંડ બળ છે. એક સાચા નાગરિક અને દેશભક્તના જીવનનો એ કેન્દ્રસિદ્ધાંત છે. મહાસભા, મુસ્લિમલીગ, સીખો અને હિંદુઓએ સ્વીકારેલા સંપૂર્ણ રાષ્ટ્રિય સ્વાતંત્ર્યના ધ્યેયના અણુમાત્ર સ્ખલનને કોઈ હિંદી સ્વીકારી શકે નહિ. અસંખ્ય ગ્રામજનતા ગ્રામ પ્રજાસત્તાક તંત્રને જ સમજી અને આવકારી શકે, અને હિંદીઓએ પોતાનું બંધારણ ઘડવાનું છે. એટલું જ નહિ પણ જેમાં લોકોને ખરો અવાજ હોય અને પોતાનું ભાવિ ઘડવાની સીધી સત્તા હોય તેવું સ્વતંત્ર લોકસત્તા રાજ્ય સ્થાપવાનું છે. આ રાજ્ય એવી સમતા અને સમાનતાથી રચાવું જોઈએ કે દરેક ગંભીર અને કટોકટીને પ્રસંગે તેની કાર્ય ક્ષમતા અને પ્રસંગાનુકૂળતા શક્ય બને. આ સિદ્ધાંતો સ્થાયી કરવા જોઈએ. લોકોને પોતાના વતનની અસ્પર્શ પવિત્રતા માટે ઉન્નત્ત ભાવના હોવી જોઇએ. તેની અભેદતા, એકતા, અધિકાર અને પરચક્ર કે સ્વચક્ર સામે સલામતીના તેમજ પ્રજાસત્તાક આદર્શ પર ઘડાયેલા બંધારણ અને કાર્યવાહીના, અને વ્યક્તિઓ કે આપખુદ અધિકારીઓની ઉપર કાયદાના રાજ્યની સરસાઇના તેમણે પોતાને પવિત્ર હામી તરીકે ગણવા જોઈએ. લોકોએ પોતાનું સાર્વભૌમત્વ અને સર્વોપરિતા, પરમપવિત્ર ગણી રક્ષવાં જોઇએ. અને પોતાના વ્યવહાર, સંસ્થાઓ, આર્થિક–સામાજિક વ્યવસ્થા અને કાર્યનીતિમાં સમતા અને ન્યાયને સર્વોચ્ચપદે સ્થાપવાં જોઈએ. લોકોએ હિંદના બધા વ્યવહારોમાં ગ્રામ અને ગ્રામવાસીની સર્વોપરિતા સ્વીકારવી જોઇએ. અને મહત્વના આંતરિક પ્રશ્નોમાં અને ખાસ કરીને ગામડાંને લગતા

બધા મુદ્દાઓમાં ગ્રામસર્વસ્વ મતનિર્ણયનો અધિકાર સ્વીકારવો જોઈએ. રાજ્યબંધારણ, આર્થિક વ્યવસ્થા, યુદ્ધ અને પરદેશનીતિમાં લોકોએ રાષ્ટ્રિય સર્વમત નિર્ણય સ્વીકારવો જોઈએ. સમૂહગત જવાબદારી, સહયોજિત કાર્ય અને મધ્યસ્થ નેતૃત્ત્વ સાથે, ગ્રામએકમોની સ્વાધિનતા અને સ્વપૂર્ણતાના પાયાપર હિંદની નવી રાજપદ્ધતિની પુનર્રચના થવી જોઈએ. રાષ્ટ્રિય સ્વાતંત્ર્ય, સ્વપૂર્ણતા, ગ્રામસ્વાધિનતા, સ્વરાજ્ય, આર્થિક પુનર્રચના, રાષ્ટ્રિય સલામતી, લોકોએ રક્ષવાં અને અમલમાં મૂકવાં જોઈએ. ખેતી, ઉદ્યોગ, હુંડિયામણ અને આર્થિક ઉત્પાદક સાધનો પર કાબૂ ધરાવીને ખેડૂત, કારીગર, વેપારી, અને કામદારને ન્યાયી અને પ્રમાણિત પુરસ્કાર મળે, અને ધનની અયોગ્ય વહેંચણી દૂર થાય તે માટે આર્થિક લોકશાહી અને આર્થિક સમતા સાધવાને લોકોએ મથવું અને ભોગ આપવા જોઈએ. સંસ્કારિક પ્રગતિ માટે બધા લોકોને સામાન્ય અને સંપૂર્ણ અનુકૂળતા જોઈએ. અને દરેક ગામના બધા હિંદી લોકોનાં હૃદય અને ચિત્તમાં ગ્રામવેદની સ્થાપના થવી જોઈએ.

**આ સિદ્ધાંતો નીચે પ્રમાણે છે.**

૧. રાષ્ટ્રિય વતન અને પવિત્ર માતૃભૂમિ તરીકે હિંદ માટે ઉચ્ચતમ પ્રેમ.

૨. હિંદની આઝાદી અને સ્વાધિનતાની સંપૂર્ણ સલામતી.

૩. ગ્રામપ્રજાસત્તાક તંત્ર અને હિંદી પ્રજાના રાજબંધારણની સલામતી.

૪. હિંદી પ્રજાઓના રાજકિય અને સામાજિક, આર્થિક જીવનમાં આબાદી અને પ્રગતિ, શક્તિ અને ચિરંજીવતા જળવાય એવી સ્થીરતા અને સાતત્ય, સમતુલા અને સ્થિતિ–સ્થાપકતાના પાયા ઉપર રાજ્યપ્રથાની સલામતી.

૫. અભેદ્યતા, કાયદા અને લોકશાહીના વાલીપણાની પુનિતતા.

૬. પરદેશી હકુમતથી મુક્ત અને વિદેશીઓના સ્પર્શથી અદુષિત માતૃભૂમિ–હિંદની પુનિતતા.

૭. રાષ્ટ્રિય ઐક્ય, રાષ્ટ્રિય અખત્યાર, અને રાષ્ટ્રિય સલામતીની પુનિતતા.

૮. હિંદના સાર્વભૌમત્ત્વની પવિત્રતા.

૯. હિંદની સર્વોપરિતાની પવિત્રતા.

૧૦. હિંદની કબૂલાતોની પવિત્રતા.

૧૧. સ્વતંત્ર, નિષ્પક્ષ અને અવ્યક્તિગત ન્યાયની શુદ્ધતા.

૧૨. ગ્રામ સર્વોપરિતા.

૧૩. ગ્રામસર્વસ્વ મતપ્રથા.

૧૪. રક્ષણ માટે અને આયુધોમાં રાષ્ટ્રિય તત્પરતા.

૧૫. રાષ્ટ્રિય સર્વમતપ્રથા.

૧૬. ગ્રામ અને પ્રાદેશિક સ્વાધીનતા.

૧૭. મધ્યસ્થ નેતૃત્ત્વ.

૧૮. સમૂહગત જવાબદારી

૧૯. રાજનૈતિક સ્વરાજ્ય.

૨૦. ગ્રામસ્વયંપૂર્ણતા.

૨૧. સહયોજિત, સહકારી, અને સંયુક્ત અર્થતંત્ર

૨૨. આર્થિક સમતા

૨૩. નાગરિક સ્વાતંત્ર્ય.

૨૪. સંસ્કારિક સમાનતા, આંતરરાષ્ટ્રિય સમાનતા.

૨૫. સંપૂર્ણ સ્વાતંત્ર્ય અને ગ્રામવેદનો અખત્યાર અને ગ્રામીણ ચળવળ અને ગ્રામીણ સંસ્થાથી પ્રેરેલી સ્વાધિનતા.

દરેક કોમ કે વર્ગના દરેક હિંદીએ અને દરેક ગામડાએ ચીવટાઇથી પાળવાના ગ્રામવેદના આ પચીસ અચળ સિદ્ધાંતો છે.

એક ધર્મ તરીકેની ગ્રામવેદની શક્તિ, અને ગ્રામીણ ચળવળ

અને ગ્રામીણ સંસ્થાની સત્તા અને ગ્રામીણ અસર અને કાર્યની ચેતન-ભરી સંચલના આ સિદ્ધાંતોને વરેલી હોવી જોઈએ.

### ૪ ગ્રામવેદને પોતાના સ્પષ્ટ હેતુઓ છે.

દરેક ધર્મને પોતાના નિર્ભેળ, અગુપ્ત હેતુઓ હોય છે. પેશ્વા અને શીખોના પતન પછી બ્રિટિશ સત્તા સ્થિર થઈ, ત્યારથી આર્થિક-શોષણ અને શાહીવાદી પેશકદમીને માટે રાજકિય અખત્યાર ધરાવતી પરદેશી હકુમતનાં બધાં દુષણોનું હિંદની સ્થિતિમાં પ્રતિબિંબ પડે છે. ઠાકોરો અને જમીનદારોની ત્રાસજનક સામંતશાહી અને ગ્રામવાસીઓની શક્તિ અને ઉત્પાદનનું તેમની તરફનું નિર્દય શોષણ આ સ્થિતિને લીધે ઉત્પન્ન થયાં છે.

આ સ્થિતિને લીધે હિંદનું રાજતંત્ર બ્રિટનના વહીવટની એક શાખા જેવા પોલીસ તંત્રરૂપે ચાલે એવી જરૂરીઆત ઊભી થઈ. આ પરિણામોને લીધે વેપારી કે કારીગરોના મહાજન કે ગ્રામ-પંચાયતો જેવી લાગવગ કે અધિકારવાળી બધી રાષ્ટ્રિય સંસ્થા નાશ પામી. ગામડાંઓ અને ગ્રામવર્ગનું અર્થતંત્ર પૂરેપૂરું ખોટકાઈ ગયું; અને ઉદ્યોગો અને ખેતીમાં ઉત્પાતક પલટો આવ્યો. આ પરિ-ણામોએ એવી કેળવણીનીતિની જરૂરીઆત ઊભી કરીકે જેથી શાળાઓ અને પાઠશાળાઓ બેકારી અને અણઆવડતના મિથ્યા-ભિમાન અને અજ્ઞાનપરતાનાં કારખાનાં બન્યાં. આ પરિણામોએજ સમાજપટને તોડી નાખ્યો, પરદેશી મૂડીદારો અને ઉદ્યોગોના હિત માટેની વિદેશી આપઅખત્યારીનાં આ પરિણામોને લીધે કાચાં દ્રવ્યો અને તેમના ઉત્પાદકોનું અવ્યાહત શોષણ, અને હિંદી આરંભ, પ્રયત્ન, સાહસ કે ઉદ્યોગનું બેપરવા ઇંધણ શરૂ થયાં. બ્રિટિશ સત્તા-ધીનતાને પરિણામે એક મહાન રાષ્ટ્ર અને આખી પ્રજાને નિર્દય શસ્ત્રબંધી ફરમાવવામાં આવી અને પ્રજામાં નૈતિક અધોગતિ

અને નામરદાઈ ઉત્પન્ન થયાં, અને હિંદનું બજાર લંડન શહેરના કાબૂ હેઠળના દુનિયાનાં બજારોની કચરાપેટી જેવું બન્યું.

આ બધું હતું નહતું કરવાનું છે. આ બધાની પુનર્રચના કરવાની છે. હિંદી પ્રજાઓનાં જીવન નવેસરથી ઘડવાનાં છે. હિંદી પ્રજાઓની આશાઓને પુનર્સંચાલિત કરવાની છે. હિંદી પ્રજાઓના ભાવિની પુનઃપ્રાપ્તિ કરવાની છે. જેમાં ગ્રામજનતાને સર્વોપરિ અવાજ હોય, જે ગ્રામસત્તાનો વિકાસ કરીને અને જેમાં ગ્રામસમૂહગત પ્રજાતંત્રનું બંધારણ હોય એવો એક નવો રાજક્રિય સંપ્રદાય અને નવી આર્થિકવ્યવસ્થા અમલમાં આવે એવી અનિવાર્ય આવશ્યકતા છે. બધા પ્રકારનાં શોષણ અટકે અને દરેક દિશામાંથી સમગ્ર ગ્રામજનતા એનો પ્રતિરોધ કરે એ અનિવાર્ય છે. એ પણ અનિવાર્ય છે કે સામાજિક પુનર્રચનાનો પાયો સહકારવાદ અને સંયુક્તવાદ પર રચાય. ગામડાંઓ અને ગ્રામવાસીઓને રાજ્ય માટેની આક્રમણશાળી શક્તિમાં ફેરવી શકાય એવી રીતે સમગ્ર અર્થતંત્રની પુનર્વ્યવસ્થા અને પુનર્નયન થવું જોઈએ. એ પણ અનિવાર્ય છે કે ખેતી પાક અને આર્થિકશક્તિની યોગ્ય વ્યવસ્થા, અને નાગરિક અને લશ્કરીકળાઓનું શિક્ષણ આપીને કરોડો ગ્રામવાસીઓની નસોમાં નવા સ્વમાન અને શ્રદ્ધાના, નવા પૌરૂષ અને મર્દાનગીના નવા પ્રવાહ રેડવામાં આવે. આ અનિવાર્ય હેતુઓ નીચે પ્રમાણે જાહેર કરવામાં આવે છે.

## હેતુઓ

(૧) હિંદમાં ગ્રામસર્વોપરિતા, ગ્રામસત્તા, ગ્રામપ્રજાતંત્રવાળાં **રાજક્રિયતંત્રનાં** સિદ્ધી, સ્થાપના, સંચલન અને સંરક્ષણ.

(૨) કોઈપણ કોમ, વર્ગ કે દેશના કાબૂ કે શોષણથી મુક્ત, અને સહકાર અને સંયુકત કાર્યના ધોરણો પર રચાયેલાં સામાજિક-તંત્રનાં સિદ્ધિ, સ્થાપના, સંચલન અને સંરક્ષણ.

(૩) જેમાં કરોડો ગ્રામવાસીઓનાં હિત અને અધિકારો પ્રભુત્ત્વ ભોગવે અને તેનાથી જ હિંદનું અર્થતંત્ર, વ્યવસ્થિકરણ, રાજપ્રથા (અને તેના વહીવટ) નું રૂપ, બંધારણ અને સંચાલન નિર્ણિત થાય એવા અર્થતંત્રની સિદ્ધિ, સ્થાપના, સંચલન અને સંરક્ષણ.

(૪) અંદરની કે બહારની, સરકારી કે આંતરરાષ્ટ્રિય વર્ગ, ટોળી, પક્ષ કે સમુદાયનાં (કે તરફનાં) રાજક્રિય અને આર્થિક શોષણનો વિરોધ અને પ્રતિકાર કરવો.

(૫) પ્રજાકિય રાજનીતિ, સૈન્ય અને હવાઇદળ માટે તેમજ વહીવટમાં સર્વ પ્રકારની સાર્વત્રિક તાલીમ અને નાગરિકતા, સામાજિક–અર્થશાસ્ત્ર, લોકશાહી સંરક્ષણ માટે નવી કેળવણી આપી હિંદી પ્રજાઓને સશક્ત, ઉત્સાહી, સ્વમાની અને તાલીમબદ્ધ રાષ્ટ્રમાં પુનર્જીવિત કરવા.

(૬) સ્વતંત્ર રાષ્ટ્રોના સંઘમાં હિંદને પોતાની સંપત્તિ, શક્તિ અને પ્રતિષ્ઠાને અનુરૂપ સ્થાન ફરીથી અપાવવું.

ગ્રામવેદના આ છ સ્પષ્ટ હેતુઓ છે. જે દરેક હિંદી અને દરેક ગામ રાષ્ટ્રિય જન્મસિદ્ધ હક્ક તરીકે ગણશે.

### ૫. ગ્રામવેદને પોતાના સુગ્રાહ્ય સાધ્યો છે.

લોકોને જે પરિણામો મેળવવા અને સાચવવા માટે પ્રયત્ન કરવાનો છે તેનો પૂરેપૂરો ખ્યાલ આવે તેટલા માટે જે સાધ્યો સિદ્ધ કરવાનાં છે તેની સંપૂર્ણ વ્યાખ્યા વગર ગ્રામવેદનું ઇપ્સિત કાર્ય સાધી શકાય નહિ. સુયોગ્ય વિચારણા માટે આ સાધ્યોના વિભાગ પાડવામાં આવ્યા છે; અને દરેક વિભાગનું ટૂંકું સ્પષ્ટીકરણ કરવામાં આવ્યું છે.

## વિભાગ અ : વ્યવસ્થાત્મક

(૧) ગ્રામસંઘો સ્થાપવા.

(૨) ગ્રામસંઘોને કેન્દ્રો, સમૂહો, વિસ્તારો, જીલ્લાઓ, વિભાગો, પ્રદેશો, પ્રાંતો, એમ ઉત્તરોત્તર સંકલિત કરવા.

(૩) હિંદી ગામડાંઓનાં ગ્રામસત્તાકતંત્ર માટે ગ્રામસંઘોનું ગ્રામીણ મહામંડળ સ્થાપવું. જેને ' અખિલ હિંદ ગ્રામમહામંડળ ' એ નામ આપવું.

ગ્રામવેદના પ્રચાર, તાલીમ અને કાર્ય માટે વ્યવસ્થાત્મક ઇમારતી રૂપ જોઇએ. ગ્રામવેદને ગામડાં અને ગ્રામજનતાને ચેતનવંતાં કરવાનાં છે માટે તેણે ગામડાને પાયો ગણી આવી ઇમારત રચવી જોઈએ. દરેક ગામે ગ્રામવાદી સંઘ સ્થાપવો જોઇએ. આ સંઘ ગામને સત્તાનું મૂળ અને રાષ્ટ્રિય પ્રયત્નનું ક્ષેત્ર બનાવવા, અને તેને ધનનું ઉત્પાદક, નીતિ અને આચારનું વિસ્તારક, રાષ્ટ્રિય શક્તિનો સંગ્રહ, અને સામાજિક મમતા, હિતકારી સહકારકાર્યો, સમૂહગત યોજનાઓનું ધામ બનાવે. ગામડાઓના આ ગ્રામવાદી સંઘોને કેન્દ્રો, સમૂહો, વિસ્તારો અને પ્રદેશોના સંઘોમાં જોડી દઈને દેશવ્યાપી સંગઠિત સંસ્થામાં સંયુક્ત કરવા જોઈએ. એક કેન્દ્રમાંનાં બધાં ગામડાઓમાં સૂર્યોદયથી સૂર્યાસ્તસુધીમાં પગે ચાલી ફરી વળાય, અને ચર્ચા કે કાર્યવિચારણા માટે કાર્યવાહકો કે નેતાઓ એક રાતમાં મળી શકે, અને કેન્દ્રમાંના બધા ગ્રામવાસીઓ આખા કેન્દ્રની સામાન્ય સભામાં હાજરી આપવા સાંજના કે રાત્રે આવી શકે: એવા ધોરણ પર કેન્દ્ર રચાવાં જોઈએ. ઘોડાપર કે બળદગાડીમાં એક દિવસમાં પહોંચી શકાય એવા કેન્દ્રોનો એક સમૂહ બને, અને મોટર મારફતે એક દિવસમાં પહોંચી વળાય એટલા સમૂહોનો એક વિસ્તાર બને. છ દિવસની મુસાફરીમાં પહોંચી વળાય એટલા વિસ્તારોનો એક જીલ્લો, અને પાસેપાસેના જીલ્લાઓનો એક વિભાગ બને. અને કેટલાક

વિભાગો એકઠા થઈ પ્રાદેશિક કે પ્રાંતિક એકમ બને. એટલું ધ્યાન રાખવું જોઈએ કે જીલ્લા કે વિભાગ રચવામાં સામાજિક, આર્થિક અને કેળવણીવિષયક સ્થિતિનો વિચાર કરવો જોઈએ. જેથી સમાન હિત, દષ્ટિબિંદુ અને માન્યતાઓને લીધે સુયોગ્ય સહકાર મળી શકે. હિંદભરનાં બધાં ગામડાંઓ મળી અખિલ હિંદ ગ્રામસંઘ રચશે, અને આ બધાં કેન્દ્રો, સમૂહો, જીલ્લાઓ, વિભાગો, પ્રદેશો, પ્રાંતો વિગેરે સહસંયોજિત સત્તા અને કાબૂ માટે એકમેકથી ચડતી પાયરીઓ ગણાશે. તેમની જુદી જુદી સત્તાઓ, કાર્યવાહીઓ, ફરજો, વિગતવાર કામ, જવાબદારીઓ અને બંધારણ યોગ્ય સમયે તૈયાર કરવામાં આવશે.

## વિભાગ ૨ : તાલીમવિષયક

(૧) ગ્રામ અને નગરવાસીઓને શારીરિક સ્વાસ્થ્ય, અને મર્દાની રમતોની તાલીમ આપવી.

(૨) ગ્રામ અને નગરવાસીઓને કવાયત, નિરીક્ષણ અને પ્રાથમિક ઉપચારની તાલીમ આપવી.

(૩) ગ્રામ અને નગરવાસીઓને સ્વરક્ષણ, ગામ અને નગરરક્ષણ, અને રાષ્ટ્રરક્ષણની તાલીમ આપવી.

ગ્રામવેદ ગ્રામજનતાને તાલીમબદ્ધ પુરુષ અને સ્ત્રી શક્તિમાં ફેરવી નાખવા માંગે છે. ગ્રામ, પ્રદેશ, અને દેશની સેવા અને ઉપયોગ માટેના એકમોમાં યુવાનો અને યુવતીઓને તે સંગઠિત કરવા માગે છે. સ્વરક્ષણ અને દેશારક્ષણની મહા જવાબદારીભરી તાલીમ તે ગ્રામવાસીઓને આપવા માગે છે. ગ્રામવેદ દરેક ગામને પેશકદમી સામે છાવણી, કિલ્લા અને દુર્ગના રૂપમાં બદલી નાખવા માગે છે; દરેક દેહાતને તે પોતાના ગ્રામવાદી ધર્મ, દેશ, રાજ્યપ્રજા અને સામાજિક અને આર્થિકશક્તિનો રક્ષક બનાવવા ઇચ્છે છે. ગ્રામવેદની યોજના આપખુદી અને એકતંત્ર સામે સાચી, વ્યવહારસિદ્ધ લોકશાહીના કિલ્લા તરીકે દરેક ગામ અને શહેરને રચવાની છે.

## વિભાગ क : આચાર વિષયક

(૧) સંયુક્ત અર્થવાદ ( Coparceny ) એટલે વ્યક્તિગત, સામાજિક અને રાષ્ટ્રિય હિત, સલામતી અને શક્તિ માટે બલિદાન, સંગઠ્ઠન, આત્મસંયમ, સેવા, ભોગ અને પ્રયત્નભર્યું સહકારી અને સમૂહગત જીવન–એનું તત્ત્વ અને મૂલ્યાંકન લોકોને શીખવવું.

(૨) શ્રમનાં ગૌરવ અને કર્તવ્ય, શિસ્ત અને આવડતનાં મૂલ્ય, અને કાર્ય અને પદ્ધતિની શક્તિ લોકોને શીખવવી.

(૩) સમુદાયિક અને રાષ્ટ્રિય કલ્યાણ માટે રાજકિય આર્થિક, સામાજિક અને રક્ષણાત્મક ક્ષેત્રોમાં સ્થાનિક, પ્રાદેશિક કે રાષ્ટ્રવ્યાપી કાર્ય માટે લોકોને તાલીમ આપવી અને વ્યવસ્થિત કરવા.

## વિભાગ ख : કેળવણીવિષયક

(૧) સાર્વત્રિક અક્ષરજ્ઞાન અને સામુદાયિક કેળવણીથી અજ્ઞાન અને વહેમો દૂર કરવા, અને આર્થિક, રાજકિય, સામાજિક બાબતો તેમજ ચાલુ બનાવો અને જગતના સમાચારો વિષે માહિતી અને જ્ઞાન આપવાં.

(૨) ગામડાંઓને લોકશાહી અને સ્વવહીવટની તાલીમ આપવી.

(૩) ગામડાંઓને સમૂહગત કાર્ય અને રાષ્ટ્રિયતાનું શિક્ષણ આપવું.

ગામમાં માહિતીદાર અને યોગ્ય કેળવણીવાળા લોકો ના હોય તો ગ્રામવેદના ઉદ્દેશો પાર પાડવા માટે કશો નિશ્ચિત આધાર સંભવે નહિ. નિરક્ષરતાનિવારણ તો માત્ર પહેલી પૂણી જ છે. હિંદના દરેક ગામમાં ચારિત્ર, સેવાભાવ, સમૂહગત જીવન અને અધિકાર, ગ્રામવેદના પવિત્ર સિદ્ધાંતો, સંપ્રદાય, અને હેતુઓ અને કાર્ય માટે બલિ-

દાન, વિગેરે ભાવનાઓને દઢ કરવા માટે મનોવિકાસ, રાષ્ટ્રિય પ્રશ્નોમાં રસ, નિર્ણયશક્તિ, તટસ્થતા, નિષ્પક્ષ દૃષ્ટિ, વ્યવસ્થાશક્તિ, શિસ્તમય સહપ્રયત્ન, વહીવટીશક્તિ, નિશ્ચય, દઢતા, ન્યાયી અધિકાર માટે મમત્વ અને નિઃસ્વાર્થ સેવાની ઉત્કૃષ્ટ ભાવનાં જરૂરનાં છે. આવા પ્રકારની કેળવણી અને તાલીમથી ગ્રામસંસ્થા રાજ્યની એકતા, અભેદ્યતા અને સત્તા સાચવવાના રક્ષણની મજબૂત, વ્યવસ્થિત હરોળ બની શકે. આવા પ્રકારની કેળવણી અને તાલીમથી ગ્રામસંસ્થા શોષણ, પેશકદમી, કુસંપ અને ભેદની સામે પ્રતિકારનો કિલ્લો બને.

આવી કેળવણી અને તાલીમથી ગ્રામસંસ્થા સાધનોનો અક્ષય સંગ્રહ અને નેતાગીરીનો મૂળપ્રવાહ બને, અને ખરી લોકશાહીની રક્ષક થાય. ખરી લોકશાહી એટલે માત્ર મત કે પ્રતિનિધિત્વ નહિ, પણ અંગત લાગવગ, પક્ષબંધન કે ટોળકીઓનાં કાવત્રાંઓની પરવા કર્યા વગર સિદ્ધાંતો અને હેતુઓના રક્ષણમાં સંપ અને એકતાથી કામ કરવાની ઈચ્છા, હિંમત, જુસ્સો, સમજણ અને ભાનઃ નાલાયક અને શક્તિહીન નીવડેલા સત્તાધારી પુરુષોને પદચ્યુત કરવાનો હક્ક અમલમાં મૂકવા પૂરતો સમૂહગત ઉત્સાહ, સમૂહગત લાગણી અને સમૂહગત કાર્યશક્તિ ખરી લોકશાહીમાં સમજાવાં જોઈએ. ખરી લોકશાહી એટલે સતત જાગૃત અને સાવધ, કેળવાયેલા બુદ્ધિશાળીઓ અને વહીવટદારોનું અસ્તીત્વ. ખરી લોકશાહી એટલે પોતાની માન્યતા અને લાગણીને નિર્ભયતાથી જાહેર કરવાની અને બધી કટોકટી વખતે એક સૈન્ય માફક દઢતાથી અને ઝડપથી કામ કરવાની લોકોની સંયુક્ત તત્પરતા. ખરી લોકશાહી એટલે અચળ સંકલ્પ, વજ્રલેપી શ્રદ્ધા, તીવ્રબુદ્ધિ, અભેદ્ય પ્રમાણિકતા, અને ઉત્તમ ચારિત્રવાળા શક્તિશાળી પુરૂષો અને સ્ત્રીઓનો પ્રવાહ જે પદચ્યુત કે ગતપ્રાણ થયેલાંઓની જગ્યા હજારોની સંખ્યામાં જાળવી શકે. શુદ્ધ રાષ્ટ્રિયતા અને ગ્રામવેદના પુનિતકાર્ય માટે તેમ દેશ અને ગ્રામપ્રજામાટે ત્યાગના જુસ્સાથી પ્રેરાયેલા, આધ્યાત્મિક પાયા પરના ખરા દેશાભિમાન

અને પુનર્જીવિત રાષ્ટ્રિયતાનું સર્જન કરવાને આ બધા શિક્ષણ અને તાલીમની જરૂર છે. ગ્રામસંસ્થાએ સ્વતંત્ર રીતે, તેમજ દરેક પ્રકારની મદદ પૂરી પાડીને રાજ્યે, આવી કેળવણી અને તાલીમની સંભાળથી યોજના કરી અમલમાં મૂકવી જોઈએ.

## વિભાગ ૬ : સાંસ્કારિક

(૧) સામાજિક અર્થશાસ્ત્ર અને આચારશાસ્ત્રનું ગ્રામવાસીઓને જ્ઞાન આપવું.

(૨) ગ્રામવાસીઓને ઇતિહાસ અને સામાન્યજ્ઞાનનું શિક્ષણ આપવું.

(૩) ગ્રામવાસીઓને સંગીત અને કલાનું શિક્ષણ આપવું.

ગ્રામવાદ ઇચ્છે છે કે હિંદની વિશાળ જનતા કેળવાયેલી અને માહિતગાર હોય. ગ્રામવાસીઓએ પોતાનાં સાહિત્ય, સંગીત અને કળા, તેમજ સ્થાપત્ય વિકસાવવાં જોઇએ; ગ્રામવાસીઓને સાંપ્રત બનાવો, તેમના સંબંધો, અને શક્ય પ્રત્યાઘાતો વિષે માહિતી મળવી જોઇએ. તેમને સંયુક્ત અને સમુહગત પ્રયત્ન, અને સંયોજિત અને સુઘટિત અર્થતંત્ર અને સમાજોપયોગી સેવાકાર્યોનાં મૂલ્ય અને લોકશાહીના સિદ્ધાંત અને વહીવટનું પૂરું જ્ઞાન હોવાં જોઇએ. તેમને જુદા જુદા વૈજ્ઞાનિકશાસ્ત્રોનું સામાન્ય જ્ઞાન મળવું જોઇએ. સિદ્ધાંત, આદર્શ કે હેતુ માટે અંગત ભક્તિભાવ અને રાષ્ટ્રિય બલિદાન, તેમજ સામુદાયિક સેવા અને સમૂહગતકાર્યની ભાવનાઓનું તેમને શિક્ષણ મળવું જોઈએ. દેહાતીઓને દિલાવર સ્વભાવ અને દિલાવર મર્દાનગીના આદર્શોવાળી ખાનદાનીના ધોરણ સાથેની ઊંચી નીતિમયતાવાળી પ્રજા બનાવવાની ગ્રામવાદની ઇચ્છા છે. સત્ય, ન્યાય, ખેલદિલી, પ્રમાણિકતા અને સાફદિલી માટે માન, સ્રીત્વ અને રાષ્ટ્રિયતા તરફ પૂજ્યભાવ, વૃદ્ધ અને બિમાર માટે મમતા અને માવજત, બલિષ્ઠની દાદાગીરી સામે નિર્બળના રક્ષણનું કર્તવ્ય, અને રાષ્ટ્રિય ઇજ્જત અને સત્તાના સાધકો અને રક્ષકો તરીકે બાળકોરૂપી રાષ્ટ્રધન માટે

આગ્રહી મમત્ત્વ, આ ગુણો તે દેહાતી સ્વભાવમાં આમેજ કરીને દેહાતી ચારિત્ર ઘડવાનો ગ્રામવેદનો મનસૂબો છે. ગ્રામવાદ ભૂતકાળનાં સુજનતા, આતિથ્ય, દિલાવરી અને કુરબાનીની ભાવનાનાં અજબ લક્ષણોને પુનર્જીવિત કરવા માગે છે. પોતાની શ્રદ્ધા અને પ્રકાશ હિંદભરમાં રેલાવે, અને એશિયા અને આફ્રિકામાં પણ બધે ઉજાસ ફેલાવે એવો ભવ્ય સાંસ્કારિક પુનરુદ્ધાર સાત લાખ ગામડાંમાં સાધવાની ગ્રામવેદને ઉમેદ છે.

## વિભાગ ફ : મુલ્કી

(૧) ગ્રામવાસીઓને વ્યવસ્થીકરણની તાલીમ આપવી.

(૨) ગ્રામવાસીઓને નાગરિકશાસ્ત્રની તાલીમ આપવી.

(૩) ગ્રામવાસીઓને આરોગ્યશાસ્ત્રની તાલીમ આપવી.

હિંદમાં ગામડાઓની હાલની સ્થિતિ ત્રાસજનક છે. ગ્રામવાદનો હેતુ છે કે ગ્રામવાસીઓ પોતાનું સામાજિક અને આર્થિક જીવન વ્યવસ્થિત કરવામાં પોતાની સ્થાનિક શક્તિ અને બુદ્ધિ વાપરતાં શીખે. ગ્રામવાદનો હેતુ છે કે ગ્રામવાસીઓ નાગરિકતાના અધિકારો સમજે અને નાગરિક તરીકેની ફરજો પૂરી કાર્યક્ષમતાથી બજાવે. ગ્રામવેદની યોજના છે કે ગ્રામવાસીઓ લોકશાહીના સિદ્ધાંતો અને હેતુઓનું મૂલ્યાંકન કરતાં અને તેમને વ્યવહારમાં મૂકતાં શીખે. ગ્રામવાદનો હેતુ છે કે ગ્રામવાસીઓ વ્યક્તિગત અને ઘરસંસારી સ્વાસ્થ્ય અને આરોગ્યનાં મૂળતત્ત્વો શીખે અને આચારમાં મૂકે, અને એ રીતે શ્રમ સહન કરી શકે અને અગવડો, મુશીબતો અને યાતનાઓ વેઠવાને શક્તિમાન, તંદુરસ્ત અને સંગીન દેહશક્તિ મેળવે.

## વિભાગ ग : સામાજિક

(૧) ગામડાંઓ માટે આધુનિક જીવનની સવલતાઓ સાધવી.

(૨) ગામડાંઓ અને કસ્બાઓ માટે સાંસ્કારિક અને સામાજિક અમલદારી સેવાકાર્યો સાધવા.

(૩) ટૂંક પગારી મધ્યમવર્ગ સમેત શહેરના કામદાર વર્ગ માટે સાંસ્કારિક અને સામાજિક અમલદારી સેવાકાર્યો અને બીજી સવલતાઓ સાધવી.

આ લક્ષ્યોને ઝાઝા સ્પષ્ટ કરવાની જરૂર નથી. મધ્યયુગની હાલતમાં ગામડાંઓને સબડવા દેવાય નહિ. આધુનિક કાળના જીવનની બધી સવલતાઓ ગ્રામજીવનના ભાગ તરીકે હોવી જોઈએ. સારા પીવાનાં પાણીની છત, આરોગ્ય, દીવાબત્તી અને સારા રસ્તાઓ, એ તો પ્રાથમિક સવલતો છે. વધારામાં સાંસ્કારિક અને સમાજોપયોગી સેવાકાર્યો મળવાં જોઈએ. શાળાઓ, નાટ્યગૃહો, અખાડા, બગીચા, પ્રમોદભવનો, સંગીત, ચિત્રો, ભાષણો, ચર્ચાઓ, વૈદકિય અને શસ્ત્ર-વૈદકિય મદદ, બાગ, સ્વાસ્થ્ય, એમ્બ્યુલન્સ વિગેરે દરેક ગામ અને શહેરમાં મળી શકવાં જોઇએ. મોટા શહેરોમાં કામદારોને અને ઓછી આવકવાળા મધ્યવર્ગના માણસોને સુઘડ રહેઠાણ સાથે બધી સગવડો મળવી જોઇએ. માસિક રૂ. ૧૦૦) કે ઓછું કમાનારને સસ્તે ભાડે કે હપ્તેથી સારું રહેઠાણ આપવાનું કાર્ય રાજ્યનું હોવું જોઇએ. રૂ. ૧૦૦) થી રૂ. ૫૦૦) સુધીની આવકવાળા માણસો માટે સહકારી ગૃહસંસ્થાનો અને રહેઠાણ માટે પૈસા ધીરનાર મંડળો હોવાં જોઈએ. બધા સમાજોપયોગી સેવાકાર્યો માટે વીમાની પદ્ધતિ જોઈએ. અને તેને માટે ગામ, કસ્બા અને શહેરના લોકો પાસેથી ક્રમબદ્ધ ફાળો લેવામાં આવે.

## વિભાગ ૬ : સંગઠન લગતો

(૧) સંયુક્ત ઘડભાંજ, પૂરતા પગાર, અને સારા જીવનધોરણ માટેની લડતમાં કામદાર સંઘોને ટેકો આપવો.

(૨) ગામડા અને કામદાર સમુદાય, બૌદ્ધિકવર્ગ અને પગારદાર નોકરીઆતોના આર્થિક અને સાંસ્કારિક લાભ માટે ધારાસભા માંહેના રાજકિય પક્ષોને ટેકો આપવો.

(૩) હિંદની આઝાદી, મુક્તિ, લોકશાહી અને સલામતી માટે મથતી દરેક રાષ્ટ્રિય સંસ્થા કે પક્ષને તેમની લડતમાં ટેકો આપવો.

ગ્રામવેદ સ્પષ્ટ કરવા માગે છે કે તે શહેરોનાં કારખાનાં, ઉદ્યોગગૃહો, દુકાન કે વેપારી પેઢીઓમાં પગારદાર નોકરો અને કામદારોનું હિત ઈચ્છે છે. આ કામદાર અને પગારદાર વર્ગોને કામદારોના મહાજનમાં એકત્ર કરવાનો ગ્રામવેદનો સ્પષ્ટ ઉદ્દેશ છે. આવા મહાજનોને નોકરીઆતોની તાલીમ અને લાયકાત, કાર્યક્ષમતા અને રોજગાર, અને કામ અને પગારની શરતો અને સગવડો પર લક્ષ આપશે.

દેહાતી અને શહેરી શ્રમજીવી, નાના વેપારીઓ અને નોકરીઆતોના હિત માટે રાષ્ટ્રિય આર્થિકજીવન અને રાજનીતિ નવેસરથી રચવા, વ્યવસ્થિત કરવા અને રક્ષવાના મહાભારત કાર્યમાં શ્રમજીવી વર્ગોની શક્તિ અને કાર્યદક્ષતા એકત્રિત કરવાનો તેમજ મજૂરીની ગુણવત્તા અને મજૂર માટે સળંગ કામ અને આવક નિશ્ચિત કરવાનો એકમાત્ર હેતુ આમાં છે. તેથી દેહાતીઓ અને મર્યાદિત સાધનોવાળા નાગરિકોની આર્થિક ઉન્નતિ અને સાંસ્કારિક પુનરુદ્ધારના ઉદ્દેશવાળા કાનુની અને વહીવટી પગલાંઓને ગ્રામવેદ યોજશે, રજૂ કરશે, આગળ ધપાવશે અને ટેકો આપશે.

ગ્રામવેદને આઝાદીનું રાજકિય કાર્ય છે, અને તેથી હિંદની સત્તા, અભેદ્યતા, અને સાર્વભૌમત્વ, લોકશાહી રાજપ્રથાની સલામતી, રાષ્ટ્રિય સ્વાતંત્ર્ય અને હક્કો માટેની સુદૃઢ લડતને ગ્રામવેદ ગતિ, વિકાસ, ટેકો અને બળ આપશે.

## વિભાગ આઠ : રાજકિય

(૧) સ્થાનિક સત્તા અને વહીવટી, મુલ્કી અને ન્યાયખાતાની બાબતોમાં હકુમતવાળા સ્વવહીવટી એકમો તરીકે ગામડાંઓનું સ્વરાજ્ય સિદ્ધ કરવું.

(૨) જિલ્લાઓ અને પ્રદેશોમાં પ્રતિનિધિ વહીવટ સ્થાપવો.

(૩) ગ્રામ મતાધિકાર અને હિંદના રાજ્યવહીવટ માટે ગામડાં, કસબા અને શહેરોની બનેલી મધ્યસ્થ ધારાસભા ( પાર્લામેન્ટ ) સ્થાપવી.

પ્રાગ્ બ્રિટિશકાળમાં ગ્રામસમાજ એક સંપૂર્ણ સામાજિક, આર્થિક, વહીવટી અને સંરક્ષણી એકમ હતો. બ્રિટિશ સત્તા અને બ્રિટિશ વહીવટ દાખલ થયા પછી તેની કેન્દ્રગામી નીતિએ ગ્રામસમાજના વહીવટનાં તંત્રો પોતે પડાવી લીધાં. સત્તા અને અધિકાર ગુમાવવાથી એ સમાજે પ્રતિષ્ઠા અને લાગવગ ગુમાવી, અને ગ્રામનેતાઓ મુખી, કાજી અને સેનાપતિઓને બદલે સ્થાનિક અમલદારોના માનઅકરામ, અમલદારોની મહેરબાની અને અંગતસ્વાર્થ માટે બાખડતા આડતિયા બન્યા. આર્થિક તંત્ર પરદેશી હરિફાઇના ઘસારામાં હણાઇ ગયું. અને કુદરતી અનુક્રમમાં સામાજીક તંત્ર પણ છિન્નભિન્ન બન્યું. ડીસેન્ટ્રલીઝેશન કમીશને ગામડાં, તાલુકા અને જિલ્લામાં સ્થાનિક સત્તાઓની પુનર્રચનાની ભલામણો કરી છે, અને સ્થાનિક સ્વરાજ્ય માટે આગ્રહ કર્યો છે. પણ સ્થાનિક સ્વરાજ્ય માટેના લૉર્ડ રીપનના સુધારા પોતાની વહીવટી સત્તા છોડી દેવાને નારાજ અમલદારશાહીએ નામશેષ બનાવી દીધા. હિંદના સાચા હિતચિંતકોમાંના એક એડવીન મોન્ટેગ્યુના ૧૯૧૯ના સુધારા પણ ગ્રામવિસ્તારોમાં સ્થાનિક સ્વરાજ્યનું આશાભર્યું રૂપ સમજવામાં નિષ્ફળ ગયા છે. ૧૯૩૫ ના ધારા મુજબનાં કોંગ્રેસ પ્રધાનમંડળો ગ્રામ પંચાયતો ફરી દાખલ કરવાને અને સ્થાનિક સંસ્થાઓને નવું પ્રાણવાન રૂપ આપવા

માટે યોજનાઓ વિચારતા હતાં. સંયુક્ત પ્રાંતમાંના પંતપ્રધાનમંડળે સ્થાનિકસ્વરાજ્યનો વિગતપૂર્ણ જોકે અધુરો ધારો ઘડયો હતો, અને વિશાળ સત્તાઓવાળી ગ્રામસભાઓનું વિસ્તૃત તંત્ર રચ્યું હતું.

પણ આ નીતિ ઘણી સંભાળથી અને વિચારપૂર્વક યોજવાની છે; કારણ કે તે ગામડાને થોડી સત્તા આપવાનો જ પ્રશ્ન નથી. ખરૂં જોતાં તો તે કારોબારી સિદ્ધાંતનો પ્રશ્ન છે.

ગ્રામસત્તા મધ્યસ્થ સત્તામાંથી અધિકાર મેળવે છે કે પ્રાંતિક સત્તા ગ્રામસત્તાના પ્રતિનિધિ રૂપે છે, એ સવાલ ઉભો થાય છે. આમ એ મધ્યસ્થ નીતિનો પ્રશ્ન છે. અને ખરૂં જોતાં રાજ્યઈમારતનો સિદ્ધાંત છે. ગામડાં જ સર્વોપરી સત્તાનું મૂળ હોવાં જોઈએ અને અખિલ હિંદનાં સર્વોચ્ચ, સર્વોપરી, સર્વાંગી એકમ હોવાં જોઈએ.

આથી ગ્રામસત્તા એવી રીતે રચાવી હોવી જોઈએ કે રાજ્યના કાર્ય ચલાવવા માટે તે કાર્યક્ષમ અને ચેતનવંતુ તંત્ર અને ખરી શકિતનું સાધન બને. તેથી અનિવાર્ય છે કે જ્યાંસુધી ગંભીર દુરૂપયોગ, દગો, જુલમાટ, અન્યાય અને શકિતહીનતાથી સ્વવહીવટનો અધિકાર દુષિત ન થાય ત્યાંસુધી ગામડું તે અધિકાર ધરાવતું સ્વાધિન એકમ ગણાય.

વહીવટ, રક્ષણ, આર્થિક વ્યવસ્થા અને સાર્વજનિક સેવાકાર્યના હેતુઓ માટે સ્થાનિક સત્તા તરીકે ગામડાએ કાર્ય કરવું જોઈએ. પ્રદેશ, જિલ્લા, અને તેની પેટા સત્તાઓને તેના ઉપર નિયમન રાખવાની, સૂચના આપવાની, અને અપીલ સાંભળવાની સત્તા હોય, અને સલાહ આપવાનું અને દેખરેખ રાખવાનું કાર્ય કરે. આ કાર્ય યોગ્યરીતે થઈ શકે તે માટે જિલ્લાના સત્તાવાળાઓને સરકારી અને રાષ્ટ્રિય કાર્યમાં સલાહ અને સહાય આપવા માટે જિલ્લાસભાઓની સ્થાપના કરી આ જિલ્લા સત્તાઓમાં પ્રતિનિધિતત્વ દાખલ કરાય. આવા પ્રતિનિધિ-

તત્ત્વનો હેતુ એ સત્તાની કાર્યક્ષમતા વધારવાનો હોવો જોઈએ. તેથી પ્રતિનિધિઓ નીચેની સંસ્થાઓ, લાગતા વળગતા સત્તાવાળાઓ અને જાહેર સંસ્થાઓમાંથી આવવા જોઈએ. એજ પ્રમાણે પ્રાંતિય મંત્રી મંડળને તેમની અનેકમુખી પ્રવૃત્તિઓમાં મદદ કરવા માટે પ્રાંતિક સત્તા પણ કાર્યશીલ સલાહકાર મંડળોની બનેલી હોવી જોઇએ. અને વહીવટી નિર્ણયો અને કાર્યો તેમજ ધારાવિષયક ચર્ચાઓની ઉપયોગિતા, અસરકારકતા અને ત્વરા વધે એજ માત્ર તેમનો હેતુ હોવો જોઈએ. આ વ્યવસ્થાનો આખરી હેતુ તો એજ છે કે કાયદા અર્થતંત્ર, ન્યાય અને સંરક્ષણ માટેની દેશસમસ્તની સર્વોપરી સત્તા ધરાવતી ગામડાં, શહેરો અને કસ્બાઓની પાર્લામેન્ટ સ્થાપવા તેમજ રાજ્યના પ્રમુખની વરણી કરવા માટે, શિક્ષણ, તાલીમ, અનુભવ, સાધનથી સંપન્ન ગામડું મતાધિકાર ભોગવી શકે. આ પાર્લામેન્ટ એવી રીતે રચવી જોઇએ કે જેથી તેમની લોકસભા ( People's council) કિસાન કાર્યકર્તાઓ, કારખાનાના મજૂરો, રેલ્વે અને ડકકા કામદારો, નાના વેપારીઓ, ગુમાસ્તાઓ, નીચલા મધ્યમ વર્ગ અને બૌદ્ધિક વર્ગની બનેલી હોય; તેની ઉપલી સભા (Senate) માં પ્રાદેશિક પ્રતિનિધિઓ હોય, અને એક રાજસભા ( State Council) હોય, આ રાજસભાને સલાહ આપવાનો હકક હોય, અને રાષ્ટ્રની સલામતી કે સ્વાધિનતા ને ગંભીર જોખમ હોય તેવાજ પ્રસંગે આજ્ઞાકારક સત્તા હોય.

રાજકિય એકમ, આર્થિક શક્તિ અને વિશ્વસત્તા તરીકે હિંદને સર્જવા અને ટકાવવાના કામમાં સહપ્રયત્ન કરવા માટે દેશસમસ્તની બુદ્ધિ, શકિત, અનુભવ અને ડહાપણનું તત્ત્વ આ રાજસભામાં આમેજ કરવું જોઇએ.

## વિભાગ જ : રાષ્ટ્રિય

(૧) સંપૂર્ણ રાષ્ટ્રિય સ્વાતંત્ર્ય સિદ્ધ કરવું.

(૨) ગામડાંઓ અને હિંદી પ્રજાની સર્વોપરિતા સિદ્ધ કરવી.

(૩) સંયુક્ત હિંદની અભેદ્યતા સાધવી.

સંપૂર્ણ રાષ્ટ્રિય સ્વાતંત્ર્ય હિંદી રાષ્ટ્રિય મહાસભાનું અંતિમ લક્ષ્ય છે, અને મુસ્લિમ લીગે પણ તેનો અંગીકાર કર્યો છે. આ લક્ષ્ય સાધવાને પુખ્ત મતાધિકારના ધોરણ પર હિંદીઓએ ચૂંટેલી લોકનિયુક્ત સભાએ હિંદનું બંધારણ ઘડવું એવી પદ્ધતિ માટે મહાસભાનો આગ્રહ છે. આ સ્વનિર્ણયના અધિકારનો સિદ્ધાંત છે. મહાત્મા ગાંધીજીએ જુદે જુદે પ્રસંગે કહ્યું છે કે તેમને સ્વતંત્રતાનું તત્ત્વ જોઈએ છે. તેમણે જાહેર કર્યું છે કે આ સ્વાતંત્ર્ય બની શકે તો બ્રિટિશ સામ્રાજ્યની અંદરનું હોય અને જરૂર પડે તો સામ્રાજ્યની બહારનું હોય. તેમનો આગ્રહ છે કે હિંદને બ્રિટનથી છૂટા પડવાનો હક્ક હોવો જોઈએ. અને બ્રિટનના સંસ્થાનોને સામ્રાજ્યથી છૂટા પાડવાનો જે હક્ક આપેલો કહેવાય છે તેથી આ કાંઈ વધારે નથી. આ વેસ્ટ મિનિસ્ટરના કાયદામાં દર્શાવેલો સાંસ્થાનિક દરજ્જો લાગુ પાડવાનો પ્રયત્ન છે. પણ તેમાં ભૂલાઈ જવાય છે કે બ્રિટન અને તેના સંસ્થાનો વચ્ચે સમાન જાતિ, ભાષા, સમાજબંધારણ અને ભાવનાઓનું સામાન્ય બંધન છે; જે હિંદ અને બ્રિટન વચ્ચે છે જ નહિ. ખરૂં કહીએ તો હિંદને તો પોતાની પાડોશના એશિયાટિક દેશો જોડે જાતિય, ભૌગોલિક, સામાજિક અને આર્થિક હિતસંબંધ છે. આટલા માટે હિંદમાં તો રશીઆ, ચીન, અફઘાનિસ્થાન અને ઈરાન સાથે સંબંધ અને મૈત્રિ ધરાવતી રાષ્ટ્રિય સત્તા અને તદ્દન અલગ રાજકિય રૂપ જોઈએ. તેથી હિંદુસ્તાને બ્રિટનના હાથ નીચેની સૈકાજૂની રાજકિય ગુલામીના પાયાપર નહિ, પણ હજારો વર્ષ જૂના ઐતિહાસિક અને આર્થિક હિત સંબંધોના ધોરણપર પોતાની અલગ રાજકિય અને

અને સામાજિક—આર્થિક ઈમારત ઊભી કરવી જોઇએ. હિંદને તો સત્વત: સ્વતંત્રપદ હોવું જોઇએ.

વેસ્ટ મિનિસ્ટરનો ધારો હિંદને લાગુ પાડવામાં આવે તો તેમાં કોઈપણ જાતની મર્યાદાઓ કે અનામતીઓ વગર હિંદની સ્વાધિનતા બ્રિટને કબૂલ કરવી જોઈએ; એટલે રજવાડાં, રક્ષણ અને નાણાને લગતા કાયડાના નિકાલ જૂદા કરારથી આવે, પણ હિંદના બંધારણમાં હિંદની સાર્વભૌમ સત્તાને જરાયે બાધ આવવો જોઇએ નહિ. આવા સંજોગોમાં પણ કોઈ વિગ્રહ કે સામ્રાજ્યગત આપત્તિ વખતે આ 'સંસ્થાનિક સ્વરાજ્ય'× એના એજ રૂપમાં ટકી શકે નહિ. અને વેસ્ટમિનિસ્ટરનો ધારો પોતેજ સંજોગોના અસહ્ય દબાણમાં નિરૂપયોગી

× આ યુદ્ધમાં બ્રિટનથી તદ્દન અલગ થયા વિના પણ સંસ્થાનિક સ્વરાજ્યના દરજ્જામાં મહત્વનું રૂપાન્તર થયું છે. કેનેડાએ યુનાઇટેડ સાથે સંયુક્ત કમીશનના કાબૂ હેઠળનો રક્ષણાત્મક કરાર કર્યો છે. ઓસ્ટ્રેલિયા આવા કરાર માટે તૈયારી કરે છે; આયર્લેંડ જાણી જોઇને તટસ્થ અને અલગ રહ્યું છે. દક્ષિણઆફ્રિકામાં માજી વડાપ્રધાન જનરલ હર્ટઝોગ અને તેનો પક્ષ તટસ્થતા અને સુલેહની માગણી કરે છે. બ્રિટિશ સામ્રાજ્યતંત્ર વ્યવહારૂરીતે એંગ્લો-સેકસન સંગઠન અથવા સંયુક્ત વિશ્વસામ્રાજ્ય માટેનું અમેરિકન-બ્રિટિશ-તંત્ર બનતું જાય છે, જેનો હેતુ પરસ્પરનું સંગોપન અને વ્યક્તિવાદ અને સ્પર્ધાવાદ તેમજ રાજ્ય અને સમાજ બંધારણની પદ્ધતિઓની અચલતા સ્થાપવાનો છે.

એવી આશા અને ઈચ્છા રાખવી જોઇએ કે આ યુદ્ધ પછી બ્રિટન વધારે ન્યાયી, વધારે નીતિમય અને ઉચ્ચતર સમાજતંત્ર ઉપજાવે અને પોતાની રાષ્ટ્રિય અને આંતરરાષ્ટ્રિય—રાજકિય અને આર્થિક કાર્યનીતિઓમાં નવીન માર્ગ ધારણ કરીને હિંદને આઝાદી આપી, જગતના રાજકારણમાંનું અગ્રપદ જાળવી રાખે. ગ્રામવેદ જે પૂર્ણપણે સાધવા માગે છે તેવું હિંદના નવજીવન, રાજ્યતંત્ર અને અર્થતંત્રની પુનર્રચના કરવામાં માલિકીપણા સિવાયનો સહકાર કરવો એ આવા નવીન માર્ગનું સ્પષ્ટ ઉદાહરણ છે.

અને નિરર્થક નીવડે. બ્રિટિશ એકપ્રજાનાં એકહથ્થુ ક્ષેત્ર અને બ્રિટિશ મૂડી અને અર્થતંત્રના સ્વચ્છંદ રમણુ માટેનો બાંધેલો વાડો એવી બ્રિટિશ લોકસત્તાક સામ્રાજ્યસંઘના મૂળ નીચેની તાત્વિક કલ્પના અને બ્રિટિશ અને અમેરિકન લોકશાહી અને સામાજિક દાનશીલતાના ખ્યાલનો હાલના જમાનાની આક્રમણપૂર જરૂરીઆતો સાથે મેળ મળે એમ નથી; કારણકે અત્યારે તો માનવકુળ નવભાવના સર્જન અને નવવ્યવસ્થા માટે નવાં સત્યો અને આદેશોને ઢૂંઢે છે. અને તે વસ્તુઓ ચીન, જાપાન, અમેરિકા, બ્રિટન, તુર્કી, રશીઆ, જર્મની અને ઇટાલીના આ સૈકાના ભયાનક અનુભવોમાંથી તેને મેળવવાની રહી. આથી હિંદને પોતાનું નવું ભાગ્ય નિર્માણ કરવાને અને ભાવિ ઘડવા માટે સ્વાતંત્ર્યની જરૂરીઆત છે.

'સંપૂર્ણ રાષ્ટ્રિય સ્વાતંત્ર્ય' એ શબ્દો માત્ર આવેશમય ખ્યાલ નથી, પણ તેમાં અર્થગંભીર મહત્ત્વ છે. પરહકુમત અને પરાધિનતાથી તદ્દન મુક્તિ એ જ સ્વાતંત્ર્ય હોવું જોઇએ. આજે બ્રિટનની હકુમત છે. દેશની સલામતી માટે બ્રિટિશ સત્તા પર આશ્રિતતા છે. એથી તત્વતઃ કોઇપણ પ્રકારની રાજકિય, લશ્કરી કે આર્થિક હકુમત વગરનું શુદ્ધ સ્વાતંત્ર્ય જોઇએ. 'આશ્રિતતા' જુદી વસ્તુ છે. ફ્રાંસ સ્વતંત્ર છે પણ પોતાની સલામતી માટે બ્રિટનનું આશ્રિત ( બ્રિટન પર આધાર રાખનારૂં ) છે. બ્રિટન સ્વતંત્ર છે, પણ પોતાની સલામતી માટે ફ્રાંસ, ઇટાલી, સ્પેન અને ઇજીપ્ત પર આધાર રાખે છે. આ આશ્રિતતા, રક્ષણુ બાબત ન હોય પણ આર્થિક પણ હોય. ફ્રાંસ અને બ્રિટન બન્ને અમેરિકા પર આધાર રાખે છે. જર્મની, ઇટાલી અને રશીઆએ સ્વયંપૂર્ણતા માટે અન્યોન્ય પ્રયત્નો કર્યા છે. છતાં તેઓ લંડન અને ન્યુયોર્કના અર્થતંત્રને આધીન છે. એજ રીતે જર્મની અને ઇટાલી પોતાની ધરી નીતિ (axis-Policy) પ્રમાણે જે અર્થમાં પરસ્પરાધીન છે તે અર્થમાં રાજકિય આધીનતા પણ લઈ શકાય.

બીજા કોઈપણ રાજ્યના કાબૂ કે દમામ વગર આંતરિક બાબતમાં પોતાની પસંદગીનો માર્ગ લેવાની અને બીજી કોઈપણ સત્તાની લાગવગ, દબાણ, લાલચ કે દમદાટીની પરવા વગર દેશાંતર વિષયોમાં પોતાને યોગ્ય લાગે તે પગલાં લેવાની, પોતાની જ રાજ્ય-સત્તા મારફત વ્યક્ત થયેલી પ્રજાની ઇચ્છામાં જ સ્વાતંત્ર્યનું મૂળગત તત્ત્વ છે. આવી ઇચ્છા માટેનું સ્વાતંત્ર્ય જાળવી શકવાની શક્તિ એજ એક પ્રજાની સ્વતંત્રતાની ખરી કસોટી છે. ખરૂં કહીએ તો સોવિયેટ રશીઆ અને અમેરિકાના સંયુકતસંસ્થાનો એ બેજ દેશો ખરેખરા અને સર્વાંશે સ્વતંત્ર છે. ગ્રેટબ્રિટન અને એના લોકસત્તાત્મક સંસ્થાનો તો અસાધારણ રીતે પરસ્પરાધીન અને ભેદસાધ્ય છે.

આમાં જાપાન, જર્મની અને ઇટાલીની હુમલાખોરી અને પેશકદમી સામે ન્યાય, આંતરદેશીય વ્યવસ્થા, મુકિત અને સ્વતંત્રતાની ઝુંબેશમાં સંયુકતસંસ્થાનો, ફ્રાંસ, બ્રિટિશ લોકસત્તાત્મકતંત્ર અને દક્ષિણ અમેરિકન પ્રજાસત્તાકોની લોકશાહી સત્તાઓનો ટેકો માગે છે.

કોઈ પણ જાતની મદદની અપેક્ષા કે બંધનોથી સંપૂર્ણ વિમુકત એવી સર્વોચ્ચ ભવ્યતામાં સમાજવાદી સોવિયેટ પ્રજાતંત્રનો સંઘ એકલો જ ઊભો છે. ખરા અને સર્વાંગી સત્ય અર્થમાં રાષ્ટ્રિય અને સંપૂર્ણ કહી શકાય એવું નિર્બંધ સ્વાતંત્ર્ય માત્ર સોવિયેટ રશીઆ જ ભોગવે છે.

હિંદમાં રાજકિય આગેવાનો અને સ્થાપિત હિતો સ્વાતંત્ર્યનો વિચાર કરતી વખતે રાજકિય અધિકાર અને આર્થિક સ્વતંત્રતાનો ખ્યાલ કરે છે. તેમના માપ પ્રમાણે સ્વાતંત્ર્યનું તત્ત્વ અને મર્યાદા માત્ર અનુકૂળતા અને સવડનો પ્રશ્ન છે. મહાત્મા ગાંધીના નેતૃત્વ નીચેના મહાસભાવાદીઓ આમજનતાની કેળવણી, સ્વાસ્થ્ય અને આર્થિક પ્રગતિ માટે સેવાના દષ્ટિબિંદુથી સ્વાતંત્ર્યનો ખ્યાલ કરે છે.

સમાજવાદીઓ અને સામ્યવાદીઓ માકર્સવાદના ધોરણ પર સ્વાતંત્ર્યની ચર્ચા કરે છે, અને નવનવી કલ્પનાઓ અને વાદવિવાદમાંથી ઊંચા આવતા જ નથી. દરેક પક્ષના માણસો હોઠ પર લોકશાહી, મનમાં આપખુદી, અને હૃદયમાં જનતાની ભોળપનો ગેરલાભ ઉઠાવવાની વૃત્તિ સાથે આમવર્ગનો ટેકો મેળવવા તેની પાસે તેમના કલ્યાણની વાતો કરતા પહોંચી જાય છે, અને સ્વતંત્રતાના આ ઉલટસુલટ અર્થોથી હિંદી આમજનતા ગૂંચવાડામાં પડે છે. ગ્રામવેદ આ બધી કલ્પનાઓ, વિવાદો, વર્ગહિતો અને પરદેશી 'વાદો' આઘે મૂકવા અને હિંદી જનતાને તેમના પોતાના ગ્રામવાદથી તર કરવા માંગે છે. કારણકે ગ્રામવાદ એ કિસાન–કાર્યકર રાજની સ્થાપના માટે ગામડાઓમાં નવજીવન, નવરચના અને નવવિધાનનો વાદ છે. ગ્રામવેદ માટે સ્વાતંત્ર્ય નિર્બંધ હોવું જોઈએ અને પરદેશી, પરભાવનામય કે બીનહિંદી–કોઈ પણ પ્રકારની શીરજોરી કે શોષણ વિનાની અને માત્ર હિંદના હીત અને સ્વાતંત્ર્ય માટે આવશ્યક કરારો કે સંધીની છૂટવાળી મુક્તિ એવોજ અર્થ સંપૂર્ણ રાષ્ટ્રિય સ્વાતંત્ર્યનો હોઈ શકે. ગ્રામવેદનો હેતુ એક સ્વતંત્ર પ્રજા અને સ્વતંત્ર દેશ તરીકે હિંદનું સ્વાતંત્ર્ય મેળવવા માત્રનો નથી. એનું સ્વાતંત્ર્ય સલામત બનાવવાનો છે; કારણકે સલામતી એજ સ્વાધીનતાનો પાયો છે

ગામડાં અને ગ્રામવાસીઓના સાધનો અને **સ્થિતિસ્થાપકતા**માં જ હિંદની સલામતીનો પાયો છે. અને તેથી ગ્રામવાસીઓ, જેઓ જ હિંદી પ્રજા છે તેની સર્વોપરિતા એ ગ્રામવેદનો હેતુ છે. તેથી હિંદી સ્વાતંત્ર્યનો પાયો હિંદનાં ગામડાંઓની સમૂહગત સર્વોપરિતા પર રચાવો જોઈએ. આ ગામડાંઓ આ સ્વતંત્રતાનાં અવિભાજ્ય એકમો છે. અને તેઓ સંયુક્ત લોકતંત્ર તરીકે સમવાયિત થઈને એકત્ર હિંદની સર્વોચ્ચ રાજસત્તાનું રૂપ લેશે. હિંદની અભેદ્યતા તે આખરે તો તત્ત્વતઃ દરેક ગામડાની અભેદ્યતા છે. રાજકિય, આર્થિક અને સંરક્ષણ શક્તિના અને સાર્વભૌમસત્તાના આશ્રયસ્થાન તરીકે

ગામડાંઓનાં હિતો એક સરખા અને અંતરૂગ્રથિત હોવાથી હિંદના એક પણ ગામડા પર જરાપણ મુલ્કગીરી કે પેશકદમી થાય તો સાડાસાતે લાખ ગામડામાં પ્રતિકારનો અગ્નિ ભભુકી ઉઠે. આથી દરેક ગામની અભેદ્યતા જ સંયુક્ત હિંદની અભેદ્યતા સર્જે અને સંરક્ષે. ગ્રામવેદનાં આજ ખરાં રાષ્ટ્રિય લક્ષ્યો છે.

## વિભાગ ख : આંતરરાષ્ટ્રિય

(૧) સ્વતંત્ર અને સ્વાધીન રાજ્યસત્તા તરીકેનો હિંદનો સ્વીકાર દૃઢ કરવો.

(૨) સ્વમાનતા, સ્વતંત્રતા, અને પરસ્પરાશ્રયના એકજ ધોરણ પર હિંદના અધિકારો અને હિતો દૃઢ કરવાં.

(૩) સ્વતંત્ર સ્વાધીન સત્તા તરીકે હિંદની પ્રતિષ્ઠા અને ગૌરવ દૃઢ કરવાં.

આંતરરાષ્ટ્રિય ક્ષેત્રમાં ઉપર જણાવેલા ત્રણ લક્ષ્યો ગ્રામવેદના સર્વોચ્ચ લક્ષ્યો છે. હિંદ વિશ્વમાં સાર્વભૌમપદ મેળવવા ઇચ્છે છે. બ્રિટિશ સત્તાની સાંકળના લબડતા અંકોડા જેવી સ્થિતિમાં રહેવાનો હિંદનો બિલકુલ ઇરાદો નથી. તેનું સાર્વભૌમત્વ કાયદેસર સ્વીકારાય અને આંતરરાષ્ટ્રિય રીતે કબૂલ રખાય એ હિંદનો ઉદ્દેશ છે. આયરીશ ફ્રી સ્ટેટે પોતાનું સાર્વભૌમત્વ સ્થાપ્યું છે. કેનેડા પોતાને 'કીંગ્ડમ' (રાજ્ય) કહેવડાવવા માગે છે. ઓસ્ટ્રેલિયાએ એકત્રિત વહીવટની જગાએ સમવાયતંત્રનાં દૂષણો પારખવા માંડયાં છે. અને દક્ષિણ આફ્રિકાએ તો પોતાના બંધારણમાં 'સાર્વભૌમ' શબ્દ દાખલ કર્યો છે. અસહકાર અને બહિષ્કાર, નિયંત્રિત પ્રતિકાર, સામુદાયિક ચળવળ અને અહિંસાના સિદ્ધાંતને અનુસરીને રાજસત્તાનો અંગીકાર, આ અદ્દભુત શસ્ત્રો અને એકાગ્ર એકત્રતાના દુઃસહ આવેગથી હિંદ આ પદ છીનવી લે એવી સ્થિતિ ઉભી ન કરવી હોય તો આ સાર્વભૌમપદ બ્રિટન હિંદને મૈત્રીભાવે ટૂંકામાં ટૂંકી મુદતમાં સુલેહ-

પૂર્વક આપે એવો હિંદનો બ્રિટન પાસે દાવો છે. તેમનું સાર્વભૌમત્વ મેળવવા અને અમલમાં મૂકવા માટે અને હિંદની રાજકિય, આર્થિક મુક્તિ સાધવા માટે ગ્રામવેદ ગામડાંઓ અને ગ્રામવાસીઓને તૈયાર કરવા માગે છે. પરદેશોમાં હિંદના અધિકારો અને હિતો દૃઢ કરવા અને જાળવવા માટે હિંદની ગ્રામવાદી-રાજસત્તા સબળ અને સશક્ત હોય એ ગ્રામવેદનું ધ્યેય છે. ગ્રામવેદ સ્પષ્ટપણે ઉચ્ચારે છે કે હિંદ અને બીજા દેશો વચ્ચેના બધા આંતરરાષ્ટ્રિય વ્યવહારો અને સંબંધો કોઈ પણ પ્રકારની શિરજોરી, દબાણ, ધમકી કે ઉપરીપણાથી તદ્દન જુદી તરી આવતી સમાનતા અને પરસ્પરાશ્રયના સિદ્ધાંત પર રચાયેલા હોવા જોઇએ. પોતાની અભેદ્યતા, સ્વાતંત્ર્ય કે સત્તા પરના બધા આક્રમણોના પ્રતિકાર વડે અને પોતાનાં સાધનો અને હક્ક વડે સ્વાધીન એવા એક મહાન સાર્વભૌમ રાજ્યને ઘટતી બધી સત્તા, લાગવગ, વજન અને પ્રતિષ્ઠા આંતરરાષ્ટ્રિય પરિષદોમાં હિંદ ભોગવે એવી ગ્રામવેદની મનીષા છે.

## વિભાગ લ : આંતરિક

(૧) કોઇ પણ વર્ગ કે હિતનો કુલઅખત્યાર અટકાવવો.

(૨) હિંદના કોઈપણ પ્રદેશ કે વિભાગને છિન્નભિન્ન થતાં કે ભાગલા પડતાં અટકાવવાં.

(૩) રાષ્ટ્રિય એકતા અને રાષ્ટ્રિય સત્તામાં ભંગાણ અટકાવવું.

ગ્રામવેદના આંતરિક હેતુઓ ઘણા સુઘટિત છે. સ્વતંત્રતાનું તત્ત્વ ભ્રામક લોકશાહી ચોકઠામાં નહિ પણ સામાજિક, આર્થિક આઝાદીમાં સમાયેલું છે. આવી આઝાદી માટે કોઇ ઇલાકેદાર વર્ગ કે સ્થાપિત હિત કુલ અખત્યાર ન ભોગવે એવી ચોકસાઈ થવી જોઇએ. આવી ચોકસાઇ દરેક ગામડામાં સિદ્ધ થવી જોઇએ. એ માટે ત્યાં દરેક જણ સરખા હક્કો અને સત્તાઓ ભોગવે અને સરખી સેવાઓ અને ફરજો બજાવે. શોષણનું ઉત્થાપન અને

તેને સ્થાને સહકાર અને સમૂહકાર્યનું સ્થાપન થાય એની ગ્રામકાર્ય-કર્તાએ ચોકસાઇ કરવી જોઇએ. ગામે પોતાનું સામાજિક, આર્થિક-તંત્ર અને વહીવટીસત્તા ન્યાય અને સમત્વના ધોરણ પર રચવાં જોઇએ. ગામડાંએ પોતાની પ્રણાલિકા પ્રમાણે ગામડાના લઘુ પૌરવાદીને સમાવી લેવાં જોઇએ; અને કોઈ વ્યક્તિનું નહિ પણ સમગ્ર ગ્રામ-સમાજનું હિત ગામડાં અને દેશના કાર્યોમાં અગ્રપદે હોવું જોઇએ.

સાચું સમૂહગત સ્વાતંત્ર્ય વિભાગિય કે વિભાજ્ય ન હોઈ શકે એ એનું એટલુંજ અગત્યનું અંગ છે. તેથી હિંદની સમૂહગત એકતા-માંથી હિંદના કોઈ ટુકડાનો કે હિંદી પ્રજાઓના કોઇ પણ વર્ગનો ઉચ્છેદ ગ્રામવેદ સાંખી શકે નહિ. ગ્રામવેદની કલ્પના પ્રમાણે સંગઠિત અને અભેદ્ય સમગ્ર જીવન એજ હિંદનું જીવન છે અને તેથી કોઈ પણ પ્રકારની સ્થાનીયતા કે પ્રાંતિયતાને આવી રાષ્ટ્રિય અભેદ્યતા અને સંગઠનમાં અંતરાય નાખવા દઈ શકાય નહિ. અખિલ ભારતિય એકતા અને મધ્યસ્થસત્તામાં ભાગલા પડાવવાના વલણવાળી દરેક વસ્તુનો વિરોધ અને પ્રતિકાર ગ્રામવેદે કરવો જોઇએ. ગ્રામવાદી-એકતાએ રાષ્ટ્રિયએકતા અને રાષ્ટ્રિયસત્તાનું પ્રતિક હોય; અને દરેક ગામ અને ગ્રામવાસીની આકાંક્ષાઓ, હિતો અને જીવનની એક-રૂપતાથી ઉપજતી આ એકતા જે હિંદની એક માત્ર ખરી અને સાચી એકતા છે એવી સંપૂર્ણ અને સુદૃઢ ગ્રામવાદી–એકતા સંરક્ષવા માટે દરેક ગ્રામ અને ગ્રામવાસીએ જાગૃત અને સાવચેત રહેવું જોઇએ.

## વિભાગ મ : બાહ્યકારણ

(૧) કોઈપણ સંધીઓથી અલગ રહેવું.

(૨) મુકરર માલના વિનિમય માટે વ્યાપારીકરારો ચોક્કસ કરવા.

(૩) કોઇ પણ પરદેશી સત્તાની કોઈ પણ બહાના હેઠળની કોઈ પણ જાતની દખલગીરીનો સામનો કરવો.

હિંદના બાહ્ય સંબંધો માટે ગ્રામવેદે એટલું જ સ્પષ્ટ માર્ગદર્શન આપવું જોઈએ. બાહ્યસંબંધો રાજનૈતિક અને વ્યાપારી હોય છે. પરદેશી સત્તાઓની હરિફાઇ અને આર્થિક પ્રવાહોથી પલટાતા સંજોગો મુજબ આ સંબંધો પણ લાગટ પલટાની સ્થિતિમાં હોય છે. રાજ્યોને બીજી સત્તાઓ જોડેની મૈત્રીની જરૂરીઆત હોય છે, પણ બળ અને પદની સમાનતા અને આંતરિક એકતા અને સુગઠિત સત્તા ન હોય તો આવા બધા સંબંધો અજ્ઞાતરીતે પોતાનું રૂપ અને પ્રકાર બદલે છે. સમાનતાના ખરા પાયા વગર અન્યોન્ય સંબંધમાં પણ વ્યવહારમાં તો નબળું રાષ્ટ્ર વધારે બળવાન મિત્રના તાબેદાર જેવું બની જાય છે. જેમાં હિંદને સીધું હિત કે સંબંધ ન હોય એવા યુદ્ધો અને જેમાં જવાબદારીનાં જોખમો અને અથડામણભરી ગૂંચવણો ઊભી કરે એવા કોઈ પણ સંધી સંબંધથી દૂર રહેવું સલાહભર્યું છે. સૌથી ડાવકો સંધીસંબંધ બીનઆક્રમણનો કરાર કરવાનો છે. હિંદે બધી મોટી સત્તાઓ સાથે મૈત્રી સંબંધ ( alliance ) બાંધતાં ચેતવાનું છે. યુદ્ધના પ્રસંગે રાજકિય કે બીજી મદદ કરવાની હરેક પ્રકારની જુમ્મેદારીથી હિંદે દૂર જ રહેવું જોઇએ.

વ્યાપારી સંબંધો પણ સ્પષ્ટ સંધીકરારોના પાયા પર રચાવા જોઇએ, અને હિંદના પરદેશ સાથેના વ્યાપારની યોજનામાં પરદેશી સત્તાઓના રાજનૈતિક આદર્શોનું મૂલ્યાંકન સૌથી અગત્યનું ગણાવું જોઇએ. જે સત્તાઓએ છડેચોક કરારો અને વચનોનો ભંગ કર્યો છે, આક્રમણો કર્યાં છે, તેમ શોષણ અને સત્તાવર્ધન માટે ગમે તેવા બહાના કાઢી બીજા રાજ્યોનું સાર્વભૌમત્વ ભ્રષ્ટ કર્યું છે એવી સત્તાઓને ભવસ્થાનો જેવી ગણવી જોઇએ; અને હિંદની આંતરિક વ્યવસ્થા કે નીતિ કે બીજી કોઈ આંતરિક બાબતમાં દખલ કરવા કે ખટપટ કરવા માટે સંધીપત્રની કોઇ શરત કે શબ્દનો આવી કોઈ સત્તા ગેરલાભ ઉઠાવે નહિ એ માટે સંપૂર્ણ કાળજી રાખવી જોઇએ. પરદેશ સાથેનો વેપાર, મુકરર માલ અને દ્રવ્યોના વિનિમય પર રચાવો જોઇએ અને

પરદેશમાં ધનસંચય ઊભો કરે અને દસ્તુર મુજબના વ્યાપારી સરવૈયામાં માત્ર ચોપડે લખાયેલી રકમો રહે એવીરીતે દેશની સંપત્તિ વેડફાઈ જાય એવી કોઈ પણ ગોઠવણ જરાકે સંખાવી જોઈએ નહિ.

વ્યાપારી કરારોમાં એકલા જકાત અને માંડવીને લગતા જ કરારો હોવા જોઈએ એમ નહિ, પણ તેમાં વસ્તુઓની સ્પષ્ટ વિગતો સાથે માલની જાત અને જથ્થા વિષે કરાર જોઈએ, અને વધારામાં નાણાંની વસૂલાત અને ચોખવટ તેમજ તકરારોના ફેંસલા માટેની કાર્યવાહી અને કરારો હોવા જોઈએ. હિંદની આંતરિક બાબતોમાં પરદેશી દખલગીરી કે દરમ્યાનગીરીના રૂપ કે તત્ત્વ સામે સતત ચોકી એ મુખ્ય ધ્યેય હોવું જોઈએ. અને આવી દખલગીરી માટેના કોઇ પણ બહાના અને મુદ્દાઓ અને દરમ્યાનગીરીના ખુલ્લા કે ગુપ્ત કાર્યોના વિરોધ, પ્રતિકાર અને સામનો કરવામાં કોઈપણ જાતની સ્થિરતા નબળાઈ કે સમાધાનવાળી સમયપરતા ચલાવી લેવાય નહિ.

## વિભાગ ૨ : આર્થિક

(૧) જમીનની કાર્યક્ષમ ખેતી સિદ્ધ કરવી.

(૨) ખેતી, હાથ કારીગરી, અને ઉદ્યોગોની આબાદી સિદ્ધ કરવી

(૩) અન્ન, ચારો, બળતણ, શાક, નાના ઉદ્યોગો અને વ્યવહારમાં ગામડાને સંપૂર્ણ રીતે સ્વતઃ પૂર્ણ બનાવવું.

વધતી જતી સંખ્યા અને મર્યાદિત કૃષિયોગ્ય જમીનનો પ્રશ્ન એ નૂતનહિંદનો આર્થિક રાજનીતિ માટેનો સૌથી જટિલ, કૂટ પ્રશ્ન છે. ખરો પ્રશ્ન જમીનને શાહુકાર કે જમીનદારના પાશમાંથી મુક્ત કરવાનો છે. અને એ સાથે એજ કે એવી જ સ્થિતિ ફરી ઉદ્‌ભવે નહિ એ પ્રશ્ન પણ સંકળાયેલો છે. જમીન એ માલિકોની ખાનગી અસક્યામત જ માત્ર થઈ શકે નહિ. પણ તે દેશની સામગ્રી, સાધન, સંચય અને અનામતદ્રવ્યનું આર્થિક ઉત્પાદન યંત્ર છે. જમીન સમાજની માલિકીની છે અને વ્યક્તિ તો સ્થાપિત ફરજો અને તેના અનુષંગી

લાભો સાથે જમીન વાપરવા માત્રનો હકક ધરાવનાર વિશ્વાસુ વહીવટ માત્ર છે, એવી પુરાણી કલ્પના ખૂબ જ અર્થપૂર્ણ હતી. અને જમીન અને મજૂરી એકમેકનાં પૂરક છે અને દેશ અને રાજ્યની શકિત, કલ્યાણ અને દ્રવ્યના ઉત્પાદકો છે એ મહાસત્ય એ કલ્પનામાં દર્શાવેલું છે. ગામડાંને હિંદી રાજ્યનીતિ અને અર્થતંત્રના કેન્દ્રસ્થ પાયો બનાવવું હોય તો જમીન અને તેના પુનિત હેતુની, અને કિસાન અને તેના ઉન્નત કર્તવ્યની આ ભાવનાને ફરીથી સર્જવી પડશે. એક ગ્રામસમાજની જમીનનો વહીવટ નીચેના નિયમો પર રચાવો જોઈએ.

વ્યક્તિ કે કુટુંબ માટે વધારેમાં વધારે જમીનની હદ બાંધવી જોઈએ.

ખેતી લાભદાયક થાય તે માટે જમીનના જુદી જુદી માલિકી ધરાવતા ટુકડાઓ એકઠા કરવા પડશે; મજૂરી અને મૂડીનો સમન્વય, કરવેરા અને ફાળા, સહકારી ખેડાણ, સંયુક્ત ખેતી, સંયુક્ત ઉદ્યોગો અને ગ્રામસમાજનો સમૂહગત કાબૂ યોજવાં પડશે. સ્વયંપૂરિત આબાદી માટે ખેતી, હાથ ઉદ્યોગો અને ઉદ્યોગોનું જ્યાં સહયોજન થાય તેવું આર્થિક સમૂહતંત્ર ગામડું બનવું જોઇએ. આના હેતુઓ નીચે મુજબ છે.

(૧) અનાવૃષ્ટિ, અતિવૃષ્ટિ, દુકાળ કે બીજી કટોકટીઓ કે આકસ્મિક પ્રસંગો સામે રક્ષણ મળે એવું સ્થાનિક સ્વયંપૂર્ણતાનું પૂરેપૂરૂં ધોરણ સિદ્ધ કરવું અને પ્રાદેશિક સ્વયંપૂર્ણતામાં અસરકારક ફાળો આપવો.

(૨) વેપાર કે ધીરધારરૂપી મદદથી મુક્તરીતે, અને વ્યવહાર સાધનોથી સ્વતંત્ર રીતે, ગામડાઓનાં આર્થિક જીવનને ચેતનવંતું રાખવું. નિયોજિત પેદાશ અને ઉદ્યોગોવાળા અનુકૂળ વિસ્તારોમાંના ગામડાંઓ મળી સ્વાધીન અર્થ-

સમૂહો થવાં જોઇએ, જે રાષ્ટ્રજીવનના બળ અને આધાર તરીકે હંમેશાં જીવંત રહે.

## વિભાગ ઓ : ઔદ્યોગિક

(૧) મૂડીવાદીવાદની હકુમત અટકાવવી.

(૨) કામદારો, વૈજ્ઞાનિકો, વ્યવસ્થાપકો, અને મૂડી રોકનારાઓ વચ્ચે ઉદ્યોગ અને ખેતીની આવકની સમતામયી વહેંચણી સાધવી.

(૩) મુખ્ય ઉદ્યોગોના રાષ્ટ્રિયકરણને ટેકો આપવો.

હિંદની ઔદ્યોગિક યોજના અને કાર્યક્રમો માટે કેટલાક મુકરર લક્ષ્યો આમવેદને સાધવાનાં છે. વેપાર, ઉદ્યોગ અર્થતંત્ર અને હુંડિયામણ પરના મૂડીવાદીઓના એકહથ્થુ ઈજારાવાળા કાબૂને ઢીલો કરી નાખવો એ નવી નીતિનું એક પ્રધાન તત્ત્વ છે. આર્થિક કાર્યવાહીઓ પર આમવાદી રાજસત્તાનો એકહથ્થુ કાબૂ રહે એવી અનિવાર્ય આવશ્યકતા છે. પણ દેશનું આખું અર્થતંત્ર સંયુક્ત કે સરકારી અર્થતંત્રમાં પલટાય ત્યાંસુધી વ્યક્તિગત મૂડીવાદનો ચાલુ વિકાસ રાજ્યે અટકાવવો જોઇએ. અને સહકારી અને સંયુક્ત આર્થિક જીવન વિસ્તારવું જોઈએ. 'મૂડીવાદી વાદ' એ શબ્દ મૂડીવાદીઓની હકુમત બતાવવા માટે વિચારપૂર્વક યોજાયો છે. ફાળો (dividend) વ્યાજ અને મજૂરીના દરની ઓછામાં ઓછી મર્યાદા, સંપૂર્ણ ઉત્પાદક કાર્યક્ષમતા, વહીવટ અને નફામાં ભાગીદારી, ધોરણબદ્ધ ઉત્પાદન, અને વહેંચણી અને વ્યવહાર સાધનોનું સહયોજન એ આમવેદ પ્રમાણેના ઔદ્યોગિક અર્થતંત્રના પાયા છે. હિંદની બધી રાષ્ટ્રિય જરૂરીઆતોનું દેશમાં જ ઉત્પાદન, અને આવી સ્વયંપૂર્ણતા અને સંપૂર્ણ સુઘટિતતા સાધવા અને જાળવવા માટે જ વ્યક્તિગત અને સમૂહગત સાહસોનો કાબૂ અને દોરવણી, એ આવશ્યક હેતુ હોવા જોઈએ. બધા મોટા અને પાયારૂપ ઉદ્યોગો રાષ્ટ્રિય હોવા જોઈએ; અને રાજ્યે કોઇપણ ઉદ્યોગના નાણાં-

ક્રિય અને વ્યવસ્થાપક હિતો પર કાબૂ ધરાવવાના હક્કવાળા સંરક્ષકવાલી તરીકે પોતાને ગણવું જોઈએ.

( નોંધ. ૧૯૩૮ ના રાષ્ટ્રપતિ સુભાષબાબુએ પંડિત જવાહરલાલના અધ્યક્ષપણા હેઠળ સ્થાપેલી રાષ્ટ્રનિયોજન સમિતિએ ઉત્સાહથી કામ કર્યું છે અને પોતાનું અનેકમુખી કાર્ય લગભગ પૂરું કર્યું છે. તેનો અહેવાલ એક અગત્યનો દસ્તાવેજ બનશે જ. આ સમિતિની સ્થાપના ને કાર્ય હિંદી દેશભક્તોની જવાબદારીની ભાવના દર્શાવે છે. અને તેમની આર્થિક કુનેહ તેમના રાજકિય ડહાપણ જેટલી જ અગાધ સાબિત થશે. )

### વિભાગ ૫ : ગ્રામોદ્યોગ વિષયક

(૧) ગ્રામવાસીઓને કાંતવા અને વણવાનું શીખવવું.

(૨) ગ્રામવાસીઓને મધમાખી ઉછેર, ડેરીકામ, મરઘાં અને ઘેટાં ઉછેરવાનું કામ શીખવવું.

(૩) ગ્રામવાસીઓને બળદ, ગાય, ભેંસ, ઘોડા, વગેરેને માવજત કરવાનું શીખવવું.

દેહાતીઓનાં સાધનો વધારવાં, તેમની આબાદી બઢાવવી અને રાષ્ટ્રિય સંપત્તિ અનેકગણી કરવી એ ગ્રામવાદનો હેતુ છે. જેથી ગ્રામવાદ એવું માગે છે કે દેહાતીઓને પૂરવઠો કરનારું કામ જોઇએ અને એટલા માટે રાષ્ટ્રિય પાયા પર ગામડાઓમાં કાંતણ અને વણાટ દાખલ કરવાનો તેનો હેતુ છે. દુનિયાના બજારોમાં વેચાણ થાય એવી રીતે મધ, માખણ, ઇંડાં અને ઊન વગેરેનુ ઉત્પાદન કરાવવાનો ગ્રામવેદનો હેતુ છે.

હિંદનું પશુધન વધવું જોઇએ અને પરદેશ આયાત કરવા માટે હિંદ પશુઓનું બજાર બનવું જોઈએ એવી ગ્રામવેદની ઇચ્છા છે.

### વિભાગ ૬ : ખેતીવિષયક

(૧) ગ્રામવાસીઓને ખેતી, બાગબાની અને ફૂલઉછેરનું જ્ઞાન આપવું.

(૨) ગ્રામવાસીઓને સીંચાઈ, પીત અને લક્કડકામનું જ્ઞાન આપવું.
(૩) ગ્રામવાસીઓને જમીનની જાત, ખાતરો અને વાયુચક્રશાસ્ત્રનું જ્ઞાન આપવું.

આર્થિક પુનર્રચના અને પુનર્વ્યવસ્થા પર ગ્રામવેદ ખાસ વજન મૂકે છે. પાકના પ્રકાર અને જથ્થામાં સુધારા, ફળ, ફૂલ, શાક, ઔષધિય દ્રવ્યો અને વનસ્પતિ, વૃક્ષો, વાડીઓ અને જંગલોમાં વધારો એ એનો હેતુ છે. તેથી સંગ્રહ અને વેચાણની સવલતા, સહકારી કે સમૂહગત ખેડાણ અને વધારે સારાં બીજ સાથે ખેતીમાં સુધારો કરવા તે માગે છે. ખેતીમાં સુધારો કરવાના હેતુથી ખાતર, જમીન અને હવામાનનું વધારે જ્ઞાન તે ફેલાવવા માગે છે. જંગલો, બગીચા, પક્ષીઓ અને પાળેલા જનાવરોની બાબતમાં તે વિકાસ સાધવા ઈચ્છે છે. ખેતર અને ગામડાના ઉપયોગ માટે સ્થાનિક સીંચાઈના કામો ઊભા કરવાની અને તેનો વહીવટ ચલાવવાની તાલીમ ગ્રામલોકોને આપવા માગે છે. દરેક પ્રકારની આપત્તિઓ અને અકસ્માત જરૂરીઆતો સાથે દેશના આધાર, અને સાધનો અને અનામત બળ તરીકે દેહાતની આર્થિક સત્તાનો વિકાસ અને ખેતીની આબાદી રચવા માગે છે.

રાષ્ટ્રિય સ્વાતંત્ર્ય અને હક્કો માટેની લડતને ગ્રામવેદ ગતિ, વિકાસ, ટેકો અને બળ આપશે.

## વિભાગ ૨ : યંત્રવિષયક

(૧) ગ્રામવાસીઓને ઉદ્યોગોની તાલીમ આપવી.
(૨) ગ્રામવાસીઓને યાંત્રિક સમારકામની તાલીમ આપવી.
(૩) ગ્રામવાસીઓને યંત્રોના ઉપયોગની તાલીમ આપવી.

પોતાના લાભને માટે તેમજ રાષ્ટ્રિય સ્વયંપૂર્ણતા માટે ઉદ્યોગોની ગ્રામવાસીઓને તાલીમ મળે એ ગ્રામવેદનો હેતુ છે. ટ્રેકટરો, ઇલેક્ટ્રીક મોટરો, ઓઈલ એન્જીનો, સાળો અને સંઘાડા વગેરે આર્થિક અગત્યનાં યાંત્રિક સાધનોનો પૂરેપૂરો લાભ ઉઠાવવા ગ્રામવાસીઓ શક્તિવાન થાય તેના માટે તેમને યંત્રોના ઉપયોગ અને સમારકામનું જ્ઞાન

આપવું જોઇએ એ ગ્રામવાદનો હેતુ છે. ગ્રામવાસીઓને કારખાનાની મુકરર તાલીમ મળવી જોઇએ. સુથાર, લુહાર, મોચી, રમકડાં અને ટોપલા બનાવનાર, કાંતનાર, વણનાર દરેકને સંપૂર્ણ તાલીમ મળવી જોઇએ, જેથી તેઓ રાષ્ટ્રિય અર્થતંત્ર અને ગ્રામીણ ઉપયોગિતામાં પૂરેપૂરી કાર્યક્ષમતાથી ભાગ ભજવી શકે.



## ૬ ગ્રામવેદને કાર્યનીતિ છે.

દેશ કે પ્રજાનો કોઇપણ વાદ કે મતને સ્પષ્ટ કાર્યનીતિ ન હોય તો તે અથડામણ વિના ટકી રહે નહિ. હિંદના ગામડાંઓ અને ૩૫ કરોડ દેહાતીઓની સંસ્થા, વ્યવસ્થા અને સંપ્રદાય જેવો ગ્રામવેદ હિંદની આંતર્ અને બાહ્ય બધી પ્રવૃત્તિઓમાં કસોટી અને માર્ગદર્શન માટે મુકરર સિદ્ધાંતો ઠેરવે છે. ગ્રામવેદનાં સિદ્ધાંત દર્શન, અચળ હેતુઓ, અભંગ નિયમો અને સ્પષ્ટ આદર્શના શાશ્વત ચોકઠાની મર્યાદામાં અને ગ્રામવેદની સમગ્ર યોજનામાં આ સિદ્ધાંતોમાં સુધારા વધારા અને સ્પષ્ટીકરણ કરી શકાય. ગ્રામવેદની કાર્યનીતિના આ સિદ્ધાંતો ૬૫ કલમોના બનેલા છે.

**કલમ ૧**—ગામડાની સત્તા સાચવવાના માર્ગો.

(૧) મતદાર મંડળપર કાબૂ.
(૨) ધારાસભા પર લાગવગ.
(૩) વહીવટમાં ભાગ અને અખત્યાર.
(૪) કારોબારીઓને દોરવણી.

પહેલી કલમ આધારરૂપ કલમ છે. તે ફરમાવે છે કે ગામડાંઓને રાજ્યમાં સંપૂર્ણ સત્તા જોઇએ. ગ્રામવેદનો સર્વોચ્ચ સિદ્ધાંત

હિંદમાં બધી સત્તા ગામડાની જ. એની એ અચળ પ્રતિજ્ઞા છે. આ સત્તાની સિદ્ધિ સંપૂર્ણ અને સર્વાંગી જોઇએ. મતદાર મંડળો પર કાબૂનો અર્થ એવો થાય કે મતદાર મંડળો ગ્રામવેદના અનુયાયીઓ બને અને ગામો તેમ શહેરોના મતદાર મંડળોના સમગ્ર સમુદાયનો ગ્રામવાદને ટેકો હોય. આ કાબૂ વ્યવસ્થિત કરવો જોઇએ અને સ્થાનિક એકમો-તેમ પાયરીવાર સંસ્થાઓ મારફત એનો કાર્ય માટે અમલ થવો જોઈએ. ગ્રામમતદાર એ ગ્રામવેદની મહામૂલી મૂડી હોવી જોઇએ, અને એની મદદથી ગ્રામવેદ પોતાનો આદેશ કાર્યસાધ્ય કરીને લાગલાગટ અમલમાં મૂકે. આ આદેશ ગમે તેટલા વિસ્તારને કે વિષયને લગતો હોય. આનું સીધું પરિણામ એ છે કે ગ્રામવેદ માટે ગામડાંઓએ ધારામંડળોપર દબાણ લાવવું જોઇએ. એટલે ગ્રામવેદે દરેક પ્રાંત, પ્રદેશ કે રાજ્યના ધારામંડળો, અને ચૂંટનાર કે સલાહકાર મંડળો પર અસર ધરાવવી જોઇએ. આ માટે એ પણ જરૂરનું છે કે ગામડાંઓએ જ જાતે આરંભ કરવો રહ્યો, અને ગ્રામસંસ્થાઓ અને ગ્રામપ્રતિનિધિઓ મારફત સામાજિક, આર્થિક, મુલ્કી, અને લશ્કરી એ ચાર મુખ્ય વહીવટી ખાતાઓના સામાન્ય વહીવટ અને કારોબારી મંડળોમાં ભાગ લેવો રહ્યો. આ સત્તાસિદ્ધિનું એ પણ પરિણામ આવે કે ધારામંડળો, સ્થાનિક સ્વરાજ્ય સંસ્થાઓ, કારોબારી સમિતિઓ કે ખાતાઓમાં પોતાના પ્રતિનીધિઓ કે પ્રણિધીઓ મારફત ગામડાંઓ ગ્રામવેદને અનુસરીને દેશની કાર્યનીતિઓ, કાર્યક્રમો અને વહીવટી કાર્યોમાં દોરવણી આપશે.

ગ્રામવેદને માટે, ગામડા મારફત, આ સત્તાસિદ્ધિ એ ગ્રામવાસીનો સર્વોચ્ચ હક્ક છે, અને તે સાધવા માટે ગ્રામવાસીઓ સંગઠિત થશે અને ગ્રામવેદના કાર્યોની પૂરી માહિતી મેળવશે.

**કલમ ૨**—સ્વાતંત્ર્યપ્રાપ્તિમાટે અને હિંદની સાર્વભૌમ પદવી **સાચવવા માટે સત્તાનો ઉપયોગ.**

સત્તાની સિદ્ધિ તો માત્ર સાધન અને સામગ્રીની પ્રાપ્તિ છે, પણ આ પ્રાપ્તિ લાભ અને ઉત્પાદન માટે વપરાવી જોઇએ. દેશનું સ્વાતંત્ર્ય ગામડાંઓ માટે જીવસટોસટનો સવાલ છે. અને ગામડાંઓ જે સત્તા મેળવે તે આઝાદી મેળવવા અને દેશને રાજકિય અને આર્થિક તાબેદારી અને પરાધીનતામાંથી મુક્ત કરવામાં વાપરવી જોઇએ. ગ્રામસત્તાએ હિંદી પ્રજાની સાર્વભૌમતા સ્પષ્ટ કરવી જોઇએ; અને તેણે હિંદમાં આ સાર્વભૌમતા સ્થાપિત અને સ્થિર કરવા અને તે વિશ્વપાસે સ્વીકારાવવા ગ્રામવાસીઓની એકત્રશક્તિ, સમર્થ ઇચ્છા અને સર્વોચ્ચ કાર્યબળને–વ્યવસ્થિત કરવાં જોઇએ. હિંદ માટે સાર્વભૌમપદ મેળવવા, આ સાર્વભૌમ સત્તા સ્થાપવા અને દુનિયામાં હિંદનો સાર્વભૌમ રાજ્ય તરીકે સ્વીકાર કરાવવા અને તે પદ જાળવવામાં તેનો ઉપયોગ થવો જોઇએ. ગ્રામસત્તાનો આ સર્વોચ્ચ ઉપયોગ છે અને ગ્રામ સત્તાની સિદ્ધિ આ લક્ષ્યને અનુસરીને જ થવી જોઇએ.

**કલમ–૩** આઝાદી અને લોકશાહીના રક્ષણ માટે સત્તાનો ઉપયોગ.

ગ્રામવાસીઓએ સત્તાસિદ્ધીનો હેતુ સ્પષ્ટપણે સમજવો જોઇએ. નહિ તો એવીરીતે દુરુપયોગ થાય કે જેથી ગ્રામ અને ગ્રામવાસીનું સાર્વભૌમત્વ ગુલામીમાં બદલાઇ જાય અને રાજ્ય આપખુદ એકસત્તાત્મક તંત્ર બની જાય. ગ્રામસત્તા તો આઝાદી અને લોકશાહીને સમર્પણ થવી જોઇએ; અને ગ્રામવાસીઓએ બધા ખુલ્લા કે ગુપ્ત આક્રમણો અને પદસંચારોથી આઝાદી અને લોકશાહીને જાળવવાં જોઇએ. ગ્રામવેદ એ આઝાદી અને લોકશાહીને એક પવિત્ર થાપણ અને માનવ જાતનાં મુક્ત અને સંવાદી વિકાસ માટે જરૂરનાં માને છે. તેટલા માટે આઝાદી અને લોકશાહીના સિદ્ધાંતો પર રાજકિય, રાષ્ટ્રિય અને જાહેર સંસ્થાઓ રચવા અને જાળવવા માટે ગામડાંઓએ પોતાની સત્તા વાપરવી જોઇએ. અલબત્ત, આ શબ્દોના અર્થ અને મર્યાદામાં વિકાસ થતો જાય છે અને જુદા જુદા દેશમાં એના જુદા જુદા અર્થો લેવાય છે. હિંદમાં આઝાદી અને લોકશાહીનો ગ્રામવાદ એવો પણ

અર્થ અને વિસ્તાર થશે, કારણકે પુનર્જન્મ પામતી ગ્રામસત્તાની, ગ્રામલોકતંત્રપર રચાયેલી અને દેહાતીઓના હિત માટે ગ્રામ-શક્તિ વાપરવાની સંપૂર્ણ અને સુંદરતમ સ્વતંત્રતાવાળી સર્વાંગસંપૂર્ણ લોકશાહી ગ્રામવાદમાં જ સમાયેલી છે.

**કલમ–૪** રાષ્ટ્રિય જ્ઞાનસંચાર અને કાર્યક્ષમતા, પુનર્રચના અને આર્થિક આબાદી સાધવા માટે સત્તાનો ઉપયોગ.

આ ગ્રામસત્તા અનેક દિશાઓમાં મૂર્ત પરિણામો માટે વાપરવાની છે. પણ સામાન્ય રીતે હિંદી પ્રજાઓમાં વિશાળ જ્ઞાન માટે સમર્પિત થવી જોઇએ. જ્ઞાન સંચાર એ વિશાળ શબ્દ છે. અને બુદ્ધિ, સમજણ, વિવેક, નિર્ણય શક્તિ, માહિતી, દૃષ્ટિબિંદુ, યથાદર્શન, અનુકંપા અને કાર્યોત્સાહનો તેમાં સમાવેશ થાય છે. આની સાથે કાર્યક્ષમતા જોડાવી જોઇએ. કાર્યક્ષમતા એટલે માત્ર આવડત અને શક્તિ જ નહિ, પણ વ્યક્તિગત તેમજ સમષ્ટિગત હિત માટે સ્થળમર્યાદાથી પર સર્વસામાન્ય અને સમૂહગત હિતમાં વધારેમાં વધારે ફાળો આપવાનો જુસ્સો અને કર્તવ્યભાન એમાં સમાઇ જાય છે. આ જ્ઞાનસંચાર અને કાર્યક્ષમતા બન્ને રાષ્ટ્રિય પુનર્વિધાન અને આર્થિક આબાદીને સમર્પિત થવાં જોઇએ. ગ્રામવાદી કાર્યનીતિના ભાગ તરીકે રાજકિય અધિકાર અને રાજ-સત્તા આ પરિણામોનાં સાધનો તરીકે લેખાવાં જોઇએ.

**કલમ–૫** આર્થિક સમતુલા અને સમતા માટે સત્તાનો ઉપયોગ.

ગ્રામવેદની પૂર્તિરૂપે ગ્રામસત્તાએ આર્થિકક્ષેત્રમાં સમતુલા અને સમતાની જરૂરીઆત સ્વીકારવી જોઇએ. દેશભરમાં વ્યાપ્ત અસંતોષ અને બેહાલી એ કામદાર, કિસાન અને પગારદારોની વિરૂદ્ધ થયેલા ધનનાં એકીકરણના બેહદ બોજાનું પરિણામ છે. હિંદની સમાજ વ્યવસ્થાને ભાંગી પડતી રોકવી હોય તો આ બોજો અદૃશ્ય

થવો જોઇએ. અત્યારે સમાજરચનામાં ભયંકર અને સ્પષ્ટ ચીરાડો પડી છે અને ઉલ્કાપાત થવાની તૈયારી છે. ગ્રામવાસી કાર્યનીતિ તેથી જાહેર કરે છે કે દરેક પ્રકારના હક્ક-દાવા અને લાગણીઓની ઉપરવટ જઈને આર્થિક સંબંધોને સમતાના ધોરણપર લઈ જવા જોઇએ. અને ગામડા અને શહેરોના ભિન્ન ભિન્ન વર્ગો વચ્ચે પ્રમાણસરની સમતુલા ફરીથી રચવી જોઇએ. સક્રિય વિરોધ આવશ્યકતા ન બતાવે કે ગુપ્ત પ્રતિકાર્ય અનિવાર્ય ન બનાવે તો **વર્ગ-ઉન્મૂલન** કરતાં નવાં ધોરણ પર **વર્ગસમાસ** પસંદ કરવો જોઇએ.

**કલમ-૬** ગામડા અને કિસાનો માટે સ્વયંપૂર્ણતા, આબાદી અને સ્વરાજ્ય મેળવવાને ધારામંડળોનો ઉપયોગ.

ગામડું બીનઆર્થિક બની ગયું છે, અને કિસાન ખેતી, કારીગરી કે નાના વેપાર મારફત ગુજરાન મેળવી શકતો નથી. ધારામંડળની સત્તા ગામડામાં આબાદી અને સ્વયંપૂર્ણતા પાછી લાવવાના ઉપયોગમાં લેવાવી જોઇએ. ગામડું દુનિયાથી છૂટું પડી જાય તો પણ તેનું નાગરિક અને આર્થિક જીવન કટોકટી કે ભંગાણ વગર ચાલ્યા કરે એવા સ્વાશ્રિત એકમ હોવામાં જ ગામડાની આર્થિકસત્તા સમાયેલી હતી. આવી સ્વયંપૂર્ણતાને લીધે જ યુદ્ધો અને આંતર્કલહોની વચ્ચે પણ ગામડું જીવંત રહ્યું હતું. મુલ્કી, લશ્કરી, આર્થિક અને વહીવટી ક્ષેત્રોમાંનું ગામડાંનું સ્થાનિક સ્વરાજ્ય એને કાયદેસર સાંપડે એ ગામડા માટે કરવું જોઈએ, અને સ્થાનિક કારોબારી અને :આર્થિકસત્તા તરીકે વહીવટીઅખત્યાર વાળી ગ્રામસંસ્થાઓ હોવી જોઇએ.

**કલમ-૭** સામાજીક ન્યાય અને ખાનગી મિલ્કતના સમન્વય માટે ધારા મંડળોનો ઉપયોગ.

આ જરાકે નવો સિદ્ધાંત નથી. એક હજાર અર્ધનગ્ન, અર્ધ-ભૂખ્યાંઓ વચ્ચે એક બીનજરૂરી શ્રીમંતાઈવાળો અને ગરીબોને

ચૂસવાને આતુર પાંચ પચ્ચીસ મધ્યમ વર્ગો હોય એવી વસ્તુ-સ્થિતિમાં જરાકે ન્યાય નથી. સારામાં સારો ઉકેલ તો એ જ લાગે છે કે આ શોષક–ચૂસક વર્ગને–એવા સામાજિક ધારાઓ અને આર્થિક નવરચનાથી ઉરાડી મૂકવો જોઈએ કે જેથી તેઓ જે કાર્ય બજાવે છે તે કાર્ય શ્રમજીવીઓનાં મંડળો કરી શકે. આ શોષક વર્ગે આ નૈતિક સ્થિતિને અનુકૂળ થવું જોઈએ; અને શ્રમજીવીઓના સત્તાવાહી, શોષક માલિકો નહિ, પણ પ્રણિધિઓ થવાનું સ્વીકારી લેવું જોઈએ. ગામડાં અને શ્રમજીવીવર્ગની નવા સમૂહગત અને સંયુક્ત અર્થ-તંત્રની નવરચનામાં મદદ કરવા અને સામાજિક અધિકારીઓમાં પૂરતા ભાગ સાથે સામાજિક સેવકો તરીકે નવી વ્યવસ્થામાં ગોઠવાઈ જવા તેમણે તત્પર થવું જોઇએ. આમાં કશીયે અટકાયત થાય તેની યોગ્ય સજા થવી જોઈએ.

મિલ્કત અને અંગત અને કૌટુંબિક માલિકી, સામાજિક ચોકઠું, માનવસ્વભાવ અને માનવઅંતઃર્ભાવ એકમેક જોડે સંકળાયલા હોવાથી ટકી રહે છે. પણ સામાજિક જુસ્સો અને ભાવનાઓ પુનર્જીવિત કરવાં જોઈએ. અને સામાજીક ન્યાયે ઓછામાં ઓછું એટલું તો નિશ્ચિત કરવું જોઇએ કે જે કામ કરવા શક્તિમાન અને તૈયાર હોય તે ભૂખે મરે કે દુઃખી થાય નહિ. ન્યાયી ધોરણ પર સામાજિક અર્થતંત્રનું નવવિધાન થવું જોઇએ, અને સામાન્ય કલ્યાણ અને રાષ્ટ્રિયશક્તિ માટેની ગામ, શહેર અને દેશના સમગ્ર સમુદાયની ફરજો અને જરૂરીઆતો સાથે સમન્વય સાધે, એ પ્રમાણે ખાનગી મિલ્કતની પ્રથા જોઇએ. આવા નિયમન માટે કાનૂની ધારાઓ ઘડવા જોઇએ.

**કલમ–૮** દેહાતી તેમજ શહેરની મજૂરીના ઉત્પાદન તેમજ લાભની સુયોગ્ય વહેંચણી માટે ધારામંડળોનો ઉપયોગ.

અત્યારની વ્યવસ્થામાં સામાન અને સામગ્રીઓનો ઉત્પાદક સૌથી ઓછો બદલો મેળવે છે. તેને થોડુંક મળે તો છે જ, પણ તે

વેપાર અને મૂડીના લાભ માટેના ઉપયોગી ઉત્પાદક **એકમ** તરીકે તેને ટકાવવા પૂરતું ઓછામાં ઓછું મળે છે. ખેતર, કારખાનાં કે દુકાનોના ગમે તે જાતના કે વર્ગના કામદારોને ઉત્પાદનના નફામાં ખેતી, કારખાનાં, વેપારધંધા કે ઉદ્યોગના નફામાં સમતાભર્યો (equitable) ભાગ મળવો જોઇએ. ઉત્પાદન અને તેના નફાની વિષમ અને અન્યાયી વહેંચણીના પરિણામે ઉપજેલી ત્રાસજનક આર્થિક અસમાનતાઓ, મૂડીવાદના ઇજારાવાળા દેશોના લોકો સમક્ષની જગત-ભરમાં ફેલાયેલી અથડામણનું મૂળ છે. બધી આર્થિકપ્રવૃત્તિઓ તદ્દન અંગત નફાખોરીની ખાનગી વસ્તુ ના ગણાવી જોઇએ, પણ સામાજિક અને રાષ્ટ્રિયસંપત્તિ તરીકે લેખાવી જોઇએ. અને એ બધી પ્રવૃત્તિઓમાં શ્રમ અને કાર્યના બદલાનું નિયમન ધારાસભાઓએ કરવું જોઈએ.

**કલમ–૯** સમાજોપયોગી સેવાઓ અને કરભારણના સમતાપૂર્ણ વિભાગ માટે ધારામંડળોનો ઉપયોગ.

કરભારણની આખી પદ્ધતિને નવું રૂપ આપવાની જરૂર છે. સત્તારૂઢ અમીરશાહી કે સ્થાપિત હિતોના લાભ માટે વહીવટ કે રાજ્ય ટકાવી રાખવું એ કરભારણનો હેતુ ન હોઇ શકે. રાજ્યને સામાજિક, સાંસ્કારિક, આર્થિક અને રક્ષણવિષયક કર્તવ્યો હોવાં જોઇએ. આ જવાબદારીના સંકલિત પાલન માટે વહીવટીતંત્રની નવરચના થવી જોઈએ. આ કર્તવ્યોના ખર્ચને પહોંચી વળવા માટે લોકોની પણ એ જ પ્રકારની, શ્રમ અને ફાળો આપવાની, અનુષંગી ફરજો ઉત્પન્ન થાયછે. આ ગોઠવણ માટે જરૂરી સેવાઓ, અને આવશ્યકતાઓ પૂરી પડે એવી રીતે આખી કર પદ્ધતિ ફરીથી વિચારવી પડશે. હાલનાં કર–માનનું વજન ભયભરેલીરીતે ધનિક અને મિલ્કતદાર વર્ગનાં લાભમાં, અને ગરીબ, મધ્યવર્ગ અને શ્રમજીવી સમુદાયના ગેરલાભમાં છે. કરમાં ઘટાડાની જરાકે શક્યતા નથી. સ્વતંત્ર દેશ

તરીકે વધતી જતી રાષ્ટ્રિય જરૂરીઆતો અને લોકોને માટેની વધારે સારી અને કુશળ સેવાઓને લીધે લોકો તરફનો ફાળો પણ વધતો જવો જોઇશે. આ ફાળો શ્રમ, સામગ્રી અને રોકડના રૂપમાં લેવાવો જોઈએ. લોકોના દરેક વર્ગ અને દેશના જુદા જુદા વિસ્તારો વચ્ચે નવી કરપદ્ધતિએ રાષ્ટ્રિય બોજાની સુયોગ વહેંચણી કરવી પડશે. ઉપલા વર્ગનાં હિત અને જોખમના પ્રમાણમાં તેમનો ફાળો હોવો જોઈએ. પણ બધું કરભારણ આવક, સંપત્તિ અને અનામત સાધનો વધારે એવી રીતે યોજાવું જોઇએ.

**કલમ-૧૦** રાષ્ટ્રિય સલામતી અને રક્ષણાત્મક તૈયારી પર એકાગ્રતા.

રક્ષણાત્મક તૈયારી અને રાષ્ટ્રિયસલામતી દૃઢ કરવી એ દરેક રાજ્યની પ્રધાન ફરજ છે. રાષ્ટ્રિયસલામતી ને રક્ષણને માટેની તૈયારી વિષે સુઘટિત યોજના અને સંકલન જોઈએ, અને રાષ્ટ્રની પ્રાદેશિક અભેદ્યતા, આંતરિક સુવ્યવસ્થા, અને સાર્વભૌમ અધિકાર અસ્ખલિત અને અભંગ જળવાય એ લક્ષપર સમગ્ર દેશની શકિતનું એકીકરણ થવું જોઈએ. આમાં સિદ્ધાંત એકીકરણનો છે, અને તેનો અર્થ ગ્રામસંસ્થાઓ અને કરોડો ગ્રામવાસીઓના તાલીમબદ્ધ અને વ્યવસ્થિતબળથી રાષ્ટ્રિય રક્ષણ રચવાના કાર્યપર રાજ્ય અને પ્રજાનું ધ્યાન અને શકિત એકાગ્ર કરવાં એવો થાય છે. આ રાષ્ટ્રિય રક્ષણ એટલે દેશ, રાષ્ટ્રિયતા, એકતા, રાજવ્યવસ્થા, આર્થિકતંત્ર અને સ્વાધીન બંધારણનું રક્ષણ.

**કલમ-૧૧** રાષ્ટ્રિય પુનર્રચના માટે દરેક વ્યકિતઓ, પક્ષો અને હિતો સાથે સહકાર.

રાષ્ટ્રિય પુનર્રચના એ બધી પ્રજાનું કાર્ય છે, અને બધા વર્ગો અને હિતોએ આ કાર્યમાં સંયુકત ફાળો આપવો જોઇએ. એ

કાર્ય સહકારની નીતિપર થવું જોઇએ. અને જે વર્ગ સહકારની નીતિ કે પુનર્રચનાનું કાર્ય વિફળ કરવા મથે તેમણે તેવાં પગલાંનાં પરિણામ વેઠવાં જોઇએ.

**કલમ-૧૨** અતાત્ત્વિક બાબતોમાં, રોજબરોજના વહીવટની વિગતોમાં અને સમાજગત જીવનમાં તડજોડનો સિદ્ધાંત.

નીતિ, કાર્યક્રમો કે લક્ષ્યો ગમે તે હોય પણ તે પ્રજાને માટે છે, અને રોજબરોજના વહીવટી કાર્યમાં તેને વહીવટીતંત્રે અમલમાં મૂકવાના છે. અંગત અને પક્ષગત તેમજ સ્થાનિક અને પ્રાદેશિક થોડા અગત્યના સવાલો અને ઝઘડાઓ ઊભા થાય જ, અને તેનો નિવેડો સમજાવટ અને સમાધાનથી થવો જોઇએ. આવા સવાલોને વિકસવા દેવા નહિ, અને રાજ્યની સામાન્યનીતિ કે કાર્યપર તેની અસર થવા દેવી જોઇએ નહિ. ગ્રામવાદ તો મૂળ સિદ્ધાંતોપરત્વેજ અફર છે, કાર્યના અમલ માટે વહીવટી છૂટછાટની છૂટ આપે છે.

**કલમ-૧૩** ગ્રામવાદ અને દેશના કાર્ય માટે પક્ષ અને સંઘો સાથે જોડાણ.

ગ્રામવાદ અને દેશનું કાર્ય સર્વોપરી છે. હિંદના આર્થિક, આધ્યાત્મિક અને ભાવનાત્મક પુનર્વ્યવસ્થાના સમન્વય જેવા ગ્રામવાદ અને દેશનાં હિતો બીજા બધા હેતુઓ અને ધ્યેયો કરતાં અગત્યના લેખાવા જોઈએ. ગ્રામવેદના કાર્ય માટે જુદાજુદા પક્ષો અને સંસ્થાઓ જોડે જોડાણ કરવું જોઇએ; જેથી વધારેમાં વધારે એકત્રિત ટેકો મળે.

સહકાર, સમજાવટ, સમાધાન, સંગઠ્ઠન અને એકીકરણના આ પાંચ સિદ્ધાંતો, ગ્રામવેદની સફળતાને ગ્રામવાદી રાજ્યની સ્થાપના માટેના અનિવાર્ય સત્યો જેવા છે.

**કલમ–૧૪** રાજ્યની બાબતો, નીતિ અને વહીવટમાં વ્યક્તિ-વાદનો સર્વાંશે લોપ.

**કલમ–૧૫** કોઈપણ વ્યકિત કે સંસ્થાના દેવત્વનો અસ્વીકાર.

જાહેરકાર્યોમાં વ્યક્તિત્વની અસર ઘણી મોટી છે. પણ વ્યક્તિત્વ એ વ્યક્તિવાદથી તદ્દન અલગ છે. વ્યક્તિવાદ એ જાહેર બાબતોમાં એક પ્રકારની મનોદશા છે. જેમાં વ્યક્તિગત અભિમાન કાર્યપર અસર કરે છે. પોતાની શ્રદ્ધા, ચીવટાઈ, આગ્રહ, ભાવના-મયતા, પ્રયત્ન કે સાહસને લીધે કોઇ વ્યકિત જાહેર રાષ્ટ્રિય કામોમાં કોઈ ચળવળ કે ધ્યેય સાથે એકરૂપ બની જાય, અથવા આર્ષ-દર્શન, બુદ્ધિ કે શકિતને લીધે કોઇ વ્યકિત એક પ્રજાની આંકાક્ષા અને માનસનું પ્રતીકબની જાય, અથવા પ્રતિભા અને ચારિત્ર્યની પ્રેરણા અને બળથી કોઇ વ્યક્તિ કરોડોની લાગણીઓ, તર્કશકિત, કલ્પના અને વફાદારી પર કાબૂ મેળવે અને તેમનાં હૃદય પર આધિપત્ય સ્થાપે. પણ લોકોએ હંમેશાં એટલું યાદ રાખવું અનિવાર્ય છે કે એક પુરુષના વ્યકિતત્ત્વ અને તેનાં કાર્યનું અલગ અલગ મૂલ્યાંકન થવું જોઇએ. આજે જેટલા પ્રમાણમાં એક વ્યકિત કોઇ મહાકાર્ય કે મહા-સિદ્ધાંતમાં પોતાની જાતને લય પમાડે, અને પોતાનું વ્યકિતત્વ દેશના વ્યકિતત્વને વશ વર્તી બનાવે તેટલા પ્રમાણમાં તે વ્યકિતની મહત્તા છે. જગતે આ સર્વોચ્ચ ગુણવાળા બહુ જ થોડા માણસો ઉપજાવ્યા છે, જે ગુણને લીધે સોક્રેટીસ, વોશિંગ્ટન, લીંકન અને લેનીન સંસ્કાર, લોકશાહી અને માનવઉત્ક્રાંતિના યુગ વિધાયકો થઇ શકયા છે.

જેથી કોઇ વ્યકતી કે સંસ્થાને ઇશ્વરદત્ત સત્તા કે અનિવારણિય-તાનો ખ્યાલ આવે એવી કોઇ જાતની દેવભાવનાનું તે વ્યકિત કે સંસ્થામાં આરોપણ થવું જોઈએ નહિ. આપઅખત્યારીને તાબે

થાય ત્યારે તે પ્રજાનાં તાજગી અને શ્રદ્ધાના પતનનો આરંભ થવા લાગે છે. કારણ કોઇ શકિતશાળી વ્યકિતની ઇચ્છા કે ઇરાદાથી વિરોધ કે પ્રતિકારથી બીજી વ્યકિત કે વર્ગને નુકસાન થશે એવા ભયને ચાલબાજીથી સજીવન કરાય તો જ આવી તાબેદારી ઉદ્ભવે છે. નરમ આજ્ઞાંકિતતા કે અદૃઢ વિરોધના દરેક આવિષ્કારથી આ તાબેદારી વધારે દૃઢ અને વિસ્તૃત બનતી જાય છે. અને આખરે તે વ્યકિત ૧૪ મા લુઈ પ્રમાણે રાજ્યને પોતાની અનિવાર્ય જરૂર છે એમ માનવા લાગે છે.

કોઇપણ મુકત અને સત્ય લોકશાહી માટે આ ભયજનક છે. છતાં એટલું કબૂલ કરવું જોઈએ કે રાજનીતિ, ધારાકાર્ય, અર્થ તેમ રક્ષણ અને રાષ્ટ્રિયકાર્યોમાં કેટલીક વ્યકિતઓ બીજાઓને ટપી જશે જ. અને તેમનાં કાર્ય અને મૂલ્યને લીધે સન્માન અને ભકિત મેળવશે જ. એટલું જ નહિ પણ તેઓ લોકમાનસ પર પ્રધાન લાગવગ અને સત્તા પણ જમાવી શકે. કટોકટીને પ્રસંગે કે કોઇ મહાનકાર્ય કે નિર્ણયાત્મક પગલાંને સમયે કોઇ વ્યકિતઓ લોકનાં માનસ અને ઉત્સાહને વશ કરે અને લોકની ઇચ્છા અને શકિતને કોઈ મહાન ચળવળ કે સાધના માટે પ્રેરે: પણ લોકોનાં મન કે ઇચ્છાને નિર્બળ અને નિઃસત્વ કરે, અથવા તેની સ્વતંત્ર અને સમૂહગત ઉચ્ચારણ અટકાવે એવા ખટપટી પ્રયાસોનો વિરોધ અને પ્રતિકાર થવો જોઇએ, અને સંસ્થાગત કે રાષ્ટ્રિય વફાદારીને સ્થાને વ્યકિતગત વફાદારી સ્થાપવાના દરેક પ્રયત્ન સામે સાર્વત્રિત પ્રકોપ ભભૂકવો જોઈએ અને લોકશાહીના સિદ્ધાંતોની જાળવણી અને પુનર્સ્થાપના તેમજ લોકોની મુકત અને સ્વાધીન ઇચ્છાના સર્વદેશી ઉચ્ચારણ અને સ્થાપન માટે આવા પ્રયત્ન સામે બળવો થાય તે પણ ન્યાયયુકત છે.

રાજનીતિના ઘડતર અને દોરવણી, અને વહીવટી કાર્ય વગેરે

રાજ્યની દરેક બાબતમાં અંગત તત્ત્વ નામશેષ થઈ જાય એ પૂરતી જાગતી તકેદારી રાખવી એ એટલું જ અગત્યનું છે. અને આવી કોઈ વ્યક્તિવાદી વ્યક્તિ પોતાની અસંગતતા સમજે ત્યાંસુધી તેને પરિપૂર્ણ અવગણવાનો લોકોએ સ્વભાવ જ પાડી દેવો જોઈએ.

રાષ્ટ્રની બાબતોમાં સિદ્ધાંત, ધ્યેય, લક્ષ્ય, હેતુ, કાર્યનીતિ એ જ સર્વોચ્ચ ગણાવાં જોઇએ. અને વ્યક્તિઓ અને પક્ષો તો માત્ર રાષ્ટ્રિયસિદ્ધીમાટેનાં સાધનો કે નિમિત્તો તરીકે અક્ષરશઃ ગણાવાં જોઇએ.

ગ્રામવેદે તેથી રાજ્ય અને હિંદી પ્રજાતત્ત્વ માટેની પોતાની નીતિની મુકરર કલમો તરીકે આ સિદ્ધાંતો નક્કી કર્યા છે.

**કલમ–૧૬** પક્ષ કે સંસ્થાની હરિફાઈના કારણસર અથવા કોઈપણ વ્યક્તિ, પક્ષ, સંસ્થા, વહીવટી કે ધારાનિર્ણિત મંડળ કે રાજકિય, સામાજિક કે આર્થિક સંજોગો સામે અણરાગ, અસંતોષ, વગોવણી કે ટીકાના કારણસરઃ અથવા—હિંસા, અત્યાચાર, અટકાયત કે ગુપ્ત પ્રતિક્રિયા, કે હિંસા કે અત્યાચારની ધમકી વિના માત્ર સુધારો કે સ્થિતિપલટાની આવશ્યકતા જાહેરાત કરવા, કે કોઈ ધારો કે કાર્યનીતિના ગેરલાભ કે હાની જાહેર કરવાના હેતુથી રાજ્ય કે વહીવટી સત્તામાંના સક્રિય વિરોધના કારણસર, કોઇપણ વ્યક્તિ સમૂહ કે સંસ્થાને દમન, પ્રતિબંધ કે સજાથી મુક્ત રાખવા.

રાજકારણ અને જાહેરજીવનમાં સત્તા અને પદવીનો લોભ અને ઈર્ષાની ભાવના એટલાં તીવ્ર બને છે કે જ્યારે કોઈની અંગત પદવી કે પ્રતિષ્ઠાનો સવાલ આવે ત્યારે ન્યાય અને સાફદિલીની સામાન્ય વૃત્તિ લોપ થાય છે, અને માણસો સમૂહમાં કામ કરે છે. તેથી પક્ષની મનોવૃત્તિ માટે પણ આ સત્ય છે. ખરા લોકશાહી રાજ્યમાં ટીકાનું સ્વાતંત્ર્ય અને વિરોધની છૂટ હોય છે જ. અને તેથી ટીકાખોર

કે વિરોધી: વ્યક્તિઓને ખુલ્લી કે ગુપ્ત હાની કે ઈજા થાય નહિ તેની પ સરખીજ બાંહેધરી જોઈએ. માનવ સ્વભાવના સ્વરૂપ પ્રમાણે મહેરબાન અને ખફાદષ્ટિ, મિત્રો અને શત્રુઓ, અનુયાયીઓ અને વિરોધીઓ હોવા નાજ. પણ આ બધું ખેલદિલીના જુસ્સાથી જ થવું જોઈએ. અ હિંદનું જાહેર જીવન અને રાષ્ટ્રિય કારોબારી સાફદિલી અને દિલ વરીના ઉચ્ચ ધોરણે નિયંત્રિત થવાં જોઈએ. યુરોપના દેશો અ જાપાનમાં પક્ષ, જાતિ, રાજ્ય કે સામ્રાજ્યને નામે જે પાશવિ અને અમાનુષી અત્યાચારો પ્રવર્ત્યાં અને પ્રવર્તે છે તેને હિંદ કદ સાંખી લે નહિ.

આટલા માટે જ પોતાના મતને વળગી રહેવા અને માન્યતા અનુસરવા માટે હરકોઈ પ્રકારની વ્યક્તિગત અડચણ નાબૂદ કરવ માટે આ કલમમાં ગ્રામવેદે કાર્યનીતિનો વિગતવાર સિદ્ધાંત વર્ણવ્યો છે

**કલમ-૧૭** કાયદાને અનુસરીને જાન અને મિલ્કતની સલામતી

**કલમ-૧૮** રાષ્ટ્ર અને રાજદ્રોહ સિવાય મિલ્કતની જપ્તી સામે પ્રતિબંધ.

કાયદો તો સામાજિક વલણો, રાજકિય કાર્યનીતિ અને આર્થિ આવશ્યકતાઓનું પ્રતિબંબ છે. આ વસ્તુઓમાં થતા ફેરફારો કાયદામ પ્રતિબિંબિત થવાના અને કાયદા મારફત પણ આવા ફેર ફારો થવાના. કાયદાએ દેશની દરેક વ્યકિતનાં શરીર અને મિલ્કતનુ રક્ષણ કરવું જોઈએ. પણ કાયદો વ્યકિતગત મિલ્કત કે આવકની મર્યાદા આંકી શકે, અને દેશ અને પ્રજાના સામાન્ય હિત સાથે એક વ્યકિત જેટલે અંશે સુસંગત કે અસંગત હોય તેટલે અંશે કાયદો તેના શરીરની સલામતી બાબત નિર્ણય કરી શકે.

જે વ્યક્તિઓની પ્રવૃત્તિઓ રાજદ્રોહી માલમ પડે તેમના પર કામ ચલાવવાની નિશ્ચિત પદ્ધતિ અને નિશ્ચિત સજા માટે કાયદામાં પ્રબંધ ઘડાવો જોઈએ. હિંદની સાર્વભૌમતા, અભેદ્યતા, એકતા અને

સંગઠિતતા કે રાજ્યની સત્તાની કાર્યક્ષમતા અથવા રાજ્યપ્રથા કે આર્થિકતંત્રમાં વિક્ષેપ નાખે એ રાજદ્રોહનો અર્થ હોવો જોઈએ. રાજદ્રોહ આંતર કે બાહ્ય હોઈ શકે. પરદેશના લશ્કરી કે પ્રચાર-કામી પગપેસારા કે હુમલાખોરીને ઉત્તેજનમાં રાજદ્રોહ હોય. સહકારતંત્રમાં વિક્ષેપથી કે ઉદ્યોગ, વ્યાપાર કે વ્યવહારસાધનોમાં ગુપ્ત અટકાયતથી રાજદ્રોહ થઈ શકે. ગ્રામવેદ પ્રમાણે ગ્રામવાદી સમન્વયના સિદ્ધાંતોના ધોરણ પર અને સામાજીક–આર્થિકતંત્રનું ગ્રામવાદી બંધારણના વિકાસ અને સ્થાપનાના ધોરણ પર રાજદ્રોહનો કાયદો રચવો પડશે.

**કલમ–૧૯** દેશ, સમાજ અને રાજ્યની જરૂરીઆતો માટે આવક અને મિલ્કતપર કરભારણ.

રાજ્યની જરૂરીઆતો તો સામાન્ય વહીવટી ખર્ચ પૂરતી મર્યાદિત હોય; પણ સમાજને સાંસ્કારિક અને આર્થિક પુનર્વ્યવસ્થાની આવશ્યકતા છે, અને હિંદને અસાધારણ વેગવાન અને વિસ્તૃત પુનર્રચના અને રક્ષણાત્મક પગલાંઓની જરૂરત છે. મિલ્કત અને આવક પર કરવેરાની ગોઠવણ આ અનેકવિધ જરૂરીઆતોને પહોંચી વળે એમ યોજવી જોઇએ. પણ લોકોની સામાન્ય અને આર્થિક સ્થિતિમયતા સચવાવી એટલું જ નહિ પણ વધવી જોઈએ, અને દેશની સામાન્ય દોલત વધે એ બે કેન્દ્રગત સિદ્ધાંતો આવી કોઈપણ ગોઠવણમાં પળાવા જોઈએ. લોકોની આબાદી અને દેશની શક્તિ જળવાઈ રહે એવી ક્રમિક કરપદ્ધતિ ગ્રામવાદમાં અર્થશાસ્ત્રીઓ અને વિશેષજ્ઞોએ ઉપજાવવી પડશે, અને આ માટે તેઓ સોવિયેટ રશિયા, મંહતવાદી જર્મની અને ઇટાલી તેમજ બ્રિટન, ફ્રાન્સ, અમેરિકા અને ઝેકોસ્લો-વેકીઆના અનુભવોમાંથી સારગ્રહણ કરશે.

**કલમ–૨૦** મિલ્કત–આવક કે અધિકારના સંગ્રહણ બદલ સામાજિક બદલો.

કેટલીક બાબતોમાં આવક, અધિકાર કે મિલ્કત લઇ લેવી પડે એવી વસ્તુસ્થિતિ ગ્રામવેદના ધ્યાનમાં છે. સંપૂર્ણ જપ્તી, કે મૂડીવાદી પદ્ધતિ પ્રમાણે આર્થિક બદલો આપી સંગ્રહ કરવું એ બન્ને માર્ગ ગ્રહણ કરવાના નથી. ગ્રામવેદ તો એક વ્યક્તિ કે વર્ગને ઓછામાં ઓછી હાની સાથે સામુદાયિક હિત સાધવા પ્રયત્ન કરે. ગ્રામવેદ બદલો આપશે, પણ તે સામાજિક બદલો હશે, અને સંગ્રહણનો પ્રકાર મર્યાદા અને અસર પ્રમાણે, તેમજ જે વ્યક્તિઓના હિતનું ગામ, પ્રદેશ, દેશ, રાષ્ટ્રનીતિ, જરૂરીઆત કે અકસ્માત સંજોગોને લીધે સંગ્રહણ કરવું પડે તે વ્યક્તિઓના જીવનધોરણ, કૌટુંબિક જવાબદારીઓ, જરૂરીઆતો અને સામાજિક પદવી પર આ સામાજિક બદલાનો આધાર રહેશે.

**કલમ-૨૧** શ્રમના સુયોગ બદલાના મજૂરોના અધિકાર સિદ્ધ કરવા ( તેમજ કાર્યક્ષમતા, ગુણ, જથ્થો, જરૂરીઆત અને નફામાં ભાગીદારીના ધોરણોએ આ બદલાનું માપ લેવાનું છે. )

કાર્યનું મૂલ્યાંકન ગુણ અને જથ્થાની કાર્યસાધકતાના ધોરણ પર જ થવું જોઇએ. મજૂરના પગાર અલ્પતમ જરૂરિઆત વત્તા કુશળતાના ધોરણ પર રચાય, પણ તે એકસરખા કે સાર્વત્રિક હોઇ શકે નહિ. સ્થાનિક સંજોગો અને પરિવરો પ્રમાણે તેમજ જુદા જુદા ધંધાઓ અને ઉદ્યોગો પ્રમાણે તેમાં તફાવત રહેવાનો જ. અને ટાટા કું.એ સાબિત કરી બતાવ્યું છે તેમ મોટા પાયાપરના કાર્યોમાં નફામાં ભાગીદારી એ જ સાધ્ય આદર્શ હોવો જોઈએ.

**કલમ-૨૨ શ્રમજીવીઓને તેમની સંખ્યા અને ઉત્પાદનના કુલ મૂલ્યના પ્રમાણમાં ધારામંડળોના પ્રતિનિધિત્વમાં હિસ્સો આપવો, અને ઉદ્યોગની આબાદી દૃઢ કરવા અને શ્રમજીવીઓમાં સ્વમાન ખીલવવા માટે વહીવટમાં અંશતઃ હિસ્સો અપાવવો.**

શ્રમજીવીઓ આખા દેશની કુલ આવક અને સમૃદ્ધિમાં ફાળો આપે છે. દ્રવ્યના ઉત્પાદક તરીકે તેમને ધારાપ્રથામાં ભાગ મેળવવાનો હક્ક છે. અને દેશ સમસ્તમાં ઉત્પન્ન થતા દ્રવ્યમાં તેમના ઉત્પાદનનું જેટલું પ્રમાણ હોય તે પ્રમાણમાં ધારાપ્રથામાં તેમનો હિસ્સો જોઈએ. કારખાનાં, ઉદ્યોગગૃહો અને બીજા શહેરવાસી મજૂરો રાજ્યમાં પ્રધાનસત્તા મેળવવાની આશા રાખી શકે નહિ. શ્રમજીવી વર્ગ પોતાની મજૂરીમાંથી અધિકતમ બદલો મેળવે એમાં ગ્રામવેદ એમને ટેકો આપવા માગે છે. વળી ધંધાઉદ્યોગમાં શિસ્ત, કાર્ય-સાધકતા અને સફળ વહીવટ, તેમજ દેશની જરૂરીઆતોને બાધ ન આવે એવીરીતે ધંધા કે ઉદ્યોગની આબાદી વધારવાને મંત્રણા કે નિરીક્ષણના કાબૂથી તેના વહીવટમાં ભાગ લઇ શ્રમજીવીઓ નવી જવાબદારીઓ અને નવાં ગૌરવ મેળવે એમ ગ્રામવેદ ઇચ્છે છે. અને તેથી ગ્રામવેદ શ્રમજીવીવર્ગપાસે નૈતિક ફરજ અને જવાબદારી તરીકે એટલી અપેક્ષા રાખે છે કે નવી અર્થવ્યવસ્થા અને ગ્રામવેદી સમન્વય રચવામાં તે પોતાની આત્મશક્તિ અને પ્રાણ રેડશે.

**કલમ–૨૩** પોતાના શેઠો પાસેથી જાહેર સવલતાઓ અને સમાજોપયોગી સેવાઓનો હક્ક શ્રમજીવીઓને અપાવવો.

મજૂરોના માલિકો શ્રમજીવી વર્ગનાં રહેઠાણુ અને આરોગ્યવિષયક સગવડો, કેળવણી, પ્રમોદ, તંદુરસ્તી અને સ્વાસ્થ્યમાં નિર્ણિત ફાળો આપશે એવું ગ્રામવેદ સાધશે. સ્થાનિક સત્તા જો આર્થિક રીતે આબાદ હોય તો તે અને સરકાર ઉદ્યોગ અને ધંધા સાથે આના ખર્ચમાં ફાળો આપે. જ્યાંસુધી ખાનગી નફાખોરી છે ત્યાંસુધી મૂડીદારો અને ઉદ્યોગપતિઓને લાભ કરવા માટે કુશળ મજૂરીનો સામાજિકખર્ચ રાજ્ય ઉપાડે જ નહિ. ગ્રામવેદ આવી સેવાઓ અને અધિકાર માટેના ધારાઓ રચવામાં મદદ કરશે.

**કલમ–૨૪** બાહ્ય આક્રમણ કે આંતરિક ક્ષોભના સંજોગમાં રાષ્ટ્રિય પુનર્રચના અને રાષ્ટ્રિયસલામતી માટે મજૂરોનું સંગ્રહણ (conscription)

સ્વારી કે બંડ, એ દેશને જીવનમરણના જોખમની વસ્તુઓ છે. આવી કટોકટી વખતે શ્રમજીવીઓએ પોતાની શ્રેષ્ઠ સેવા દેશને આપવી જોઇએ. આર્થિક સમતા અને સામાજિક ન્યાય સ્વીકારતા રાજ્યમાં રાષ્ટ્રિય પુનર્રચના તો વિશેષજ્ઞો અને નેતાઓની મદદથી મૂડીદારો તેમ શ્રમજીવીઓએ કરવાનું કાર્ય છે. આવી પુનર્રચના અલ્પતમ મજૂરી, વ્યાજ અને નફો અને યોગ્ય ઘસારાફંડ, અનામતફંડ, અને કામદારોના કલ્યાણ માટેની યોજનાઓમાં યોગ્ય ફાળો આપ્યા પછી વધેલા નફામાં ભાગીદારીના ધોરણપર થવી જોઇએ, અને કામદારોએ તેમાં આનંદથી ફાળો આપવો જોઇએ.

**કલમ–૨૫** હથિયારના કારખાનાંઓ, વાહનવ્યવહારો અને વ્યવહારસાધનોની રાષ્ટ્રિયતા.

હથિયારોનો ઉદ્યોગ જો મૂડીવાદી નફાખોરી માટે ચલાવવામાં આવે તો દૂષણરૂપ થાય છે. સ્વાતંત્ર્ય, સ્વમાન, અભેદ્યતા અને ઉદ્યોગનું રક્ષણ કરવામાં દેશને સહાયરૂપ થવાનું જ એનું એકમાત્ર કાર્ય છે. એજ પ્રમાણે વાહનવ્યવહાર–રેલ્વે, રસ્તા, જળમાર્ગ કે વાયુમાર્ગ–પણ આખા રાષ્ટ્રની મિલ્કત છે, અને તે મૂડીવાદીનો અવિભક્ત નફાખોર–ઇજારો બનાવી શકાય નહિ. તાર, ટેલીફોન, કેબલ અને બ્રોડકાસ્ટીંગ વગેરે વ્યવહારસાધનો પણ ખાનગી ધંધા બની શકે નહિ. રાજ્યના રક્ષણની આ આધારરૂપ કડીઓ છે અને આ બધાને દોરવવાનો, કાબૂમાં રાખવાનો, નિયમિત કરવાનો રાજ્યને હક્ક છે.

રાજ્યની સંપૂર્ણ માલિકીના અર્થમાં રાષ્ટ્રિયકરણ તાત્કાલિક વ્યવહારૂ કે સહાયકારક ન હોય, પણ રાજ્યહકુમત, રાજ્યભાગ અને દોરવણી અને કાબૂના અર્થમાં રાષ્ટ્રિયકરણ તો થવું જ જોઇએ.

**કલમ–૨૬** ગ્રામપ્રજાઓનું લશ્કરીકરણ.

પ્રાગ્બ્રિટિશ રાજાઓ જેમાંથી પોતાનાં લાખો સૈનિકો મેળવતા હતા, અને જેમને ૧૮૫૭ પછી બ્રિટિશ સત્તાએ બીનલશ્કરી બનાવ્યા છે તે ગ્રામપ્રજાને ફરીથી સર્વાંશે લશ્કરી બનાવવી જોઇએ. હિંદની પ્રજાઓની મર્દાનગી અને શક્તિના પુનર્જન્મ માટે કોઈ પ્રયત્ન વધારે પડતો નથી, કોઈ ખર્ચ અસહ્ય નથી. મહાન પયંગબરો અને દેશભક્તોના એ શિસ્ત અને મર્દાનગીભર્યા સંદેસા પ્રજાના આવા તાલીમબદ્ધ અને રાજકારણી સમાનતાવાળા લશ્કરીકરણથીજ ચેતનવંતા બની શકે.

**કલમ–૨૭** સ્થાનિકરક્ષણ, પ્રાદેશિક સલામતીઓ અને રાષ્ટ્રિય બચાવ માટે ગામડાંઓની સાધનસજ્જતા.

એક સંયોજિત રક્ષણયોજના પ્રમાણે બધાંયે–સાડા સાત લાખ ગામડાં પુર્નવ્યવસ્થિત કરવાં જોઇએ. દરેક ગામ એવી રીતે તાલીમબદ્ધ અને શસ્ત્રસજ્જ થવું જોઇએ કે સાધનો અને સૈન્ય મેળવવા માટે તે ક્ષેત્ર અને અનામત સાધન બની શકે. અલગ પાડી નાખે એવી કટોકટીના સંજોગોમાં પણ આંતરિક શાંતિ અને સ્વાયત્તરક્ષણ જળવાઈ શકે એવા સંગઠિત સમૂહો ગોઠવાય એવીરીતે ગામડાઓનું સંયોજન કરવું જોઇએ. આ તાલીમ અને શિસ્તસજ્જતાની પાછળ રાષ્ટ્રિય રક્ષણ એજ પ્રધાન હેતુ હોવો જોઈએ. અને તેનું ધ્યેય હિંદ અને ગ્રામવાદી સત્તા–સોક્રાવીરેનની અભેદ્યતા, એકતા, સાર્વભૌમતા જાળવવાનું હોવું જોઇએ.

**કલમ–૨૮** હવાઈ અને દરિયાઇ રક્ષણોની અભેદ્યતા.

હિંદનું હવાઈ રક્ષણ હિંદને હવાઇહુમલાની અસર કે પરિણામથી અલિપ્ત રાખે એવીરીતે થવું જોઇએ. રાષ્ટ્રિયરક્ષણ એવી રીતે યોજાવું જોઇએ કે હિંદના કિનારે કોઇ શત્રુ ઉતરી શકે નહિ. વાયુ અને સમુદ્રમાં અભેદ્યતા એ સ્વતંત્ર હિંદની કેન્દ્રગતનીતિ જોઇએ.

**કલમ-૨૯** બધાં રક્ષકદળો ઉપર સર્વોચ્ચ બીનલશ્કરી કાબૂ.

લશ્કરી અખત્યાર અને લશ્કરી સરમુખત્યારીથી હિંદે સાવચેત રહેવું જોઇએ. આ ભયનો પુરાવો તેના જૂના ઇતિહાસમાંથી સાંપડે છે. સુન-યાત-સેને પ્રજાસત્તાક સ્થાપ્યા પછી ચીનમાં મચેલો ઉત્પાતઃ માર્શલ-ચાંગ-કાઇ-શેકની પ્રતિભા અને આગ્રહે ક્યુ-મીન-ટી-આંગ એકત્ર કરી અને જાપાનની હુમલાખોરીએ હેતુ અને કાર્યમાં સામાન્ય એકતા પ્રેરી અને સ્થાપી ત્યાં સુધી પ્રાંતમાં ઝઘડતા, અને એકતા અને મધ્યસ્થ સત્તાને નકારતા લશ્કરી હાકેમોઃએ હિંદ માટેનો આધુનિક પદાર્થપાઠ છે. હિંદી પ્રજાએ રાજકારણીઅમલ, મુલ્કી વહીવટ, નાણાં પ્રકરણ કે ઉદ્યોગમાં તરી, ખુશ્કી, કે હવાઇદળ તરફની તલમાત્ર દરમ્યાનગીરી ચાલવા દેવી જોઈએ નહિ. જાપાનમાં ગૃહરાજકારણ અને આર્થિક અને પરદેશની નીતિમાં લશ્કરીવાદીઓની હકુમત છે, અને તેણે કોરીયા, મંચુરિયા, અને ચીન પર અત્યાચારો કર્યા છે. એ હકુમત સીઆમ અને હિંદ તરફ ધપવા માગે છે અને દૈવીપ્રજા તરીકે જાપાની સર્વોચ્ચતાની આધારહીન કલ્પના ખાતર જાપાનના આમવર્ગને તે સામાજિક અને આર્થિક ગુલામીમાં દાબી રાખે છે. હિંદને માટે આ સર્વોપરી પદાર્થપાઠ છે. રક્ષણ દળો હિંદનાં સર્વોપરી ધારામંડળ અને કારોબારીના મુલ્કીકાબૂને સર્વાંશે અને નિર્બંધ રીતે આધીન રહેશે એવો સિદ્ધાંત હિંદી પ્રજાએ ધર્મસિદ્ધાંત પ્રમાણે પોતાના બંધારણમાં જ વણી લેવો જોઇએ.

**કલમ-૩૦** ઉત્પાદન અને વહેંચણીપર રાજ્યનો કાબૂ.

આમાં સ્વયંસંપૂર્ણતા અને બધી પ્રજાની જરૂરીઆતો અને સામગ્રીઓનો યોગ્ય પૂરવઠો એ મુખ્ય ખ્યાલ છે. તેથી કોઇ વસ્તુમાં ઘટાડો ન પડે, અને અનાવશ્યક વધારે પડતું ઉત્પાદન ઓછામાં ઓછું થાય એટલા માટે યોજનાપૂર્વકનું ઉત્પાદન અને નિયંત્રિત વહેંચણી થાય એ જરૂરનું છે.

**કલમ–૩૧** લોકોપયોગી સેવાઓ પર રાજ્યનો કાબૂ.

બધી જાહેર લોકોપયોગી સેવાઓ ખાસ કરીને વિદ્યુત, સીંચાઈ અને વ્યવહાર માર્ગો રાજ્યના કાબૂ હેઠળ હોવા જોઇએ. આ સેવાઓ રાષ્ટ્રનું ધન અને દેશની જવાબદારી લેખાવાં જોઇએ. તેમને નફાખોરી કે પક્ષવાદી ઉત્પાતકારીઓના સ્વૈરાચાર કે સ્વાર્થને વશ રહેવા દેવાય નહિ.

**કલમ–૩૨** પરદેશી વ્યાપાર પર રાજ્યનો કાબૂ..

પરદેશી વ્યાપાર એ જેમ અર્થપ્રાપ્તીનું સાધન છે તેમ પરદેશી આધીનતાનું પણ વાહન છે. જકાતવેરા, પરદેશી સત્તાઓ અને પ્રજાઓ સાથે અવિવેક વૈરભાવના પ્રગટાવે છે. વ્યાપારી સંધીઓ પણ માત્ર કાંઇક અંશે જ ઉકેલ આણે. માલના ફેરબદલાની પદ્ધતિને લીધે પરદેશમાં શાખ અટકી પડે એવી સ્થિતિ ઉત્પન્ન થાય, અને કદાચ એક દેશ બીજાનાં આર્થિક ખંડીઆપણામાં આવી જાય. અનિયંત્રિત અને મુક્ત પરદેશી વેપારને પરિણામે હુંડિયામણની કટોકટી, નાણાકિય ચક્રભંગ અને આંતરિક આર્થિક કટોકટી આવે. આથી સમગ્ર દેશની જરૂરીઆત પ્રમાણે પરદેશી વ્યાપાર નિયંત્રિત કરવો જોઇએ. અને કોઇ ખાનગી વ્યાપારી કે વ્યાપારી મંડળને આખી પ્રજા અને દેશને ભોગે વ્યક્તિઓના લાભમાં હિંદી ઉત્પાદનો પરદેશ ચડાવવા કે વસ્તુઓના મૂલ્ય સાથે (સટ્ટાખોરીની) રમત રમવા દેવાય નહિ.

**કલમ–૩૩** શરાફી, હુંડિયામણ, ચલણ, વીમો, વાયુયાન અને વહાણવટાપર રાજ્યનો કાબૂ.

ખાનગી મૂડીવાદી હેતુઓ માટે હુંડિયામણ, શરાફી કે ચલણમાં વધઘટના ઉછાળા રાજ્ય ચલાવી લઇ શકે નહિ. શરાફી, હુંડિયામણ અને ચલણ પરસ્પર સંકળાયલાં છે, અને રાજ્યના એકમાત્ર કાબૂ તળે હોવાં જોઇએ. ગામના શાહુકારથી માંડી મોટા શરાફ સુધીનું, અને નાની સરકારી મંડળીઓથી માંડી મોટી જોઈન્ટસ્ટોક બેંક સુધીનું બધું શરાફી તંત્ર પુનર્વ્યવસ્થિત અને સંકલિત થવું જોઇએ; અને આ રીતે ગામડાનાં ખેતી, હાથઉદ્યોગો, ઉદ્યોગો અને વેપાર, અને

રહેઠાણ જેવાં સામાજિક કાર્યો અથવા જાહેરકામ, સીંચાઈ, રસ્તા, જળમાર્ગો જેવાં સરકારી સાહસો કે રાષ્ટ્રની બીજી જરૂરીઆતો કે અણધારી માગણીઓને નાણાંકિય સહાય કરનારૂં સમર્થ અને સુદઢ આર્થિક તંત્ર ઊભું થઈ શકે. જીંદગી, મકાન, તંદુરસ્તી, કેળવણી અને ઉદ્યોગોની સામાજિક જવાબદારી સમાવી લેતી વીમાની વિસ્તૃત યોજના એક મોટી સંયુક્ત કંપની મારફત થવી જોઇએ. એ કંપની મધ્યસ્થ દોરવણી સાથે બધી કંપનીઓની સંયુક્ત માલિકીની હોય, અને બધાપર રાજ્યનો કાબૂ હોવો જોઇએ. વીમો ફરજિયાત કરવો જોઇએ, અને રાજ્યે દરેક ગામ માટે ખેતી અને ઢોરના વીમાની યોજના ઘડવી જોઇએ.

વાયુયાનો અને વહાણવટુ, જૂના અને નવા વ્યવહાર સાધનો પર દેશ સમગ્રના હિતમાં રાજ્યે ઘણો સખત જાપતો રાખવો જોઇએ.

**કલમ-૩૪** કોલસો, વીજળી, પોલાદ, રસાયણો, તેલ અને ધાન્યના કોઠારોપર રાજ્યનો કાબૂ.

**કલમ-૩૫** મોટા ઉદ્યોગો અને ચાવીરૂપ ઉદ્યોગોપર રાજ્યનો કાબૂ.

આ દ્રવ્યો અને ઉદ્યોગો દેશના અર્થતંત્રના આધારસ્થંભો છે, અને દેશની રાજકિય સ્થિરતા અને આંતરરાષ્ટ્રિય સલામતી સાથે સંબંધ ધરાવે છે. રક્ષણ માટે તો તે પ્રાણરૂપ છે, અને તેથી તે રાજ્યના કાબૂ હેઠળ જ હોવા જોઇએ.

**કલમ-૩૬** મતસ્વાતંત્ર્ય, વાણીસ્વાતંત્ર્ય અને સંઘસ્વાતંત્ર્ય.

**કલમ-૩૭** વર્તમાનપત્રો, પ્રચાર અને જાહેર નિવેદનનું સ્વાતંત્ર્ય.

**કલમ-૩૮** આર્થિક સ્થીરતા, રાષ્ટ્રિય એકતા, આર્થિક સલામતી અને દેશની અભેદ્યતા અને સાર્વભૌમત્વની વિરોધી પ્રવૃત્તિઓની અટકાયત અને નિયંત્રણ.

**કલમ-૩૯** લોકશાહી, સ્વવહીવટ, સ્વયંપૂર્ણતા, સ્વરાજ્ય, સહકારવાદ, સંઘવાદ અને ગ્રામસત્તાને બાધક પ્રવૃત્તિઓ કે ગુપ્ત પ્રતિક્રિયાની અટકાયત અને નિયંત્રણ.

દરેક દેશે સ્વતંત્રતાને હક્ક અને કર્તવ્ય તરીકે જાળવવાં જોઈએ. પોતાના બંધારણમાં તેને સલામત કરવી જોઈએ અને નિડરતાથી રક્ષવી જોઈએ. સ્વતંત્રતા કોઈપણ સંજોગોમાં ત્યજી શકાય નહિ. રાજ્યની સરમુખત્યારશાહી કલ્પના સાથે સ્વતંત્રતા પર ભય વધતો ચાલ્યો છે. અને વર્તમાનપત્રોની સ્વતંત્રતા પર જાહેરખબરીઆ નાણાંનો અંકુશ છેજ. પ્રોફેસર લાસ્કીએ 'લીબર્ટી ઈન મૉડર્ન સ્ટેટ' નામના, અને મી. વીકહેમ સ્ટેટે 'ધી પ્રેસ' નામના પુસ્તકમાં 'નાગરિકસ્વાતંત્ર્ય અને વર્તમાનપત્રોની સ્વતંત્રતા'નો પ્રશ્ન ખૂબ સુંદરરીતે ચર્ચ્યો છે, અને પૂર્વ અને હિંદના વતનીઓએ અગમચેતી વાપરવી જોઈએ અને નાગરિકસ્વાતંત્ર્ય અને પત્રકારોની સ્વતંત્રતાના સ્વભાવગત હક્કો જીવંત રાખવા વ્યવસ્થિત થવું જોઈએ.

નાગરિક સ્વાતંત્ર્ય અને પત્રકારની સ્વતંત્રતા એ નિર્ભેળ હક્ક છે, અને જાહેર હિત સિવાય કોઈ બાબતમાં એમાં વધઘટ થઇ શકે નહિ. પણ જાહેર હિત એ વિશાળ કલ્પના છે, અને એના જુદા જુદા અર્થ ઘટાવી શકાય. સંહતવાદ અને સમાજવાદ એમ પણ માને કે પોતાના મતના પ્રચાર સિવાય જાહેર હિત છેજ નહિ. આવું માનવાનો તેમનો હક્ક છે. પણ તેઓ મતભેદ કે વિરોધનો જાહેર ઉચ્ચાર અટકાવે છે, અને જાહેર સ્વાતંત્ર્યના લોકવાદી સિદ્ધાંત પ્રમાણે આવી અટકાયતને સ્વાતંત્ર્યનો નિષેધ છે.

ગ્રામવાદ પોતે હિંદ માટે જાહેર હિતનું એકીકરણ છે એવું જાહેર કરે અને આગ્રહ રાખે; પણ કોઇપણ વ્યક્તિ કે સમૂહને ગ્રામવાદથી ભિન્નમત ધરાવતાં કાયદાથી અટકાવી શકે નહિ. જુદા જુદા મતો અને વિગતોપર લોકો સ્વતંત્ર વિચાર કરે અને સર્વદેશિય નિર્ણય આપે એ માટે જાહેર બાબતોમાં જાહેર મતભેદ અને વિરોધ હોય એ જરૂરનું છે. આથી વર્તમાનપત્રો, ભાષણો, સંગઠન અને પ્રચારનું પૂર્ણ સ્વાતંત્ર્ય અને જાહેરસ્વતંત્રતાને ગ્રામવાદે સલામતી અને રક્ષણ આપવાં જોઈએ. પણ સ્વતંત્રતાના હક્કના અમલને નૈતિક મર્યાદાઓ

છે. સ્વતંત્રતાનો હક્ક એ વ્યક્તિને પોતાના રક્ષણ માટે મળે છે એજ પ્રમાણે દેશ અને રાજ્યને પણ સ્વરક્ષણનો હક્ક છે. શરીર, સ્વમાન અને મિલ્કતના રક્ષણ અને બચાવ માટે વ્યક્તિને હક્ક જે શુદ્ધ સિદ્ધાંતને અનુસરીને મળે છે, તેજ સિદ્ધાંત પ્રમાણે પ્રજા અને રાજ્યને પોતાની નીતિ અને અર્થતંત્ર, સાર્વભૌમત્વ, સ્વમાન અને દેહ–દેશ જાળવવા અને રક્ષવાની સત્તા અને હક્ક મળવા જોઇએ. નૈતિક-આચારની સલામતી પણ એટલી જ રક્ષિત હોવી જોઇએ.

સામાન્ય સંજોગોમાં સ્વતંત્રતાના દુરૂપયોગનો નિર્ણય પ્રજાના અભિપ્રાય અને અંતઃકરણપર છોડી દેવો જોઇએ. અને સ્વતંત્રતાના દુરૂપયોગ અને વ્યભિચાર માટેનાં પગલાં લેવાનું સામાન્ય ન્યાયની અદાલતપર છોડી દેવું જોઇએ. ગ્રેટબ્રિટનનો કોમન લૉ આમાં સારું માર્ગદર્શન કરે, પણ હિંદની વિશિષ્ઠ પરિસ્થિતિ અને હિંદી પ્રજાનાં સંયુક્ત–રાજકિય આર્થિક વહીવટી પુનરુદ્ધારની પ્રધાન જરૂરીઆતોને લીધે તેમાં ઘટતા ફેરફાર કરવા પડે. "જાહેર હિત અને આચાર"ને જાહેર કાયદાના આધાર તરીકે ગણીને હિંદી ધારાપંડિતોએ રાજ્ય અને સમાજને તેમનાં બંધારણને અનુરૂપ રક્ષણ મળે એવી રીતે રાજદ્રોહનો વિચારપૂર્ણ કાયદો ઘડી કાઢવો જોઇએ. આ કાયદામાં દેશ અને રાજ્યની સંસ્થાઓની સલામતી અને સ્થીરતા લક્ષમાં લેવાવી જોઇએ. પણ આવો કાયદો એ સર્વગ્રાહી થઈ શકે નહિ. કટોકટીઓ અને અણીના પ્રસંગો અપવાદરૂપ અસાધારણ કાબૂ અને નિયંત્રણની જરૂર ઊભી કરે. વ્યક્તીઓએ આવા નિયમનનું મૂલ્ય સ્વીકારવું જોઇએ, અને આવી મર્યાદાઓ રાજીખુશીથી સ્વીકારી તેના અમલમાં મદદ કરવી જોઇએ. પોતે સ્થાપેલા અને સ્વીકારેલા અર્થતંત્ર અને રાષ્ટ્રિય રાજસત્તાને ટેકો આપવાની, અને તેમની સલામતીપર ઝઝૂમતા ભયને સામુદાયિક ઇચ્છા અને સર્વમાન્ય પ્રયત્નથી અટકાવવાની પ્રજાજનોની ફરજ છે.

સામાજિક કલ્યાણની આ બધી બાબતોમાં રાષ્ટ્રિયહિત સર્વોપરી ગણાય. લોકમત અને બહુમતિના અભિપ્રાય દ્વારાકાર્યનીતિઓ અને

કાયદાઓ વિષે અનુમતિ કે નાપસંદગી વારંવાર વ્યક્ત થવી જોઇએ. ગ્રામવાદ પ્રમાણે સ્વવહીવટી ગ્રામ એકમોના સાર્વત્રિક મતાધિકાર દ્વારા વ્યક્ત થતી ઇચ્છા તે દેશની સાર્વભૌમ ઇચ્છા છે, અને વહીવટીકાર્ય, ધારાઓ અને યોજનાઓ પર તેની અસર હોવી જોઇએ. આ ગ્રામવાદી ઇચ્છાનો અર્થ હિંદની રાષ્ટ્રિય ઇચ્છા થવો જોઇએ, અને સ્વાતંત્ર્ય અને સલામતી જાળવતા કાયદામાં તે પ્રતિબિંબિત થવી જોઇએ. જાહેર સ્વાતંત્ર્ય, રાષ્ટ્રિય સલામતી સાથે એકરાગ હોવું જોઇએ અને ગ્રામવાદ આ સલામતી અને સ્વાતંત્ર્ય બન્ને જાળવશે. પણ ગ્રામવાદી રાજ્યમાં સામાન્ય સ્વાતંત્ર્ય છતાં એ સ્વાતંત્ર્ય પર મુકરર નિયંત્રણ અને મર્યાદાની જરૂર પડે એવા પ્રદેશો હોય કે જેમાં સ્થાનિક સંજોગો એવા ઊભા થાય. પ્રાદેશિક સત્તા તરફથી અસ્વીકાર, અનુમોદન કે પુનરાવલોકનની મર્યાદા સાથે આવા સંજોગોમાં પગલાં લેવાનું સ્થાનિક સ્વવહીવટી એકમો પર છોડવું જોઇએ. કોઇ કોઈ પ્રવૃત્તિ એકસ્થળે ભયકારક હોય અને બીજા સ્થળે અસરહીન હોય એટલા માટે આમ કરવું જરૂરનું છે.

સ્વાતંત્ર્ય પુરતું મુખ્ય નિયંત્રણ આખા દેશને લાગુ પડતું હશે. દેશના ભાગલા કે એકતામાં વિચ્છેદ પાડે એવી, અને મધ્યસ્થ સર્વોપરી કારોબારીની શક્તિ, સુદઢતા અને સંગઠિતતા, અને તેની સત્તા કે અધિકારને હાની પહોંચાડે એવી કોઈપણ પ્રવૃત્તિ ચલાવી લેવાય નહિ. રાજકિય અભેદ્યતા અને સર્વોપરિતામાં જ સર્વશ્રેષ્ઠ નિતિમત્તા ગણાય, અને તેમની જાળવણી માટે બધા લોકોના સહકાર, સેવા, શિસ્ત, આગ્રહ, સાહસ અને બલિદાનની અપેક્ષા રખાય. આ બાબતમાં સ્વાતંત્ર્યની જે મર્યાદાઓ અંકાય, તે પ્રથમ પંક્તિની મૂળગત મર્યાદાઓ છે.

મહાન અને સત્તાશીલ હિંદની તાત્ત્વિક આવશ્યકતાઓ તરીકે લોકશાહી, સ્વવહીવટ, સ્વયંપૂર્ણતા, સ્વરાજ્ય, સહકારવાદ, સંયુકતવાદ, સમૂહવાદ અને ગ્રામસત્તાના સિદ્ધાંતો—એ રાષ્ટ્રવાદની પ્રધાન માન્યતાઓ છે. હિંદના નવા રાષ્ટ્રમાં પ્રતિષ્ઠિત થએલી આવી માન્યતાઓ

અને ઉદ્દેશોને કોરી નાખી શિથિલ બનાવે એવી પ્રવૃત્તિઓને બીજી મર્યાદાઓ લાગુ પડે છે. આવી મર્યાદાઓ બીજી પંક્તિની આધારરૂપ મર્યાદાઓ છે.

હિંદની પ્રગતિ અને આબાદી, પ્રતિષ્ઠા અને શક્તિના પાયારૂપ એકતા, રાષ્ટ્રવાદ, ગ્રામવાદ અને હિંદી દેહાતી પ્રજાતંત્રને ભયજનક પ્રવૃત્તિઓને તે પછીની મર્યાદાઓ લાગુ પડે છે, અને આ મર્યાદાઓ ઉચ્ચકોટીની આખરી મર્યાદાઓ ગણાવી જોઇએ.

ગ્રામવેદમાં સ્વાતંત્ર્ય સાર્વત્રિક છે, અને તેમાં કોઇપણ વ્યક્તિ, સંસ્થા, કાનૂન કે વહીવટીતંત્ર, 'સોકોવીરેઇન' તરીકે સ્થપાયેલા આઝાદ અને લોકશાહી હિંદી રાષ્ટ્રિય સરકાર અને ગ્રામવાદી સમન્વયના અંકુશ હેઠળનું, અને કોઇપણ વ્યક્તિ, સંસ્થા, કાનૂન કે વહીવટીતંત્ર સામે ટીકા, દોષારોપણ તેમજ સામનો કરવાની છૂટ સાથેનું સ્વાતંત્ર્ય ગ્રામ-વેદમાં સાર્વત્રિક છે.

**કલમ-૪૧** ગૃહ ઉદ્યોગો અને કારીગરીઓ માટે રાજ્યપ્રયત્ન.

**કલમ-૪૨** કિસાનો અને કારીગરો *આર્થિક કાર્યસાધકતા મેળવે તે માટે રાજ્યપ્રયત્ન.

આર્થિક જીવનનો વિકાસ એ રાજ્યનો પ્રથમ ધર્મ છે, અને ગ્રામવાદમાં તો તે પાયારૂપ કાર્ય છે. ગૃહઉદ્યોગો અને કારીગરીઓનાં સંશોધન, વ્યવસ્થા અને લોકપ્રિયતા સાધવાનાં છે. તેમનું ઉત્પાદન સંયોજિત અને નિયમબદ્ધ કરવાનું છે. અને વેચાણ પદ્ધતિમય બનાવ-વાનું છે. ખેડૂતો અને કારીગરોએ કાર્યકુશળ થવું જોઇએ. તેઓ ઉત્સાહી અને ઉદ્યોગી થવા જોઇએ. તેઓ સુપ્રસિદ્ધ અને સુસજ્જ બનવા જોઇએ. ખેડૂતોને સહકાર સંસ્થાઓ અને સમૂહ સંસ્થાઓમાં પૂરેપૂરા વ્યવસ્થિત કરવા જોઇએ અને કારીગરોને તેમનાં મહાજનો જોઇએ. આ બધું માત્ર મુરબ્બીવટ કે અનુકંપા દર્શાવ્યે બની શકે નહિ. એકલાં સલાહ અને સહાય માત્રથી કાંઇ નીપજવાનું નથી. એની સાથે હિંદી પ્રજાનાં આબાદી અને અનામત સાધનોની નિશ્ચિતતા

સાધવા આખા દેશની અધિકતમ આર્થિક શક્તિ સંયોજવાને રાજ્ય પ્રયત્નના ભાગ તરીકે સુયોજિત દોરવણી, નિરીક્ષણ અને કાબૂ હોવાં જોઈએ.

**કલમ–૪૩** પછાત વર્ગોને કેળવણી અને રાષ્ટ્રસેવાઓની તાલીમ માટે રાજ્યમદદ.

સમાજના મુકરરવર્ગો–ખાસ કરીને મુસલમાનો–જાહેર સેવા સાધનો અને કેળવણીના લાભો તરફ બેદરકાર રહ્યા છે, હિંદુઓમાં પણ મોટા વિભાગો–ખાસ કરીને હરિજનો–ઉપેક્ષાના ભોગ બન્યા છે. ગ્રામવાદે દેશની શક્તિ અને આબાદાનીમાં તેમનો ફાળો મેળવવા ખાતર તેમની પ્રગતિ અને સુસજ્જતા માટે પુરતાં સાધનોની ગોઠવણ કરવી જોઈએ.

તેમણે પણ પોતાના ભાગ તરીકે પોતાનું ખમીર અને ઉગ્રતમ પ્રયત્ન દેશને ચરણે ધરવાં જોઈએ, અને કેળવણી, તાલીમ, સાધનો, સામાજિક સવલતો અને જાહેર સેવાઓના બધા લાભ રાજ્ય તરફથી પૂરેપૂરા અને નિષ્પક્ષરીતે તેમને મળવા જોઈએ.

**કલમ–૪૪.** વર્ગ, જાતિ, ધર્મ કે સંપ્રદાયના ભેદભાવ વિના હિંદીઓની સર્વસામાન્ય નાગરિકતા અને બધા વર્ગની કાયદામાં સંપૂર્ણ સમાનતા.

કાયદામાં કોઈ પ્રકારની અસમાનતા કે અધિકારોને સ્થાન હશે નહિ. એક હિંદી ગમે તે જ્ઞાતિ, ધર્મ, વર્ગ કે જાતિનો હોય પણ હિંદી નાગરિકતાપર તેનો સર્વસામાન્ય અધિકાર રહેશે. નાગરિકના અધિકારો અને જવાબદારીઓ સર્વસામાન્ય હશે. અને ગ્રામવાદી–રાજ્ય નાગરિકોના ધંધા, લાયકાત, ઉપયોગિતા અને વફાદારીના પ્રમાણમાં તેમનાં અને રાષ્ટ્રનાં સામાન્ય અને વિશિષ્ટ કર્તવ્યો નિર્માણ કરશે.

**કલમ–૪૫** હિંદમાંના બધા પરદેશીઓ હિંદના કાયદાઓને વશ રહેશે, અને કોઈપણ પરદેશીને હિંદી નાગરિકના હક્કથી ચડિયાતા કોઈ હક્કો કે અધિકાર મળશે નહિ; અને હિંદમાં રહેતા કોઈપણ

પરદેશીને પ્રચાર કે વેપાર મારફત રાજ્યની આંતરિક બાબતો પર લાગવગ ધરાવવા તેમજ હિંદના રાજકિય જીવન કે અર્થતંત્ર બાબત ખટપટ કે દખલગીરી કરવા દેવામાં આવશે નહિ; અને કોઈપણ વ્યક્તિ કે સંસ્થારૂપી પરદેશી કે પરદેશી હિત રાજ્યની મંજુરીવાળા રજાપત્ર ( licence ) સિવાય ઉદ્યોગ, વેપાર કે ધંધામાં અધિકાર ભોગવી શકશે નહિ અને જરૂરી અને આવશ્યક લાગે તેવી શરતો, મર્યાદાઓ અને અનામતીઓ સાથે આવી રજા આપી શકાશે.

ગ્રામવાદ નીચે પરદેશીઓનું સ્થાન સ્પષ્ટપણે નમુદ કરવામાં આવશે.

એશિયા, યુરોપ કે બીજા ગમે તે દેશના બીનહિંદીઓને પ્રદેશાતિગામી ( પ્રદેશોપરી–Extra territorial) હક્કો કે ખાસ અધિકારો આપવામાં નહિં આવે. કોઇપણ દેશમાં હિંદ કે હિંદીઓ વિરુદ્ધ વિશિષ્ટ ભેદ ન ગણાય ત્યાં સુધી એ દેશના અને બીજા દેશના વતનીઓ વચ્ચે ભેદ ગણી શકાય નહિ. પરસ્પર વ્યવહારનો સિદ્ધાંત ‘ હિંદીઓ માટે હિંદના ’ મૂળગત સૂત્રને અવલંબે છે. પ્રાકૃત નાગરિકતાનો કાયદો વધારે કડક બનાવવો પડશે, અને પરદેશીઓના પ્રવેશ, પ્રવૃત્તિ અને ગમનપર ખાસ કાનૂનો કાબૂ રાખશે. કોઈપણ ઉદ્યોગ, વ્યાપારી મંડળી કે સમૂહમાં ભાગ કે સ્થાપના અને વેપારની બાબતમાં પરદેશીઓના હક્કો સંભાળથી વિગતવાર નિર્ણિત કરવામાં આવશે, અને બધા પરદેશીઓ હિંદી કાયદા અને હિંદી રાજ્યસત્તાના પૂર્ણ સાર્વભૌમત્વ, રાજ્યની સલામતી અને ગ્રામવેદની સર્વોપરિતાના ધોરણ નીચે ન્યાય અને સમતા સાથે સુસંગત એવો પરદેશીઓ માટેનો ખાસ કાયદો હિંદી ધારાનિષ્ઠો અને અર્થશાસ્ત્રીઓ રચી શકશે. કોઈપણ પરદેશી હિંદમાં રહેતો હોય, અને હિંદની આંતરિક બાબતોમાં દખલગીરી કરે તો જરાપણ સમય કે ચેતવણી વગર દેશનિકાલને પાત્ર થશે. અને જો બળવો, આંતર વિગ્રહ, રાજસત્તામાં વિખવાદો કે વિરોધોને ઉત્તેજે એવી પરદેશી દરમ્યાનગીરી કે પેશકદમીને પોષે એવી

તેની પ્રવૃત્તિઓ હશે તો કોઈપણ હિંદીની માફક તે મિલ્કતની જપ્તી અને મરણદંડની સજાને પાત્ર થશે.

**કલમ-૪૬** રાજ્યની સેવા માટે સુયોગ્ય પુરસ્કાર અને બદલો.

હિંદમાં જાહેર નોકરીઓમાં નીચલી કક્ષામાં હદથી ઓછો અને ઉપલી કક્ષાઓમાં હદથી વધારે પગારધોરણ છે. જાહેર નોકરીમાં વાર્ષિક પગારની મર્યાદા વધારેમાં વધારે એક હજાર પાઉન્ડ અને ઓછામાં ઓછા પચાસ પાઉન્ડ રાખી શકાય. સારામાં સારા વિશેષજ્ઞોની સેવા અધિકતમ પગારની મર્યાદામાં મળી શકે છે. અલ્પતમ ધોરણ અને અધિકતમ મર્યાદામાં અલ્પતમ લાયકાત અને અધિકતમ ઉપયોગીતા સમાયાં છે. આરામી ધંધો અને ભથ્થા ભેટોનો પ્રવાહ એ જાહેર નોકરી માટેના પ્રયત્નોનો હેતુ ન હોવો જોઈએ. જાહેર નોકરોને વાંદાઓ (પરોપજીવીઓ) થવા દેવામાં આવશે નહિ. સાંસ્કારિક અને રાજકિય આર્થિક પુનર્રચના રાજકિય, સંગઠન અને રાષ્ટ્ર સ્થાપનાના બહુરંગી કાર્યમાં પોતાની ફરજ બજાવીને જાહેર નોકરો જે ફાળો આપશે તેના ધોરણપર તેમણે પોતાની ઉત્પાદકશકિત અને મૂલ્ય સાબિત કરવાં પડશે. નોકરીમાં પ્રવેશ માટેની કસોટી તરીકે માત્ર પરીક્ષા જ નહિ ગણાય, અને યંત્રવત્ કરાતું નિત્યકાર્ય કાયમી નિમણુંક કે બઢતી માટેની લાયકાત નહિ લેખાય. નોકરીની નિશ્ચિતતા, બઢતીની અનુકૂળતા અને અસામાન્ય પ્રતિભા અને કાર્ય માટે ઈનામો જાહેર નોકરી સાથે સંકળાયેલા હોય, એટલું જ નહિ, પણ બાળકોની કેળવણી, સુઘડ રહેઠાણ અને વિધવાના સાલીઆણાની પણ તેમાં ગોઠવણ જોઇએ. પણ એટલું જ કે ઓછું કામ અને વધારે પગાર એવો અર્થ થવો જોઇએ નહિ. નવાં અને વધારે ભારે કાર્યો પૂરતી તાલીમ અને સજ્જતા, ઓછી અમલદારશાહી અને વધારે ભાઈચારો, પૂરતો પગાર અને ન્યાયી પુરસ્કાર એ ગ્રામવેદનો હેતુ છે. ગ્રામવાદી સમન્વય સિદ્ધ થાય તે માટે જાહેર નોકરોમાં અમલદારીનું ભાન ઓછું હોય અને નફાખોરી દાનતને બદલે 'જીવનકાર્ય-માનસ,

સર્જન આગ્રહ, સેવા તમન્ના અને ત્યાગનો આદર્શ તેઓ ધરતા હોય, એવો ગ્રામવેદનો ઉદ્દેશ છે.

**કલમ-૪૭** વર્ગ, સંપ્રદાય કે કોમના ભેદ વગર માત્ર ઉદ્યોગ, કુશળતા અને ગુણના પાસા પર જ નિર્ભર રહેલી વહીવટી, રક્ષણાત્મક, સામાજિક, આર્થિક, પરદેશનીતિગત, વૈજ્ઞાનિક કે બીજા કોઈપણ પ્રકારની જાહેર નોકરીમાં ભરતી, ઈનામ, બઢતી, ફારેગી, જીવાઈ, (pension) બક્ષિસ (Gratuity) કે બદલા કે દંડ કે સજાની બાબતો વિષે પક્ષપાત, પક્ષઉત્તેજના કે મહેરબાનીનો અભાવ.

રાજ્યકાર્ય કે રાજ્યની સંસ્થાઓ અને ખાતાઓના કાર્યના અમલમાં રાષ્ટ્રિય, પ્રાંતિક, પ્રાદેશિક, સ્થાનિક કે ગ્રામ કે વૈજ્ઞાનિક નોકરીઆતવર્ગની શુદ્ધતા ગ્રામવેદે નિશ્ચિત કરવી જોઈએ. ગ્રામવેદ માનીતાપણું કમી કરવા અને અણઆવડત અને આળસુવેડાને નાબૂદ કરવા માગે છે. રાજ્યમાંના પોતાના કામ માટે ગ્રામવેદ ગુણ, કુશળતા, અને ઉદ્યોગપ્રિયતા મેળવવા અને જાળવવાને માગે છે. પક્ષ ઉતેજના, સમૂહપક્ષવાદ કે કોમી પક્ષપાતના બધા પ્રકારોની તે વિરુદ્ધ છે. એક પેઢીનું કાર્ય દશકામાં અને સૈકાનું કાર્ય પેઢીમાં સિદ્ધ કરવાના હેતુથી નિષ્ઠુર શક્તિ, આગ્રહ, અને ઝડપથી કામ કરે એવી સંવેગશીલ નોકરસંસ્થા તે ઈચ્છે છે. તેથી 'યોગ્યને જ લો, યોગ્યને તાવો અને યોગ્યને જ રાખો' એ સૂત્રના અચળ પાલન કરવામાં ગ્રામવેદે સ્પષ્ટતા અને આગ્રહ ધરાવવાનાં છે. લાંચ રૂશ્વત અને મીઠી નજરના ખાનગી ફાળા ઉપરાંત મહિનાની પહેલી તારીખે થનારા પગારનો જ વિચાર કરનારા નિરુદ્યમોની પાંજરાપોળ જેવી નોકરપ્રથા બને તે ગ્રામવેદ સાંખી શકે નહિ. સોંપેલા કાર્યોની અસિદ્ધી માટે ગ્રામવેદ નિષ્પક્ષ સજા અને આકરા દંડો આપશે. શુદ્ધિ સાધવાને ગ્રામવેદ નોકરવર્ગ માટે આબાદી, ઈનામો, કાયમતા, અને દંડપ્રથા નિર્માણ કરશે.

**કલમ-૪૮** રાજકારણ, રાજકિય પ્રવૃત્તિ, કે જાહેર ચળવળથી નોકરવર્ગની તટસ્થતા.

**કલમ-૪૯** પોતાના કર્તવ્ય, કાર્ય અને જવાબદારી અદા કરવામાં કોઇપણ વ્યક્તિ કે પક્ષની દખલગીરી કે લાગવગથી નોકર–પ્રથાની સંપૂર્ણ સ્વતંત્રતા.

ગ્રામવેદ શુદ્ધિને મહત્વ આપે છે અને તેથી જાહેર નોકરો, રાજકારણ કે જાહેરપ્રશ્નોમાં પક્ષાપક્ષીથી દૂર રહેવા જોઇએ. નોકર પ્રથા બધા પ્રકારની રાજકારણી લાગવગ કે વ્યક્તિગત અખત્યાર કે પક્ષ-સત્તાથી રક્ષિત હોવી જોઈએ. પક્ષસત્તાના અખત્યાર નીચે નોકરપ્રથા ઉચ્છેદ અને અંધેર ફેલાવતી આપત્તિનું રૂપ લે એ ગ્રામવેદની નજરમાં છે, અને તેથી ગ્રામવેદ દઢતાથી આગ્રહપૂર્વક ઇચ્છે છે કે કોઈપણ વિચારણિય કારણસર કે કલ્પનિય સંજોગોમાં કોઈપણ વખતે નોકર-પ્રથા રાજકારણનું અંગ બનશે નહિ. ગમે તે પક્ષ કે સમૂહ સત્તા પર હોય, પણ નોકરપ્રથા તેની માલિકીની નથી. નોકરપ્રથા તો સમગ્ર રાષ્ટ્ર અને દેશની માલિકીની છે, અને આ સિદ્ધાંતોમાં શિથિલતા ન આવે કે તેનું ઉલ્લંઘન ન થાય એ જોવાનું એમનું કર્તવ્ય છે. રાજ્ય, હિંદનું સાર્વભૌમત્વ, હિંદી પ્રજાઓની એકતા, હિંદની ભૂમિની અભેદ્યતા અને સમગ્રદેશની આર્થિક અને રક્ષણવિષયક શક્તિને નોકરવર્ગે જુદા જુદા ખાતાંવાર કાર્યો મારફત વહીવટમાં મૂકવાના પવિત્ર સોંપણ જેવા, અને કાયદાનો અમલ, રાજકિય સ્થીરતા, વહીવટી એકતંત્ર, આર્થિક સુવ્યવસ્થાને સર્વોચ્ચ કર્તવ્ય તરીકે અને સામાજિક આર્થિક પુનર્રચના અને રાષ્ટ્રસ્થાપનને જીવનકાર્ય જેવા ગણવાં જોઈએ. નોકર-પ્રથા માટે ગ્રામવેદનું આ સૂત્ર છે.

**કલમ-૫૦** ગ્રામવાદ, રાષ્ટ્રિયસ્વાતંત્ર્ય, રાષ્ટ્રિયએકતા, રાષ્ટ્રિય બળ, અને રાષ્ટ્રિય અભ્યુદય સાધવા નીભાવવા અને અમલમાં મૂકવા માટે સામુદાયિક કેળવણી, તાલીમ અને તૈયારી.

રાષ્ટ્રસ્થાપના માટે સામુદાયિક કેળવણી જ સત્ય સાધન છે. વ્યવસ્થા અને સમૂહગત કાર્ય માટે ગ્રામવર્ગને શિક્ષણ એ એનો અર્થ

છે. એને માટે સમૂહગત અને રાષ્ટ્રિય કર્તવ્યો બજાવવા અંગત અને સંયુક્ત શિસ્તની જરૂર છે. રાષ્ટ્રિય પુનર્રચના, સમૂહગત સિદ્ધીઓ અને મહાન કાર્યો માટે લોકોને તાલીમ આપી તૈયાર કરવા એ એનો અર્થ છે. આવી સામુદાયિક કેળવણીનો હેતુ ગ્રામસમુદાયને સ્વતંત્ર અને આબાદ હિંદ રચવા અને રક્ષવાના પોતાના હક્ક અને બળનું ભાન કરાવવાનો છે.

**કલમ–પ૧** ગામડાંઓ અને કિસાનો માટે જ્ઞાન, કુશળતા સુસજ્જતા અને સંપત્તિ.

ગ્રામવેદી સમન્વયનું નાભીચક્ર ગામડું છે. અને ગ્રામવેદી સંસ્થાનું પ્રેરકબળ કિસાન છે. આટલા માટે તેમને જ્ઞાન એટલે કેળવણી અને સંપૂર્ણ માહિતી મળવાં જોઈએ. તેઓ પોતાના કામમાં કુશળ અને સમૂહગત જીવન અને સંયુક્ત પ્રયત્ન માટે શક્તિવાન હોવા જોઈએ. પોતાના અધિકતમ ઉપયોગ માટે તેમને પૂરતી સામગ્રી મળવી જોઈએ, અને તેમના કામથી તેમને સંપત્તિ અને આબાદી મળવાં જોઈએ. ગ્રામવેદ આને રાજ્ય, નોકર સંસ્થા, જાહેર સંસ્થાઓ અને ગ્રામવાસીઓની આ પ્રાથમિક ફરજ જાહેર કરે છે. ગ્રામલોકોએ સ્વવહીવટ અને સ્વયંપૂર્ણતા સાથે આ વસ્તુની પણ જન્મસિદ્ધ હક્ક તરીકે માગણી કરવી જોઈએ. અને આ સિદ્ધી સાધવા માટે તેમણે પ્રયત્ન, વ્યવસ્થા, એકતા અને બલિદાન યોજવાં જોઈએ.

**કલમ–પ૨** ગ્રામજીવનની સંપૂર્ણ નવરચના, એટલે ખેતી, ગૃહ-ઉદ્યોગો, સીંચાઈ, વિનોદો, રમતો, સ્વાસ્થ્ય, ગ્રામરહેઠાણની પુનર્વ્યવસ્થા; અને ગામડાઓનું ઉદ્યાનભૂમિઓ, અન્નકોઠારો, સાંસ્કારિક એકમ અને સ્વાયત્ત સંસ્થાઓમાં રૂપાંતર.

આ કલમમાં ઉલ્લેખેલી નીતિ સ્પષ્ટ છે. ગ્રામજીવન સમગ્રપણે પુનર્વ્યવસ્થિત કરવાનું છે. સમૂહગત કૃષિ, અને કિસાનોની તેમ ખેતીને લગતી જરૂરીઆતોનાં સહકારી ખરીદ અને વેચાણ અને પાકની સંયોજનાથી ખેતીની પેદાશ, જાત, મૂલ્ય, ખર્ચ અને વળતરને

પુનર્વ્યવસ્થિત કરવું એ પ્રાથમિક અનિવાર્યતા છે. કાર્યક્ષમતા, સ્વયં-પૂર્ણતા, અને સમૂહગત સ્થાનિક, પ્રાદેશિક અને રાષ્ટ્રિય જીવન સાથે મેળ ખાય એવીરીતે સૂથાર, લુહાર, કડિયા અને ચમાર કામો અને હાથકંતામણ અને હાથવણાટના ગ્રામસમાજને આવશ્યક ગૃહ ઉદ્યોગોની પુનર્વ્યવસ્થા થવી જોઇએ.

સ્થાનિક અને પ્રાદેશિક નહેરો, કૂવાઓ અને પાતાળ કૂવાઓ સાથે વિશાળ પ્રમાણમાં સીંચાઇનું કાર્ય ઉપાડવું જોઇએ અને ઘર ઉપયોગ તેમ ખેતી માટે બારે માસ પાણીની છત હોવી જોઇએ. ગ્રામજીવન રસમય કરવું જોઈએ, અને તેને અનુરૂપ વિનોદ સાધનોની વ્યવસ્થા કરવી જોઇએ. ગ્રામનું સ્વાસ્થ્ય અને ગ્રામવાસીઓની તંદુરસ્તી ફરીથી પ્રાપ્ત કરવાં જોઈએ. અને હિંદના લાખ્ખો ગામડાં નવેસરથી રચવા માટે ગ્રામરહેઠાણની વિશાળ યોજના ઉપાડવી જોઈએ. અત્યારે ગામડાંઓ જેવાં નિરસ અને અનાકર્ષક છે એવાં રહેવાં જોઇએ નહિ. તેમને ઉદ્યાનમય કસબાઓમાં ફરીથી રચવાં જોઇએ અને દરેક ગામે રાષ્ટ્રિયનીતિ અને પ્રાદેશિક યોજના સાથે મેળ ખાય એવી રીતે અન્નકોઠાર તરીકે ખેતીની યોજના રચવી જોઈએ. સમૂહગત જીવનની પુરાતન પ્રણાલિકા પર તેમનું પુનઃસ્થાપન થવું જોઈએ. અને જે ઉચ્ચ નૈતિક સપાટી પરથી તેઓનું પતન થયું છે તે સપાટી પર ફરીથી મૂકાવાં જોઈએ. નૈતિક મૂલ્યોનાં મૂર્ત સ્વરૂપ અને સંસ્કારકેન્દ્રો તરીકે ગામડાઓનું નવસર્જન થવું જોઈએ; અને ગામડાંઓને સામાજિક સંવાદિતા, રાજકિય સ્થિરતા, આર્થિક શક્તિ અને રક્ષણાત્મક બળના કેન્દ્રો અને સ્વાયત્ત વહીવટી સ્વરાજ્ય સંસ્થાઓ બનાવીને તેમની આઝાદી, આરંભશક્તિ, સ્વમાન અને સ્વાવલંબનનો નવજન્મ અને નવસર્જન સાધવાં જોઈએ.

**કલમ-૫૩** ગ્રામવેદ જુવાનોને, બળ, સંયમ, શિસ્ત, આરંભ, નિર્ણય અને ઉદ્યોગ, સમાજસેવા, જીવનકાર્યમાં તાલીમ અને કેળવણી,

શૌર્ય, સાહસ પરાક્રમ, રોમાંચ, અને દિલાવરીની અનુકૂળતાની ખાત્રી આપે છે.

હિંદના યુવકો, સ્ત્રીઓ અને નાગરિકો માટે ગ્રામવાદી સમન્વયમાં વિશિષ્ટ સ્થાન, તક અને આકર્ષણ છે. યુવાનો કલ્પના, આકાંક્ષા, સમુત્સાહથી ઉછળતા હોય છે. બાલકો અને બાલિકાઓ, યુવકો અને યુવતીઓના હૃદય અને આત્માને સ્પષ્ટ આદર્શો માટેના અવિરત પ્રયાસ, પ્રોજ્જવળ ઉત્સાહ, શ્રદ્ધા અને તમન્નાથી ભરી દેવાની ગ્રામવેદની ઉમેદ છે. સ્વદેશાભિમાનને સ્થાનિક રૂપ અને રાષ્ટ્રિયલક્ષ્ય આપવાનો ગ્રામવેદનું ધ્યેય છે. અને હિંમત, બલિદાન, સાહસ અને પરાક્રમ અને શૌર્ય પ્રેરતો, સહકાર, સેવા, સંઘકાર્ય ઉત્તેજતો, અને ત્યાગની તમન્ના પ્રગટાવતો દિલાવરીનો જુસ્સો યુવકોમાં તે પ્રગટાવવા માગે છે. ગ્રામવાદની ઈચ્છા ગામડાઓને સાહસ અને પરાક્રમના નવાં રાષ્ટ્રિયક્ષેત્રોમાં પલટવવાની છે, જેથી યુવાનોની સાહસ અને પરાક્રમની પ્યાસ સંતોષાય. રાષ્ટ્રિયશક્તિ અને બળની સાધના માટે ગ્રામવેદ યુવાનોને ધંધાદારી કુશળતા, સામાજિક ઉપયોગીતા અને સમૂહગત પ્રવૃત્તિઓ માટે તૈયાર કરશે.

**કલમ–૫૪** ગ્રામવેદ સ્ત્રીઓને કેળવણી અને આઝાદી અને પોતાનાં કળા, સંસ્કાર, ધૈર્ય અને બલિદાન, દેશભકિત અને ગ્રામવાદ પ્રત્યે વફાદારીથી પોતાનાં ઘર અને કુટુંબ, ગામ અને માતૃભૂમિને બલિષ્ઠ અને પ્રકાશિત કરવાના અધિકારની ખાત્રી આપે છે.

ગ્રામવેદ હિંદની સ્ત્રીઓને સંસ્કાર પ્રચારના વિશિષ્ટ આદેશથી અધિકૃત કરવા માગે છે. હિંદના સ્ત્રીત્વની મહત્તા જ હિંદની મહત્તા રચશે, અને હિંદની સ્ત્રીશકિત માનવતાના પારિજાતક સમી સત્ય, સ્વમાન, સેવા, બલિદાન, ન્યાય, સહકાર, સુલેહ અને શાંતિના સુવિકાસ માટેની પ્રેરણાશકિત નીવડશે. કામદારવર્ગની સ્ત્રીઓ વહેમો અને સંકુચિત મનોદશા, નિરાશા અને અધોગતિની ગર્તામાંથી ઉધ્ધૃત થશે, અને ગૃહજીવનને સુખ અને આનંદનું ધામ બનાવે એવી

કલા, સંગીત, આચાર અને ગૃહઉદ્યોગોની કેળવણી પામશે. સ્ત્રીઓ આરોગ્ય અને સ્વસ્થ્ય જાળવશે અને રમતો અને વિનોદોમાં ભાગ લેશે. ગ્રામસમાજ ગ્રામસેવામાં પ્રવૃત્ત, શક્તિશાળી અને ઉત્સાહી રહે એવું ગ્રામનારીઓ કરી શકે એવી તાલીમ અને મનઘડતર ગ્રામનારીઓને આપવા ગ્રામવેદ માગે છે. સ્ત્રીઓ એ નિઃસ્વાર્થ સેવા અને વફાદારીની પ્રતિક છે અને ગામડાંઓની સ્ત્રીઓજ ગ્રામવેદ અને દેશના કાર્ય માટે ત્યાગ અને ભક્તિનો યજ્ઞ પ્રજળતો રાખશે. હિંદની સ્ત્રીઓજ સંયુક્ત હીંદી રાષ્ટ્રના ચારિત્રની હામી બનશે. અને નીતિ, સ્વમાન અને દિલાવર મર્દાનગીની પ્રેરક શક્તિ થશે. ગામોના નવસર્જન અને નવસંસ્કાર અને રાષ્ટ્રરચના અને સ્વાતંત્ર્યના કાર્યોમાં ગ્રામવેદ સ્ત્રીઓને અગ્ર પદ આપે છે.

**કલમ–૫૫** ગ્રામસમાજને શક્તિવાન અને વ્યવસ્થિત બનાવવાનો, દેશના જીવન અને શક્તિ સુગ્રથિત અને સુઘટિત કરવાનો, અને આબાદી, ન્યાય, સ્વાતંત્ર્ય, લોકશાહી અને ગ્રામવાદી સમન્વય સાધવા અને જાળવવા માટે કાર્ય કરવાની કીર્તિ મેળવવાનો હક્ક ગ્રામવેદ નાગરિકોને આપે છે

ગ્રામવેદમાં અખિલ હિંદના નાગરિકો માટે આકર્ષક તત્ત્વો છે. તેમાં પક્ષપાત કે અપવાદને સ્થાન નથી. ગ્રામવેદ દરેક વર્ગ અને સંપ્રદાયનાં સ્ત્રીઓ અને પુરૂષો માટે હિંદની નીતિ અને સંસ્કારોના રક્ષક તરીકે અને નવભારતના પ્રભાવના મૂળગત સ્થાપક તરીકે ગ્રામવાદી સમન્વયની સર્વોપરિતા જાહેર કરે છે. તે ગ્રામપુનર્રચનાને રાષ્ટ્રિય સંસ્થાપનનું કેન્દ્ર બનાવે છે, અને તે હિંદી પ્રજાઓના રાજકિય, નૈતિક અને સામાજિક જીવનનું નવઘડતર અને નવવ્યવસ્થિકરણ કરવા માગે છે. હિંદે મહાશક્તિ અને મહાસત્તા બનવું જોઇએ એવો ગ્રામ વેદનો સંદેશો છે, અને તે બધા લોકો માટે આબાદી, બધા વર્ગો અને વ્યક્તિઓ માટે સ્વતંત્રતા, દેશ માટે આઝાદી અને રાજ્ય અને રાજ્ય-

સંસ્થાઓની અંદર ( અને માટે ) લોકોની સાચી લોકશાહી એ ચતુર્વિધ સિદ્ધિનાં કર્તવ્યો નાગરિકોને સોંપે છે.

**કલમ–૫૬** ગ્રામશિક્ષકો, અમલદારો અને ગામડાના નોકરોને દેશ ને ગ્રામસમાજની સેવા માટે ખાસ સંભાળ, તાલીમ અને સુસજ્જતા અને બઢતીની ખાસ તકોની ગ્રામવેદ ખાત્રી આપે છે.

ગ્રામસંસ્થાની આસપાસ જ ગ્રામવેદનો વિકાસ છે, અને રાષ્ટ્રિય નવસ્થાપના અને ગ્રામવાદી તંત્ર માટે ગ્રામનવરચના જ આધારકેન્દ્ર છે. તેથી ગ્રામશિક્ષકો, ગ્રામઅમલદારો અને ગ્રામનોકરો ગ્રામવેદ પ્રમાણેનાં પોતાનાં નવાં કર્તવ્યો માટે ખાસ તાલીમ, સજ્જતા અને પ્રેરણા મેળવે એ આવશ્યક છે. તેમનું કર્તવ્ય ગ્રામનવરચનાનું હશે, નહિ કે મહેસૂલી અને પોલિસ અમલદારો મારફત સત્તા મેળવવાનું. ગ્રામવાદી સમન્વય, એકતા અને શક્તિની વિશાળ યોજનામાં તેઓ પોતાની નાની સરકાર રચશે. તેઓ વહીવટી શક્તિ અને રાજનૈતિક ચાતુર્ય ધરાવે એવી અપેક્ષા રહેશે. તેમને ઉચ્ચ પ્રકારની વ્યવસ્થાશક્તિ અને અંગત કુશળતાની જરૂર પડશે. રાજકારણી સુશ્લિષ્ટતા, વહીવટી એકમ, આર્થિક અંગ અને રક્ષણના આધાર તરીકે ગ્રામજનતા સમૂહગત અને સંયુક્ત જીવન માટે જાહેર કર્તવ્યોનો નવો આચાર સિદ્ધાંત અને જાહેર વર્તનના નવાં ધોરણો તેમણે સ્વીકારવાં પડશે. આટલા માટે ગ્રામવેદ ગ્રામનોકરોની એવી ચઢઉતર સંકલનાની યોજના રચવા માગે છે કે તેમને ચિંતામુક્તિ, આબાદી, આરંભ તેમજ ઉત્સાહ માટે પૂરતું ક્ષેત્ર, અને પરિણામ માટે પૂરતી જવાબદારી મળી શકે. તેમના કાર્ય માટે પૂરતાં સાધન હોય અને તેમની કામગીરી માટે પૂરતો પુરસ્કાર મળે.

**કલમ–૫૭** ગ્રામવાદને કોઈપણ વ્યક્તિ કે ખાતાં સામે વિરોધ નથી. અને ગ્રામવાદી વ્યવસ્થામાં વફાદાર અને લાયક નોકરો ને રક્ષણ અને કાર્યક્ષમોને બઢતી મળશે એવી મુકરર ગોઠવણની ઊંચી નીચી પાયરીના બધા અમલદારોને ગ્રામવેદ ખાત્રી આપે છે.

જુદી જુદી પાયરીના જાહેર નોકરોને ગ્રામવેદ સ્પષ્ટ કરવા માગે છે કે ગ્રામવાદની યોજનાને બાધ ન આવે એવી રીતે તેમનાં હિતો ગ્રામવાદીતંત્રમાં સલામત રહેશે. અને જે કોઇ ગ્રામવાદી સમન્વય માટે કાર્યક્ષમતાથી આ નવવ્યવસ્થાને યોગ્ય નીવડશે તેમને પોતાની પ્રગતિ સાધવા આવકાશ મળશે; કારણ કે તેઓ પોતાનાં માનસ નવા આદર્શને અનુકૂળ બનાવે તો તેમના અનુભવને લીધે ગ્રામવાદી સિદ્ધિમાં પુષ્કળ સહાય આપી શકે.

**કલમ–૫૮** રાષ્ટ્રિયસલામતી અને સમાજના કરભારણમાં વ્યાજબી ફાળો, પ્રમાણસરના કરવેરા, પોતાની મજૂરીથી થતો નફો, અને પોતાની જમીનપરના હક્કોની ખાત્રી ગ્રામવેદ દરેક કિસાનને આપે છે.

કિસાનનું હિત ગ્રામવેદમાં અગ્રગણ્ય છે. અત્યારની કરપદ્ધતિ, જે ગરીબો પર વધારે અને ધનિકો પર ઓછી બોજારૂપ છે તેને સ્થાને વધારે સમતાવાળી કર પદ્ધતિ ગ્રામવેદ મુકરર કરશે. ગામ અને દેશને માટેની ગંભીર ફરજો અને સમૂહગત કાર્યો ગ્રામવેદ કિસાનો પર નાખે છે. અને આશા રાખે છે કે દરેક કિસાન દેશની સલામતી અને સામાજિક સેવામાં પોતાનો ખાસ ફાળો આપશે.

**કલમ–૫૯** ગામ કે નગરના પગારદાર નોકરો, ઔદ્યોગીક કામદારો અને દરેક નાગરિકોને સાંસ્કારિક અને સામાજિક સેવાની ગ્રામવેદ ખાત્રી આપે છે.

સાર્વત્રિક નાગરિકતાની જાહેરાત સાથે ગ્રામવેદ ઇચ્છે છે કે સાંસ્કારિક અને સામાજિક સેવાઓ અને નોકરીઓના લાભ હિંદના બધા લોકોને સમાનતાથી મળવા જોઇએ, અને આ સાર્વત્રિક ગોઠવણીમાં ધનીકોએ પોતાનો ફાળો આપવો જોઇએ. ગ્રમવેદના સિદ્ધાંતો સાથે અવિસંવાદી ખાનગી સંસ્થાઓને અટકાયત ના હોય, પણ કેળવણી અને વૈજ્ઞાનિક અને શાસ્ત્રીયજ્ઞાન અને તાલીમ માટેની

તકો દરેક નાગરિકને મળવી જોઈએ, અને આખા હિંદમાં તે ધીમે ધીમે તદ્દન મફત મળવી જોઈએ. ધનવાન અને સાધનસંપન્નવર્ગો પોતાનાં સાધનોને લીધેજ જ્ઞાન, કલા કે કરીગરીમાં **અણઘટતો ફાયદો** ઉઠાવી શકે નહિ. ગ્રામવાદી તંત્રમાં દરેક નાગરિક શ્રેષ્ઠ કૌશલ્ય, અને પૂર્ણતમ તક મેળવે એ ગ્રામવેદની ભાવના પ્રમાણે આવશ્યક છે. સ્વાસ્થ્ય સેવાઓ અને વૈદકિય મદદને પણ આ લાગુ પડે છે. ગરીબમાં ગરીબને પણ શ્રેષ્ઠતમ વૈદકિય મદદ મળવી જોઇએ, અને ધનિકતાની ફરજ તરીકે ધનવાનોએ આ બધાનું ખર્ચ કાઢવું જોઇએ. જો તેઓ આવી ભાવના કેળવે નહિ તો એવી ફરજ પાડતાં ગ્રામવાદ અચકાશે નહિ.

**કલમ–૬૦** સીધી કે આડકતરી રીતે દેશને વિભક્ત કરે, હિંદની એકતામાં તૂટ પાડે, હિંદના સાર્વભૌમત્વને હલકું પાડે, કે ગ્રામ-સર્વોચ્ચતા અને ગ્રામલોકતંત્રને અવ્યવસ્થિત કરે એવા વલણવાળા હરેક કાર્ય, ઉચ્ચારણ કે હેતુ સામે ગ્રામવેદ હિંદના સર્વતત્ત્વો, દરેક વ્યક્તિ, સમૂહ, વર્ગ કે સમાજને ગંભીર ચેતવણી આપે છે.

ગ્રામવાદી સમન્વયને આંતરિક સંગઠિતતા અને રાષ્ટ્રીય સલામતીની જરૂર છે. દેશની સંગઠિતતામાં અનેક રીતે તૂટ પાડી શકાય. આ રાષ્ટ્રિય સંગઠિતતા અને સલામતીને આંચ આવે એવું કોઈ પ્રકારનું વર્તન કોઇએ રાખવું જોઇએ નહિ. પ્રાંતવાદો, ભાષાવાદો, કોમવાદો, અને એવા બધા વિભાગવાદી વલણો સંયુક્ત હિંદના ખરા રાષ્ટ્રત્વને દ્રોહરૂપ છે. આયર્લેંડમાં અલ્સ્ટર પ્રમાણે દેશની રાજકિય એકતામાં ભાગલા પાડવાની કોઈપણ સૂચના ઝેર જેવી પ્રાણહારક ગણાવી જોઇએ. કોઇપણ સાહ્યા નીચે હિંદની મૂળગત એકતાને વિચ્છિન્ન કરવા માગતી કોઈપણ યોજના હિંદને પુષ્કળ હાની-કારક છે. ગ્રામીણ એકતા, અર્થતંત્ર, સ્વરાજ્ય અને સ્વાયત્ત ગ્રામ-સંસ્થાઓના સંઘપર રચાયેલા રાજ્યની કલ્પના, કર્તવ્યો અને ગ્રામ-સત્તાના સિદ્ધાંતોપર હુમલો કરવા મથતી કોઈપણ ક્રિયા ગામ પાસેથી તેના જન્મસિદ્ધ હક્કો, અધિકારો અને ફરજો પડાવી લેવા

બરાબર છે. અને તેથી તેનો વિરોધ, પરાજય અને નાશ થવાં જોઈએ. માત્ર કાયદાની કે શાસ્ત્રિય પરિભાષા પ્રમાણે નહિ, પણ દરેક બાહ્ય અને આંતર્ બાબતોમાં હિંદની સર્વોપરી ઇચ્છા અમલમાં મૂકવાની શક્તિ અને અધિકારની પૂર્ણતાના અર્થમાં હિંદના સાર્વભૌમપદને કોઈપણ પ્રકારે કોઈપણ બહાને, હલકુ પાડે એવી યોજના દેશને દ્રોહ તરીકે ગણાવી જોઈએ. આથી આ કલમમાં ગ્રામવેદ આવી બધી સંભાવનાઓને સ્પષ્ટ ચેતવણી આપે છે.

**કલમ ૬૧**—કોઈ પણ પરદેશી રાજ્ય કે દેશ કે તેના વતની કે પ્રતિનિધિઓને હિંદની આંતરિક બાબતોમાં દખલગીરી કરવા સામે ગ્રામવેદ ગંભીર ચેતવણી આપે છે.

ચીન અને સ્પેનમાં બનેલા કરુણ બનાવો, અને યુરોપ, આફ્રિકા, યુનાઇટેડસ્ટેટ્સ અને દક્ષિણ અમેરિકન પ્રજાસત્તાકોમાંના નાઝી-ફાસીસ્ટ કાવતરાંઓ જોતાં આ કલમ તદ્દન આવશ્યક બને. 'હિંદને અડો નહિ' એ હિંદ સમસ્તનો અચળ સિદ્ધાંત જોઈએ. હિંદની આંતરિક બાબતોમાં કોઈપણ પરદેશી સત્તા કે મદદની માગણી કરાય એવા કોઈ પણ હક્ક કે ઓઠાં કોઈ પણ સ્થાપિત હિતને ધરાવવા દેવાય નહિ. એક સ્વતંત્ર પ્રજા અને રાજતંત્ર કેવી રીતે ગુંગળાઈ જાય તેનો દાખલો ઝેકોસ્લોવિકીઆમાંની બ્રિટિશ દરમ્યાનગીરી પૂરો પાડે છે. પોતાના મતભેદો અને ઝઘડાઓની પતાવટ હિંદીઓ પોતાની મેળે જ કરી લે. પણ જે પળે કોઈ હિંદી બહારની મદદ માગે તે પળે તે રાજદ્રોહી બને છે. અને કોઈ પણ બહારની સત્તા, સંસ્થા કે રાજ્ય, સત્તાવાર કે બીનસત્તાવાર રીતે, કે જાહેર કે ગુપ્ત રીતે દરમ્યાનગીરી કરવાનું પસંદ કરે તો એક ચડાઈખોર તરીકે તેની તરફ વર્તવું જોઈએ. અને આવા દાવા અને દખલગીરીના અસ્વીકાર, વિરોધ અને પ્રતિકાર માટે, તેમ આવી સત્તાના પરાજય માટે, આખા હિંદે પોતાના આગ્રહ, પ્રયત્ન અને બલિદાનમાં એકાગ્ર થવું જોઈએ.

**કલમ૬૨**—સ્વતંત્ર રાજ્ય તરીકે હિંદનું સાર્વભૌમત્વ, એકતા અને અભેદ્યતાને હાની પહોંચાડે એવા કોઈ પણ કાર્ય કે પગલા સામે દરેક વ્યક્તિ, દેશ અને રાજ્યતંત્રને ગ્રામવેદ ગંભીર ચેતવણી આપે છે.

સંપૂર્ણ રાષ્ટ્રિય સ્વાધીનતાનો દાવો કરનારૂં હિંદ પોતાના પાડોશીઓ અને મિત્રો સાથે સંપૂર્ણ મૈત્રી અને શાંતિથી રહેવા માગે છે. પણ તેનાં સ્વાતંત્ર્યને કોઈ પણ પ્રકારના સત્તાની મહેરબાની કે મીઠી નજર પર આધાર ન રાખવા દેવાનો તેણે નિશ્ચય કરવો જોઈએ. કોઈપણ પ્રકારના ઘટાડા કે શિથિલતા સામે પોતાનું સાર્વભૌમત્વ, અધિકાર અને સત્તા તેણે આગ્રહ અને ખબરદારીથી જાળવવાં જોઈએ. હિંદે પોતાની પ્રાદેશિક અભેદ્યતા અને રાજકિય એકતા પોતાના સમગ્ર સાધનો અને શક્તિથી રક્ષવાં જોઈએ. જાપાન, જર્મની, ફ્રાંસ, બ્રિટન, અને ઈટાલી જેવી શાહીવાદી સત્તા મારફતે બીજા દેશોનાં રાષ્ટ્રિય હિતો, આર્થિક જીવન અને પ્રદેશો પર થતા જોરતલબી ભર્યાં આક્રમણો નજર સામે રાખીને ગ્રામવેદ હિંદના સંપૂર્ણ અને સ્વતંત્ર સાર્વભૌમત્વનો આ સિદ્ધાંત જાહેર કરે છે. તેટલા માટે હિંદી પ્રજાના સાર્વભૌમત્વ અને હિંદી રાષ્ટ્રિય રાજ્યતંત્ર 'સોકોવીરેઈન'ની સલામતી માટે એક સંપૂર્ણ વ્યવસ્થા કરવાની ગ્રામવેદની યોજના છે.

**કલમ ૬૩**—હિંદ અને તેની સીમાઓ, અને સીમાઓ પરના રાજ્યોમાં કે તેમની સામે, વ્યાપારી પગપેસારો, રાજકારણી દખલગીરી કે ખુશ્કી, તરી કે હવાઈદળ મારફત દરમ્યાનગીરી કે આક્રમણ સામે ગ્રામવેદ દરેક દેશ અને રાજ્યને ગંભીર ચેતવણી આપે છે.

આગળની કલમમાં આપેલા સિદ્ધાંતોનો આ ઉપસિદ્ધાંત છે. નાણાંકિય જાદુગરી અને જોરતલબીના પીઠબળવાળા વ્યાપારી પદસંચાર પછી વ્યાપારવિષયક અધિકારોનો દાવો કરવામાં આવે છે. એજ પ્રમાણે કોઈ પણ પક્ષ કે વ્યક્તિને સત્તાનશીન કરવા માટે ટેકા તરીકે રાજકિય દરમ્યાનગીરી અમલમાં મૂકાય છે. આવા લોકો આવી

દરમ્યાનગીરી કરનાર સત્તાનાં હથિયારો કે હજુરીઆઓ કરતાં કાંઈ વધારે ન હોઈ શકે. વધારેમાં તરી, ખુશ્કી, કે હવાઈદળ મારફત આક્રમણની ધમકી કે આક્રમણ પણ થાય. આ બધાંનો હિંદમાં અને તેની સીમા પર જ નહિ, પણ તેની સીમા પરના દેશોમાં પ્રતિકાર થવો જોઈએ. અફઘાનિસ્તાન, ઈરાન, અરબસ્તાન, ચીન, બર્મા, સીલોન અને સિયામમાં દખલગીરી કે દરમિયાનગીરી હિંદને પડકાર જેવાં છે, અને દૃઢતા, ત્યાગ અને આગ્રહથી તેમનો વિરોધ અને પ્રતિકાર થવાં જોઈએ.

**કલમ ૬૪**—ગ્રામલોકતંત્ર, પ્રજાકિય લોકશાહી, રાષ્ટ્રિય સ્વાતંત્ર્ય અને આર્થિકસમતાના ધોરણપર સ્થપાયેલી અને ચાલતી હિંદી રાષ્ટ્રિય રાજસત્તામાંહેના અર્થતંત્ર કે વહીવટી સત્તામાં ભાગલા સામે ગ્રામવેદ દરેક વ્યક્તિ અને સંસ્થાને ચેતવણી આપે છે.

સમગ્ર ગ્રામવાદી સમન્વય અમલમાં મૂકવા માટે આંતરિક સુદૃઢતા આવશ્યક છે. રાજકિય વ્યવસ્થા, આર્થિક બંધારણ, કે વહીવટી પદ્ધતિમાં તડાં પડાવે તેવી કોઈપણ વસ્તુ આ સુદૃઢતાને જોખમમાં મૂકે છે. તેથી સ્વાતંત્ર્ય, સમતા, લોકશાહી, અને ગ્રામલોકતંત્રના પાયા પર રચાયેલા, એટલે કે રાષ્ટ્રિયસ્વાતંત્ર્યના સિદ્ધાંત અને રાજકિય પ્રજાવાદી સંસ્થાઓ પર આધાર રાખતા, સ્વાયત્ત ગ્રામતંત્રોની ક્રમિક સત્તાઓથી રચાયલા અને ગ્રામીણ આર્થિક સમૂહતંત્રોવાળા, હિંદના લોકો મારફત યોજાયેલા રાજ્યની સલામતિ અને શક્તિ માટે ગ્રામવેદ આદેશ આપે છે, કે આવી રાષ્ટ્રિય સુદૃઢતાને શિથિલ કરે એવી રીતે કોઈ પણ વ્યકિત કે સંસ્થા વર્તશે નહિ. આખી પ્રજાની કાર્યક્ષમતા, સ્વયંસંપૂર્ણતા, અને કિસાનો અને ગ્રામસત્તાની સર્વોપરિતા પર રચાયેલા રાજ્યની સલામતી માટે અને હિંદી રાષ્ટ્રિય રાજતંત્રની પ્રતિષ્ઠા અને અધિકાર માટે આ સૂત્ર જરૂરનું છે.

**કલમ ૬૫**—ગ્રામવેદ બીનઆક્રમણનો સિદ્ધાંત જાહેર કરે છે, અને આર્થિક શોષણ, પ્રાદેશિક કે રાજકારણી મહત્ત્વાકાંક્ષા કે જાતિય

અભિમાન કે સત્તાથી વિમુક્ત, સમાન પદવીની આધાર પર રચાયેલા આંતર્રાષ્ટ્રિય સંબંધો અને શાંતિની ઘોષણા કરે છે.

જેમાં સંસ્કૃતિ સલામત રહે અને સંસ્કારિતા પ્રગતિમાન બળ તરીકે જળવાય, અને વિજ્ઞાન ક્રૂરતા અને પાશવતાનું સાધન બનવાને બદલે માનવસુખની વૃદ્ધિ માટે વપરાય એવી સમતાભરી વિશ્વ-વ્યવસ્થાની સાધના માટે સહયત્ન, સંવાદ અને શાંતિનું આ સૂત્ર છે.

ગ્રામવેદ હરેક પ્રકારના જોરતલબી અર્થના જાતિય દાવાઓ અને ગર્વઘોષણાઓની વિરુદ્ધ પોતાને જાહેર કરે છે.

એક વર્ગ પર બીજા વર્ગની, એક દેશ પર બીજા દેશની, એક જાતિ કે ધર્મ પર બીજી જાતિ કે ધર્મની સરસાઈ કે શોષણનીતિ સામે ગ્રામવેદ પોતાને અસંદિગ્ધ રીતે જાહેર કરે છે. ગ્રામવેદને કોઈ પણ દેશ કે પ્રજા સાથે ઝઘડો નથી. ગ્રામવેદ બીનઆક્રમણના સિદ્ધાંતને વરાયેલો છે. ગ્રામવેદ હિંદ અને બીજા દેશોની સલામતી અને શાંતિનું પ્રતીક છે, અને દેશોપર અત્યાચાર અને રાષ્ટ્રોની લૂંટ સામે બીનઆક્રમણ અને શાંતિ માટે ગ્રામવાદી કાર્યપ્રવૃત્તિની સંકલના થશે. ગ્રામવાદી કાર્યપ્રવૃત્તિ પોતાના સમન્વય અને રાજતંત્ર 'સોફોવીરેઈન'ના રક્ષણમાં આગ્રહી અને વેગીલી રહેશે.

ગ્રામવેદે હિંદમાંના પોતાના રાજતંત્રના સંચાલન માટે માર્ગ-દર્શન તરીકે જાહેર કરેલી કાર્યનીતિની આ ૬૫ કલમો છે. સુલેહશાંતિમાં રહેતી, પણ પોતાની સલામતી અને સાર્વભૌમત્વ પર જવાની તકેદારી રાખતી, એક વિશ્વસત્તા તરીકેના પોતાના ભાવિ તરફ હિંદને દોરી જવા માટે સર્વોચ્ચ મૂલ્ય અને નિર્વિવાદ યોગ્યતાવાળી આ સુયોજિત કાર્યનીતિની કસોટીએ હિંદની પ્રજાઓ પોતાના રાજકર્તાઓનો ન્યાય કરશે.



# ભાગ—૨

## ગ્રામવેદને પોતાનો કાર્યક્રમ છે

**એક રચનાત્મક બળ**

ગ્રામવેદ એક રચનાત્મક બળ છે, અને હિંદી પ્રજાના નવજીવનની રચના માટે ગ્રામવેદ પાસે સુવિચારીત કાર્યક્રમ અને સુશ્લીષ્ટ આદર્શો અને યોજનાઓ છે.

આ ગ્રામવેદી કાર્યક્રમ જુદા જુદા ખંડોમાં વહેંચી નાખવામાં આવ્યો છે. પહેલો ખંડ સર્વસાધારણ વિગતોને લગતો છે. બીજો ખંડ રાષ્ટ્રિય મોટા ઉદ્યોગો અને રાષ્ટ્રિય આર્થિક પુનર્રચનાને લગતી ગ્રામવાદની વિશિષ્ટ કામગીરીઓ ચર્ચે છે. ત્રીજો ખંડ ગ્રામપુનઃ—સ્થાપના ચર્ચે છે.

**નૂતન ગ્રામસંસ્થાઃ**—સાર્વભૌમ ગ્રામલોકતંત્રમાં એકત્રિત થયેલા સ્વાયત્ત ગ્રામસંઘો વિષે બધું, તેમજ ગ્રામવાદી સત્તા શું કરે—એટલે હિંદ માટે જે વહીવટી, આર્થિક, શિક્ષણ વિષયક અને રચનાત્મક કાર્યક્રમ અમલમાં મુકવાની ગ્રામવેદને આકાંક્ષા છે તેની વિગતો ચોથા અને પાંચમા ખંડમાં આપી છે.

આ કાર્યક્રમની જુદી જુદી વિગતોની આ વિભાગોમાં માત્ર રૂપરેખા જ આપવામાં આવી છે, જેથી ગ્રામવેદ જે ગ્રામવાદી તંત્ર સોક્રાવીરેઈન, સ્થાપવા માગે છે. તેની સિદ્ધીથી તે જે રાષ્ટ્રિયકાર્યો સાધશે તેનો સર્વગ્રાહી ખ્યાલ આવી શકે.

## ૧. સર્વસામાન્ય કાર્યક્રમ

### ગ્રામવાદીતંત્ર

**ભાગ ૧:**—ગ્રામવાદી ગ્રામસંઘોની યોજના, ગ્રામવાદી વર્તુલ, તેહસીલ, તાલુકા, જિલ્લા અને પ્રાદેશિક ગ્રામસંઘોમાં તેમનું સહયોજન, અને અખિલ હિંદ ગ્રામસંઘમાં તેમનું સંકલન અને તેમનું બંધારણ, જેને હિંદના ગ્રામલોકના તંત્રનો સ્થાપકધારો કહેવામાં આવશે તે બધાને પૂર્ણ કરવાં.

ગ્રામવેદનો સમગ્ર સમન્વય સધાય અને તેની ફરજ પૂરી થાય તે માટે ગ્રામવાદને પ્રવૃત્તિમય સંસ્થામાં સંકલિત અને વ્યવસ્થિત કરવાનું છે. આ સંસ્થા સ્થાનિક હોઈ શકે નહિ. પરસ્પર સંકલિત એકમો અને પાયરીમય સત્તાવાળી તે સંસ્થાની ગૂંથણી હોય. ગામડું તેનો આધારસ્તંભ રહે. તેના વિશાળ સ્થાપન પાયામાં સાત લાખ ગામડાંઓ હોય. સ્થાનિક, પ્રાદેશિક, પ્રાંતિય અને કેન્દ્રસ્થ એકમોનું તેનું ચોકઠું બને અને જુદી જુદી કારોબારીઓ તેની સંચાલન યંત્ર-સામગ્રી હોય. અને આ રીતે હિંદ માટેના ગ્રામવેદના સર્વોચ્ચ કર્તવ્યો સુસંવાદ અને સફળતાથી સિદ્ધ થાય. આટલા માટે ગ્રામવાદીતંત્રમાં એવી પદ્ધતિ અને યાંત્રિકતા જોઇએ કે જેથી કટોકટી અને આપત્તિઓમાં પોતાના બળ અને શક્તિ પર નિર્ભર રહી, ખાત્રીભરી દૃઢતા અને સંપૂર્ણ સમતોલતા સાથે તેમાં ઝડપથી અને સરળતાથી અવિરત ગતિ અને પ્રસંગાનુકૂળ પલટો સાધી શકાય.

ગ્રામવેદના પ્રારંભના પ્રાથમિક તબક્કાની પ્રગતિ અને દેશના ભિન્ન ભિન્ન ભાગોમાં ગ્રામવાદીકેન્દ્રોની રેખામય સ્થાપના પછી આખા ચોકઠાની વિગતો તૈયાર કરી શકાય. આ ચોકઠાનું રૂપ એકતંત્રી સંસ્થાનું હશે. તે સ્વવહીવટી અને સહયોગી એકમોના સંગ્રથનથી બનેલી હશે; અને હિંદની ગ્રામયોજનાના ભાગ તરીકે વિભાગીય અને સ્થાનિક કારોબારીઓ અને પ્રાદેશિક નેતૃત્વ છતાં સર્વોચ્ચઅધિકાર આ

સંસ્થાનો હશે. આખા તંત્રના જુદા જુદા ઘટકોના અધિકારો, ફરજો, જવાબદારીઓ, સત્તા, કર્મો અને હક્કોને નિશ્ચિત કરતું આ સંસ્થાના વિકાસ ને અનુરૂપ બંધારણ બેથી પાંચ વર્ષમાં રચી કાઢવામાં આવશે. આને માટેના ધારાઓનો સમગ્ર સંગ્રહ તે ગ્રામવાદી તંત્રની ધારાપોથી બનશે.

**ભાગ ૨** :—હિંદની રાજકારણી સંસ્થાઓમાં ગ્રામવાદી પ્રતિનિધિઓ, અને સ્થાનિક સ્વરાજ્ય સંસ્થાઓ, ધારાસભાઓ, કાનૂની મંડળો અને વ્યાપારી, ઔદ્યોગીક અને મજદૂર મંડળોમાં ગ્રામવાદી સભ્યોની ચૂંટણી.

ગ્રામવાદ માત્ર પ્રચારકામી વસ્તુ જ બનવા માગતો નથી. ગ્રામવેદની વિચારસરણીએ સક્રિય વહીવટ એ ગ્રામવાદનું લક્ષ્ય છે. તેથી દેશની પ્રજાકિય સંસ્થાઓ ગ્રામવેદને પ્રતિબિંબિત કરે એ જરૂરનું છે. તેથી ગ્રામવાદીઓએ ધારસભાઓ અને સ્થાનિક સંસ્થાઓમાં ચૂંટાવા પ્રયત્ન કરવો જોઇએ, અને ગ્રામવાદના પ્રચાર માટે બધી રાજકારણી પ્રવૃત્તિઓમાં ભાગ લેવો જોઈએ. ગ્રામવેદ એ સિદ્ધાંત માત્ર જ ન રહેવો જોઈએ. ગ્રામવેદ તો બધા હિંદીઓનો જીવનમાર્ગ છે. અને હિંદના ભાવિ નિર્માણની અધિકતમ સિદ્ધી છે. તેથી ધારાસભા, વહીવટી તંત્ર, પંચાયતો, સંઘો અને મંડળોમાં, ગ્રામવેદની સર્વ-વ્યાપી વગ જોઇએ. મજૂર સંઘો, વ્યાપારીઓના મંડળો કે મહાજનો, વેપારીસંસ્થાઓ અને ઔદ્યોગિકમંડળીઓ અને સંસ્થાઓમાં ગ્રામવેદે પ્રસરવું જોઇએ.

ગ્રામવાદી પ્રયત્નના રોજબરોજ કાર્યો કે તરવરાટભર્યા ચૂંટણીનાં પ્રસંગો—એ બધા કાર્યોમાં ગ્રામવાદી કાર્યકર્તાઓને મદદ અને સહાય આપવાં એ આપણા રાષ્ટ્રિયજીવનના વેગીલા સર્વદેશીવિકાસના સર્વ-હિતસ્વીઓની ફરજ રહેશે.

**ભાગ ૩**:—ગ્રામશિક્ષકો, અમલદારો, સંસ્થાઓ અને શરાફો, તેમજ ગ્રામપંચાયતો, તેમના સંઘો કે સંગઠનના તંત્ર સાથે સહયોજન.

ગામડાની શાળા, શિક્ષક, શરાફ, સહકારીમંડળ, પંચાયત, અને અમલદારો એ ગ્રામજીવન પર અસર કરનારી સંસ્થાઓ છે. આ સંસ્થાઓની પુનર્વ્યવસ્થા કરવાની છે, અને ગ્રામવેદની સિદ્ધી અને રાષ્ટ્ર સ્થાપના સાથે મેળ ખાય એ રીતે નવા આદર્શો, તાલીમકાર્યો, કર્તવ્યો, જવાબદારીઓ અને સત્તાઓ સાથે આ વ્યક્તિઓનું નવનિર્માણ કરવાનું છે. આ વ્યક્તિઓને સંઘો કે મહાજનોમાં વ્યવસ્થિત કરવાની છે. અને જ્યાં આવું તંત્ર અસ્તિત્વમાં હોય ત્યાં તેની નવરચના કરી તેને ગ્રામવેદનું અંગીભૂત બનાવવાનું છે.

**ભાગ ૪:**—અખિલ ભારત ગ્રામોદ્યોગ સંઘ અને અખિલ ભારત ચરખાસંઘ સાથે સહકરણ.

ગામડાઓનાં જીવન સુધારવામાં રોકાયેલા દરેકનો સહકાર ગ્રામવેદ વાંછે છે. અખિલ ભારત ગ્રામોદ્યોગ સંઘ અને અખિલ ભારત ચરખાસંઘ ગ્રામજનોની સેવાના ઉપયોગી ખ્યાલો ધરાવતી અને અગ્રગામી કાર્યના ઇતિહાસવાળી બે ઉપયોગી સંસ્થાઓ છે, અને આ મંડળોના કાર્યમાટે ગ્રામવાદીઓ પોતાથી બનતું બધું કરી શકે.

**ભાગ ૫:**— ગ્રામવેદી યોજનાઓ, ગ્રામસત્તા અને ગ્રામકલ્યાણનાં કાનૂની પગલાંઓ.

ગ્રામવેદ કાનૂની અનુમતી અને વહીવટી પ્રયત્નદ્વારા પોતાની કાર્યનીતિઓ અને કાર્યક્રમો અમલમાં મૂકવા માગે છે. ગામના અમલદારો, શિક્ષકો, પોલીસ, સહકારીઓ, કારોબારીઓ, સલાહકારો, વિજ્ઞાનીઓ અને તંત્રસ્થાપકો માટે નવા કાયદાઓ સ્વીકારવામાં આવશે. આ કાયદાઓ તેઓની લાયકાત, તાલીમ અને કસોટી માટે સવડ આપશે. બધી ફરજો અને સત્તાઓ વિગતવાર નિશ્ચિત કરશે, અને તેમનાં કર્તવ્યો અને જવાબદારીઓનું સીમાંકન કરશે.

ગામડાની શાહુકારી પ્રથા નવા કાયદાઓ વડે સહયોજિત, સુવ્યવસ્થિત અને સંપુષ્ટ બનાવવામાં આવશે, જેથી મધ્યસ્થ કે પ્રાંતિક

સાધનો કે માર્ગદર્શન ઉપર આધાર રાખ્યા વિના, ખેતી, હાથઉદ્યો વ્યવહારસાધનો અને સ્થાનિક સત્તામંડળોની જરૂરીઆતો પૂરી અને ગમે તેવી કટોકટીનો સામનો કરી શકે, એવા પાયારૂપ સ્વવહીવટી અર્થતંત્રની સવળતા થાય.

ગ્રામનું અર્થતંત્ર અને ખેતી પુનર્વ્યવસ્થિત કરવા માટે, સમૂહગત ખેતી, ઉત્પાદન, સહકારી વેચાણ અને ખરીદની સવડ નવો શાહુકારી કાયદો અને નવો ખેતીનો કાયદો ઘડવાં પડશે. ગ્રા ઉદ્યોગો અને હાથઉદ્યોગો અનુકૂળ નિયમો પ્રમાણે યોજવા અમલમાં મૂકવા પડશે. ગામના નાગરિક જીવન માટે પણ કિસ અને શરાફો પર મુકરર ફરજો નાખતા સ્પષ્ટ ધારાની જરૂર પ અને રાષ્ટ્રિયરક્ષણ, આબાદી અને શક્તિ, પ્રાદેશિક સલામતી રાજ્યપ્રયત્ન માટેની શક્તિશાળી સંસ્થાઓમાં ગામડાંઓને પ નાખવા માટે ગામડાંનાં પોલીસ અને વહીવટી તંત્રની પુનર્ કરવી પડશે.

**ભાગ ૬**:—ગ્રામવાદીઓના કાર્યના પ્રારંભિક પાયા તરીકે પં અખિલ હિંદ ગ્રામ પરિષદ (૧૯૩૨) અને તેની સામાન્ય સભા કારોબારી (૧૯૩૩) ના ઠરાવોમાં ઉલ્લેખાયેલા પગલાં અમલમાં મૂ માટે વહીવટીતંત્રનો પ્રયત્ન અને સહયોજન.

૧૯૩૨ની સાલમાં ગ્રામકાર્યમાં રસ ધરાવતા ધારાસભા અને સ્થાનિક સંસ્થાઓના સભ્યો અને બીજાઓની એક પા કાઉન્સીલ ચેમ્બર્સ પાસે નૂતન દિલ્હીમાં મળી હતી. દેશભક્ત ગોખલે સ્થાપેલા પુનાના હિંદ સેવક મંડળના પ્રમુખ શ્રી. જી. કે. દેવ સી. આઈ. ઇ. એના અધ્યક્ષ હતા. આ પુસ્તકના લેખક સામ મંત્રી હતા અને તેમણે એક પાયારૂપ ગ્રામકાર્યક્રમ રજુ કર્યો હ ૧૯૩૨ના મધ્યસ્થ ધારાસભાના બધા સભ્યોએ તે પસંદ કર્યો હતો આ લેખકે તૈયાર કરેલી સર્વગામી યોજના સર્વાનુમતે સ્વીકારી

આ પરિષદ વખતે નીમાયેલી સામાન્ય સભાએ ૧૯૩૩ માં એક અમલી-યોજનાથી તેને પરિપૂર્ણ કરી હતી.

આ કાર્યક્રમમાં પ્રયાસ માટે વિશાળ ક્ષેત્ર છે, અને ગ્રામવેદના પ્રારંભિક તબક્કાઓમાં અમલમાં મૂકવા માટે તે ઉપયોગનો થઈ પડશે. પ્રાંતિક પ્રધાનમંડળો, બીજી સંસ્થાઓ અને રાષ્ટ્રિયમંડળો સહેલાઈથી એ યોજનાના ઘણા ભાગને અમલમાં મૂકી શકે છે, અને તે દેશને ઘણા લાભની થઈ પડવા સંભવ છે.

**ભાગ ૭:**—ગ્રામવિસ્તારોની વહીવટી અને આર્થિક પુનર્રચના.

આર્થિક ઉડાઉગિરી અને અરાજકતાવાળી હાલની વહીવટી પ્રથા તળે ગ્રામવિસ્તારો રાખી શકાય નહિ.

સહયોજિત કાર્યક્ષમતા અને ઉત્પાદકશક્તિ, અને સ્વયંપૂર્ણતાના સિદ્ધાંતપર વિસ્તારોના લોકોનાં રાજકિય અને આર્થિક જીવનનો અમલ, અને સ્વવહીવટી વિસ્તારોની પ્રથા—એ ગ્રામવિસ્તારોની પુનર્રચના માટેની મૂળગત ધારણા છે.

આથી કારોબારી વહીવટનું આખું રૂપ બદલવાનું છે, જેથી તે ગ્રામ અને ગ્રામવિસ્તારની બધી વસ્તુઓમાં કાબૂ, દોરવણી, આરંભ, ઉત્સાહ, વ્યવસ્થા અને સંગઠ્ઠનનું સાધન બને. આ રૂપપલટો સંપૂર્ણ થવો જોઇએ, અને રાજકિય સત્તા, આર્થિક સ્વાવલંબન મુલ્કી અને લશ્કરી બન્ને પ્રકારની શક્તિ—એના એક પિરામીડના રૂપમાં સ્વવહીવટની પ્રથા ગામડાના પાયાપરથી ગ્રામવિસ્તારમાં અને ત્યાંથી વિભાગ, પ્રદેશ, પ્રાંત, એમ ઉત્તરોત્તર વિકસવી જોઇએ.

અન્ન, ઘાસચારો, વસ્ત્ર, રહેઠાણ, વ્યવહાર અને યાંત્રિક સાધન સામગ્રીઓ જેવી પ્રાથમિક જરૂરીઆતોની સ્થાનિક ઉત્પત્તિ અને છતના દૃષ્ટિબિંદુથી ગ્રામવિસ્તારોની આર્થિક પુનર્વ્યવસ્થા યોજવાની છે. વિસ્તારનીમાગને પહોંચી વળવા માટે પૂરતું ઉત્પાદન અને ખરીદી

તેમ સંગ્રહ માટે વધારવાનું ઉત્પાદન એ આમાં લક્ષ્ય રાખવાનું
કામદાર અને તેનો સમૂહ, ગ્રામ અને ગ્રામવિસ્તાર, પ્રદેશ, અને દે
અધિકતમ આર્થિક કાર્યક્ષમતા અને શક્તિ સ્થાપવાના હેતુથી
અને શ્રમનું સહયોજન કરવાનું છે.

**ભાગ ૮** :-સ્વવહીવટી ગ્રામસંસ્થાઓ અને સંસ્થા
સ્થાપના.

ગ્રામવેદ ગામડાઓ અને ગ્રામવિસ્તારમાં સહકારી અર્થતંત્ર
સમૂહગત ખેતી અને ઉદ્યોગો દાખલ કરવા ઇચ્છે છે. તે પડતર વિ
રોને ઉપયોગમાં લેવા અને જંગલો અને ઉપવનોનો વિકાસ
ઇચ્છે છે. આધુનિક વિચારો અને સાધનોના ઉપયોગથી તે
ખેતરો અને ગ્રામીણ કસબાઓ સ્થાપવા માગે છે. આર્થિક-વ
અને રાજકિય કાર્યક્ષમતા અને પ્રયત્ન માટે સ્વવહીવટી ગ્રામવિ
રોને નાના કે મોટા સમૂહોમાં તે ગૂંથવા માગે છે. અધિકતમ ઉ
દન અને ઉપયોગીતાના લક્ષ્યથી ગ્રામવેદ રાષ્ટ્રના ઘટકો તરીકે
ડાંઓ માટે સમૂહગત જીવન અને સંયોજિત પ્રયત્ન યોજવા માં

**ભાગ ૯**:-ગ્રામ પુનર્ઘટના અને સ્વરાજ્ય, રક્ષણ, સમૂહગત
વસ્થા, કાર્યક્ષમતા, સંયોજિત સ્વયંપૂર્ણતાને લગતી ગ્રામજનોની તા

ગ્રામ પુનર્ઘટના એ ગ્રામવેદનું મહાકાર્ય છે. તે સાદું વાક
પ્રશંસનિય ખ્યાલ જ નથી. હિંદભરમાં રાજ્યસત્તાધિકારો મારફ
સુશ્લિષ્ટ કાર્યવાળી તે સ્પષ્ટ યોજના થવાની છે. તેને સામા
આર્થિક, રાજકિય અને રાષ્ટ્રિય દરેક રૂપ છે. આ ગ્રામવેદી સ
યમાં તે રાષ્ટ્રિય નવરચનાનું કેન્દ્ર છે, સ્વયંપોષિત, સ્વયંપૂર્ણ, સ
લંબી અને સ્વવહીવટી એકમ તરીકે ગામડાનું નવસર્જન એ
અર્થ છે. સ્થાનિક સત્તા, પોતાની કારોબારી, પોલીસ, સંસ્કારણ
અર્થતંત્ર, રાજકિય જવાબદારી, નાણાંકિય ફાળો અને રક્ષણમાં
વાળા એક નાના રાજ્યમાં ગામડાની નવરચના એ એનો અ

આવા પરિપૂર્ણ નવસર્જન માટે આવશ્યક છે કે ગ્રામજનોનું માનસ અને સ્વભાવ નવા સૂરોથી ઝણઝણવા જોઈએ, અને નવા આદર્શો અને સમૂહગત સિદ્ધિથી ચેતનવંતા બનવા જોઈએ. આ મહાપ્રયાસ માટે ગ્રામજનોને સજ્જ કરવાના છે. નવસર્જનની યોજનામાં દરેક વ્યક્તિ માટે સ્થાન મેળવવું પડશે. અને દરેકને પોતાનું નિશ્ચિત કાર્ય અને પોતાના પ્રયત્નનું ધોરણ મળવું જોઈશે. યોજવામાં આવે એવા સ્થાનિક દંડસાધનોથી આળસ, ઉદાસીનતા કે બેદરકારીનો દંડ દેવામાં આવશે, અને ખેડૂત કારીગર, અને શરાફને સમૂહગત વિચાર અને યોજના, સંયુક્ત જવાબદારી અને સુવિભક્તશ્રમ, આરંભ અને કાર્યસિદ્ધિ, વ્યવસ્થા અને અમલ, રાજકિયસત્તા અને વહીવટી અધિકાર, અને રાષ્ટ્રરક્ષણ અને આર્થિક પ્રયાસોના સહયોજનની તાલીમ આપવી પડશે.

ભાગ ૧૦:–ગ્રામઅર્થતંત્ર અને શરાફીની વ્યવસ્થા.

ગ્રામવેદની પ્રવૃત્તિમય અને અમલી કક્ષામાં ગ્રામઅર્થતંત્ર અને શરાફીની પુનર્વ્યવસ્થા સર્વોચ્ચ કર્તવ્ય છે. દરેક ગામનું સમગ્ર આર્થિક જીવન ગ્રામજનો સાથે મંત્રણા કરીને બદલવું અને નવેસરથી રચવું પડશે. અને તેમનો સહકાર અને સહયોગ સમજાવટથી અને જરૂર પડે તો દબાણથી મેળવવાં પડશે. આર્થિક ઉપયોગીતા માટે ગામડાઓને નવાં સમુહોમાં ગૂંથવા પડશે અને જ્યાં જ્યાં શક્ય, લાભદાયક કે સલાહકારક અને સ્વીકાર્ય લાગે ત્યાં ખેતીને સમૂહગત બનાવવી પડે અને કદાચ તેનું યંત્રીકરણ પણ કરવું પડે. ખરીદી અને વેચાણ સહકારી પદ્ધતિએ કરવાં પડશે. કાંતણ, વણાટ અને છીપાકામને ફરીથી સ્થાપવાં પડશે, અને તે ઉદ્યોગોની પેદાશ આકર્ષક, જમાનાને અનુકૂળ, ઉપયોગી, ટકાઉ અને લોકપ્રિય થાય એવું કરવું પડશે. રમકડાંનો ઉદ્યોગ દાખલ કરવો પડશે. કુંભારકામને ઓપકામમાં નવા ચીલા પાડવા પડશે. કારીગરો અને યાંત્રિકોને સંસ્થાઓ મારફત તાલીમ અને મહાજનો મારફત વ્યવસ્થિતતા આપવી

પડશે. સ્થાનિક કારીગરી અને કાચાં દ્રવ્યો પ્રમાણે ઉદ્યોગો
પડશે અને તેમને આર્થિક અને રક્ષણાત્મક પ્રાદેશિક યોજન
દેશવ્યાપી કાર્યક્રમ સાથે મેળ ખવડાવવો પડશે.

ગ્રામવિસ્તાર અને પ્રાદેશિક સ્વાલંબન અને સ્થિતિ
સહયોજીત પદ્ધતિપર દેહાતી શરાફીની સ્થાપના અને નિયંત્રણ
પડશે. ગામડાની આંટને નવજીવન અને સ્થીરતા આપવા પડશે.
કારોને નવી પદ્ધતિની તાલીમ આપવી પડશે, અને પૂરતી સ
અને સામાજિક અને રાષ્ટ્રિય ઉત્તેજના સાથે તેમને નવા ચે
ગોઠવવા પડશે. આટલા માટે દેહાતી સાધનોની ઉત્પાદક શક્તિ
સ્થીરતાની સુવ્યવસ્થાના આધાર ઉપર હિંદની દેહાતી ધીરના
તિનું પ્રવૃત્તિમય એકીકરણ કરવું પડશે. એક મહામંડળમાંના
જનોમાં બધા દેહાતી ધીરધાર કરતાઓને સમાવી દઈને આ
શકાશે. આ મંડળ માટે દેશભરમાં એક જ કાયદા હોય, પણ ર
પરિસ્થિતિને અનુકૂળ વિસ્તાર કે પ્રદેશના પેટા નિયમો માટે છૂટછા

**ભાગ ૧૧**:–ગ્રામસંસ્કાર અને કાર્યક્રમનો અમલ.

ગ્રામવેદ મહાન, ગ્રામીણ નવસંસ્કારસર્જન ઇચ્છે છે,
ગ્રામવાદીઓએ દેશના જ્ઞાનપ્રચારનો સર્વગ્રાહી, દેશવ્યાપી ક
અમલમાં મૂકવો પડશે અને સમૂહગત કાર્ય, અંગત સંયમ
બલિદાન, ગ્રામ, પ્રદેશ અને રાષ્ટ્રની સેવા, કર્તવ્ય અને શ્રમના
સિદ્ધાંતોના **પ્રસરણ** માટે પ્રયત્ન કરવો પડશે. આ કાર્ય માટે ર
ટૉકી, રેડીઓ, અને ગ્રામોફોનને યોજવાં પડશે. શાળા, અખાડો,
મેદાન અને તાલીમગોઠવણીને એક ભવ્ય સાંસ્કારિક પુનરુત
ભાગ લેવો પડશે. રાષ્ટ્રિય મૂલ્યપરિવર્તન અને સામાજિક ઉ
તાની નવી સભાનતા ઉત્પન્ન કરવાને દરેક ગ્રામ અને ગ્રામ
નવી આશા અને નવી તમન્નાનો સંચાર કરવાનો, આત્મશ્રદ્ધ

કાર્યસાહસ પ્રેરવાનો, અને સમૂહગત માનસ, સેવા ભાવના, સંઘભાવ, અને રાષ્ટ્રિય ઇચ્છાશકિત કેળવવાનો આ સાંસ્કારિક પ્રયત્નનો હેતુ રહેશે.

સ્વગૌરવ, સંયમ, જાતપર કાબૂ, ઉદારતા, સમતા, સત્યપ્રિયતા, સ્વમાન, પવિત્રતા અને વિદ્યા માટે પૂજ્યભાવ, ખેલદિલી અને ન્યાયપ્રિયતા, સત્યસમર્થન અને અસત્યદ્વેષ, કાર્યાનુરૂપ મુલ્યાંકન અને કર્તવ્યની નીતિ ભાવના, સૌજન્યમય શૌર્ય, સ્ત્રી સન્માન, વૃદ્ધ અને અશકત માટે સહકંપા, બાળકો અને પુષ્પો માટે પ્રેમ અને માવજત. અને હ્રદય અને ભાવનાઓને ઉન્નત બનાવે અને આત્માને મહાકાર્યો અને સિદ્ધિઓને માટે અવિરત પ્રયત્નમાં પ્રેરે એવી દિલાવર મર્દાનગી ગ્રામવાસીઓ અને ગ્રામકાર્યકર્તાઓને સાંપડે એવી ગ્રામ સંસ્કારિતાની ગ્રામવેદને આકાંક્ષા છે.

**ભાગ ૧૨**:–ગ્રામવેદી સાહિત્યનું સર્જન.

ગ્રામવેદને પોતાનું સાહિત્ય સર્જવું પડશે. ગ્રામવાદીઓને ગ્રામવાદી પ્રવૃત્તિઓને લગતા નિબંધો, લેખો અને પત્રિકાઓ લખવી પડશે. ગ્રામવાદી કાર્ય માટે કથાનકો અને લોકગીતોનો ઉપયોગ કરવો પડશે. ગ્રામવાદી નાટકો અને નાટ્યકળા સ્થાપવાં પડશે. અધ્યાપકો, શિક્ષકો અને વિદ્યાર્થીઓ, કવિઓ અને સંગીતશાસ્ત્રીઓ, લેખકો અને પત્રકારો સશકત અને સત્તાવાહી ચેતનવંતું. ગ્રામવાદી સાહિત્ય જરૂર પૂરું પાડશે.

**ભાગ ૧૩**;–ગ્રામવેદની સિદ્ધિ માટે પ્રચાર.

ગ્રામવેદ માટે દેશવ્યાપી પ્રચારકાર્યની જરૂર પડશે, અને દરેક તાલુકા અને તહેસાલમાં તેમ દરેક જિલ્લાના મુખ્ય શહેરમાં પ્રચારકેન્દ્રો સ્થાપવાં પડશે.

ગ્રામવેદના મહાકાર્ય વિષે ગ્રામજનો સાથે વાર્તાલાપ કરવા અને 'સોકોવીરેઈન 'ની સિદ્ધિ અને શ્રદ્ધાનો ગ્રામવેદ નવસંદેશ શીખવવા ટોળાબંધ યુવક યુવતીઓ ગામડાઓમાં ઉતરી ઉડશે. "ગામડાઓને

સર્વસત્તા " એ ઘોષણાના પડછંદા લાખો ગ્રામકાર્યકર્તાઓના કંઠમાંથી બહાર પડશે. ગ્રામ સર્વોપરિતા, ગ્રામ આબાદી, ગ્રામ લોકશાહી એ સિદ્ધાંતો હશે. ધીમેથી વેગ પકડતો સર્વગ્રાહી પ્રચાર ગામડાના લોકોને ચેતનવંતા બનાવશે અને ગામડાઓની કાયાપલટ કરશે.

**ભાગ ૧૪:**–ગ્રામવેદ માટે નાણાંકિય યોજના.

ગ્રામવેદના કાર્ય માટે નાણાંની વ્યવસ્થા કરવાનું જરૂરનું છે. જીવનના જુદા જુદા ક્ષેત્રોમાંના લોકો ગ્રામવાદી પ્રવૃત્તિઓમાં પોતાનો ફાળો આપવાની ફરજ બજાવશે. પૈસા, સામગ્રી અને માણસોનો ફાળો આપી, ગ્રામવેદને પોતાનું સર્જન બનાવવામાં ગામડાઓ પોતાનો હક્ક માનશે. સંસ્થાઓ વિકાસ પામે ત્યારે એનાં નાણાંની યોગ્ય અનામત રાખી મધ્યસ્થ કાબૂ હેઠળ સ્થાનિક અને પ્રાદેશિક ઉપયોગ માટે વહેંચણી થશે, અને બધા ઉપર નિરિક્ષણ, હિસાબ, ઓડિટ અને કાબૂની પદ્ધતિ રચાશે.

**ભાગ ૧૫:**–ગામડાઓમાં ગ્રામવાદી વિજયસેનાની સ્થાપના.

સામાજિક અને આર્થિક પ્રવૃત્તિઓ માટે શિક્ષાત્મક, વ્યવસ્થામૂલક કાર્ય, જાહેરશાંતિ અને ગ્રામસેવા માટે ગામડાંઓ અને ગ્રામસમૂહોમાં ગ્રામકાર્યકરોની ટુકડીઓ સ્થાપવા કે તેમને ગ્રામવાદી કાર્યકર્તાસંઘમાં સંગઠિત કરવાનું, તેમને શિસ્ત, કર્તવ્ય અને સહયોજિત પ્રવૃત્તિની તાલીમ આપવાનું, અને ગ્રામવેદની સિદ્ધિ અને સંરક્ષણના કાર્યને પહેલી ગ્રામવેદી વિજયસેનામાં ( Glov ) તેમને સુઘટિત કરવાનું બધા ગ્રામવાદી હિતસ્વીઓનું સર્વોચ્ચ કર્તવ્ય થશે. આવી સંસ્થા ગ્રામવાદી હેતુઓ સાધવા માટે તેમજ ગ્રામવેદની રાજકિય અને આર્થિક કાર્યનીતિ અમલમાં મૂકવા માટેનું રાષ્ટ્રિય સૈન્ય અને સામાજીક કલ્યાણનું એક મહાન બળ નીવડશે.

## ૨. વિશિષ્ટ કાર્યક્રમ

એમ સાધારણ રીતે કહેવામાં આવે છે કે દેશનું ઉદ્યોગીકરણ થવું જોઇએ, અને એથી જમીન પરનું અડધું વસ્તી-

ભારણ ઓછું થઈ જશે. હિંદનું જલદીથી અને પૂર્ણપણે ઉદ્યોગીકરણ થઈ શકે એમાં લેશમાત્ર શંકા નથી. પણ સાથે સાથે એટલું જોવું પણ જરૂરનું છે કે ઉદ્યોગીકરણની સાથે સાથે મુડી-અખત્યાર અને શ્રમ–શોષણના અભિશાપો આવે નહિ. વળી હિંદની ઔદ્યોગિક પ્રથા પ્રાદેશિક સલામતી અને રાષ્ટ્રિયરક્ષણની વિચારણા કરીને યોજાવી જોઇએ. બની શકે ત્યાંસુધી જુદા જુદા ઉદ્યોગો દરેક પ્રદેશમાં સ્વતંત્રપણે વિકસે, અને છતાં વેચાણકાર્ય માટે સંકળાયલા હોય. દરેક સ્વરાજ્યમાં આર્થિક અને રક્ષણાત્મક સ્વરાજ્ય સમાવાં જોઈએ. મૂળગત સિદ્ધાંત આ હોવો જોઇએ. બીજો સિદ્ધાંત બધી ઔદ્યોગિક સિદ્ધિ માટે મૂડી, વિજ્ઞાન, મજૂરી અને બુદ્ધિ, અને રાજતંત્રનું સહયોજન છે. મૂડી રોકનાર અને કામદારનાં હિતો એકજ હોવાં જોઈએ, અને બન્ને પક્ષોએ રાજ્યને નિયામક, સલાહકાર, રક્ષક અને લવાદ ગણી કૌટુંબિક ભાવનાથી ઉદ્યોગમાં ભાગીદાર તરીકે જોડાવું જોઇએ. મોટા ઉદ્યોગો, ચાવીરૂપ ઉદ્યોગો અને નાના ઉદ્યોગોનું વિગતવાર વર્ગીકરણ થવું જોઈએ, અને બીજા ભાગોથી છૂટા પડી જવાય કે ઉદ્યોગ ખોટકાઈ જાય એવી કટોકટીઓ અને અકસ્માતોથી રક્ષણ મળે એ ખ્યાલમાં રાખીને તેમની સ્થાપના અને તંત્રરચના થવી જોઈએ.

જો લશ્કરી કિલેબંધી ભૂગર્ભમાં થઇ શકતી હોય તો અગત્યના લશ્કરી ઉદ્યોગો ભૂગર્ભમાં સ્થાપી શકાય કે નહિ એ ધ્યાનમાં લેવા જેવું છે. આખા દેશમાં છૂટાછવાયા સ્થાપેલા નાના ઉદ્યોગો કેટલે અંશે મોટા ઉદ્યોગોની ગરજ સારે છે એ પણ વિશેષજ્ઞો અને વેપારીઓએ ધ્યાનથી તપાસવું જોઇએ. કોઈપણ ઉદ્યોગ નફાકારક હોય એ મુખ્ય ધ્યેય હોવું જોઇએ, અને તેથી મૂડી રોકનાર તેને પોતાનો ઉદ્યોગ માને એટલું વ્યાજ અને ઉત્તેજન તેને મળવાં જોઇએ. આને માટે સ્થાનિક જરૂરીઆતો અને બીજા સંજોગોને અનુરૂપ જુદા જુદા પેટા નિયમોવાળા, મૂળગત સિદ્ધાંત અને સામાન્ય કાર્યનીતિને

આંકતા, સંભાળથી રચેલા ઉદ્યોગધારા અને મજૂરધારાની જરૂર પડશે. ઉદ્યોગીકરણની યોજનામાં દ્રવ્યનો વધારોજ માત્ર હેતુ નહિ હોય, પણ તેની સુયોગ્ય વહેંચણી અને દેશની સલામતી અને શક્તિ માટે તેનો ઉપયોગ પણ જોવાં જોઈએ.

હિંદમાં રાજતંત્રને એક અટપટુ ઔદ્યોગિક તંત્ર રચવું પડશે, અને નવાં ઔદ્યોગિક, શોધખોળ, વૈજ્ઞાનિક, ઇજનેરી અને આર્થિક ખાતાંઓ સ્થાપવાં પડશે. દરેક વિસ્તારમાં પ્રાદેશિક મંડળના હાથ નીચે આ ખાતાંઓ કામગીરી માટે સહયોજિત હશે, અને સર્વમાન્યકાર્ય નીતિઓ માટે સંકલિત રહેશે. અખિલ હિંદની સર્વોચ્ચ નિયામકસત્તા તરીકે એક મધ્યસ્થ નિયોજન સમિતિ હશે.

મધ્યસ્થ નિયોજન સમિતિ અને પ્રાદેશિક મંડળોનો હેતુ આબાદી અને સલામતી માટેની યોજનાઓ કરવાનો રહેશે. ગયા અને ચાલુ મહાયુદ્ધમાં જોડાયેલી સત્તાઓની સ્થિતિના પાઠપરથી નિર્ણિત થાય છે કે ઉદ્યોગો કોઈ પણ પ્રકારના ઘેરા કે તંગી સામે રાષ્ટ્રિયસત્તા અને આંતરિક સલામતી સાધવાના હેતુથી યોજાવા જોઈએ.

રાજતંત્રના કાબૂ હેઠળ સુવ્યવસ્થિત રાષ્ટ્રિય કાર્યનીતિ કેટલું સાધી શકે તેના સંગીન ઉદાહરણો વીસ વર્ષમાં શાંતિ, સાવચેતી અને કુશળતાથી આર્થિક, સામાજિક અને રાષ્ટ્રિયશક્તિ પૂર્ણપણે સાધનારાં નૂતન જર્મની અને ઈટાલી છે. પણ આખી રશીઅન પ્રજાનું અર્થતંત્ર, તેમની ઉત્પાદકશક્તિ, ઉપયોગીતા, અને હરેક પ્રકારની આપત્તિઓ અને વિષમતાઓ સામે ટકી રહેવાની શક્તિનાં નવઘડતર અને નવસર્જન માટેના વીસ વર્ષના પ્રયાસમાં સોવિયેટ રશીઆએ મેળવેલી સિદ્ધિઓ યોજના અને ભવ્યતામાં બધી વસ્તુઓને ટપી જાય છે. આ ત્રણે દેશો અને ટર્કી, તેમજ પ્રેસીડંટ રૂઝવેલ્ટના આર્થિક કાર્યક્રમ અને બ્રિટનના યુદ્ધ વિષયક પગલાંઓ

ઉપરથી હિંદીઓએ પોતાની આર્થિક અને રાષ્ટ્રિય સત્તાના નવવિધાન માટે બોધ ગ્રહણ કરવાનો છે.×

હિંદમાં આ આર્થિક રાષ્ટ્રવિધાનમાં ઔદ્યોગિક, કૃષિ વિષયક અને આર્થિક વિકાસ અને વ્યવસ્થાપનનો વિસ્તૃત અને દૂરગામી કાર્ય-ક્રમ સમાયેલો છે, જેને લીધે વ્યક્તિગત આવક અને સાધનો તેમજ દેશની સામાન્ય દોલત વધે અને શાંતિ કે વિગ્રહકાળમાં દેશ સારી રીતે સ્વયંપૂર્ણ થાય એવી રીતે હિંદની બધી સાધનસામગ્રીની પરિપૂર્ણ તપાસણી અને ઉપયોગ કરવામાં આવે.

## ગ્રામવેદી યોજના

ગ્રામવાદી યોજનાની મુખ્ય વિગતો નીચે મુજબ છે.

અ : ઉદ્યોગીકરણ.

(૧) મોટા ઈજનેરીઉદ્યોગોનો વિકાસ.

(૨) મોટા ઉદ્યોગો માટેના યંત્રસાધનોની બનાવટોની વિકાસ.

× નાઝીઓએ ઓસ્ટ્રીઆ અને ઝેકોસ્લોવેકીઆનો કબજો લીધો ત્યારથી બ્રીટીશ લોકોને જોરતલબીનો ડર હતો. પોલેંડની સ્વારી વખતે બ્રીટન માત્ર અર્ધું તૈયાર હતું. પણ ડેન્માર્ક, નૉર્વે, હોલેંડ અને બેલજીઅમપરની જર્મનોની વીજળીક ચડાઈઓએ બ્રીટનને નિષ્ઠુર નિશ્ચય અર્પ્યો. બ્રીટને યુદ્ધની અધ-વચ્ચે પોતાનું સુકાન બદલી ચર્ચીલને સોંપ્યું, જેની ઇચ્છાશક્તિ અને આવેગે બ્રીટીશ પ્રજામાં નવો જુસ્સો આણ્યો. રાજકર્તા વર્ગે કામદાર વર્ગનો સહકાર આનંદથી સ્વીકાર્યો, અને નાઝી જોરતલબી અને ઈગ્લાંડની આઝાદીના ભય સામે કામદાર વર્ગે અંગત અને હૃદયભર્યો ટેકો આપ્યો. અર્થ વ્યવસ્થામાં કઠોર ફેરફાર થયા, અને ખાનગી પ્રયત્ન, આરંભ અને સાહસ સાથે રાજ્યની દોરવણી અને રાજ્યનો અંશત: કાબુ જોડાયા, અને રાષ્ટ્રિય કાર્ય માટે રાજ્ય કામદાર અને મુડીદાર વર્ગોનો સુમેળ સધાર્યો છે. એક મહાભારત સામાજીક રૂપાંતર થયું છે અને તેની અસરો થંભાવી શકારો નહિ. પણ બ્રીટનનો પ્રયત્નજ એક ઇજારાવાદી, મુડીવાદ તંત્રમાં પણ શું થઇ શકે તેનો દાખલો છે.

(૩) વીજળીક યંત્રસાધનનો વિકાસ.
(૪) લોકોમોટીવ-એન્જીનો-ની બનાવટનો વિકાસ.
(૫) મોટર ઉદ્યોગનો વિકાસ.
(૬) વહાણુ બાંધવાના ઉદ્યોગનો વિકાસ.
(૭) વિમાનઉદ્યોગનો વિકાસ.
(૮) શસ્ત્રઉદ્યોગોનો વિકાસ.
(૯) રબ્બર ઉદ્યોગોનો વિકાસ.
(૧૦) લોખંડના ઉદ્યોગોનો વિકાસ.
(૧૧) તેલના ઉદ્યોગોનો વિકાસ.
(૧૨) તાંબાના ઉદ્યોગોનો વિકાસ.
(૧૩) કોલસાના ઉદ્યોગોનો વિકાસ.
(૧૪) રસાયણિક ઉદ્યોગોનો વિકાસ.
(૧૫) મેંગેનીઝ ઉદ્યોગોનો વિકાસ.

## આર્થિક પુનર્વિધાન.

(૧) શસ્ત્રીકરણના હેતુ માટે ઔદ્યોગિક ખેતીની યોજના.

(૨) અન્ન વસ્ત્રમાં રાષ્ટ્રિય સ્વયંપૂર્ણતા માટે અન્ન અને તંતુઓના પાકની યોજના.

(૩) બળતણ અને જલાઉ કોલસાના પૂરવઠાની યોજના.
(૪) જંગલોની યોજના.
(૫) બાગબાની અને વાડીઓની યોજના.
(૬) ઔષધીદ્રવ્યોની ખેતીની યોજના.
(૭) રસ્તાઓ અને જળમાર્ગોની યોજના.
(૮) દરેક ગામ માટે વીજળીની યોજના.
(૯) દરેક ગામ માટે સીંચાઈની યોજના.
(૧૦) દરેક ગામ અને વિસ્તાર માટે વ્યવહારની યોજના.
(૧૧) દરેક ગામ માટે ટેલીફોન અને રેડીઓની યોજના.

(૧૨) દરેક ગામ માટે ટપાલ અને તારની યોજના.

(૧૩) દરેક ગામ માટે અર્થોત્પાદક ખેતીની યોજના.

(૧૪) નિકાસપાકો એટલે ઔદ્યોગિક અને વ્યાપારી ખેતીની યોજના.

(૧૫) દરેક ગામ માટે ઈંટઘરોની યોજના.

(૧૬) ગામો અથવા સ્તિારો માટે બોંબરક્ષિત આશ્રય-સ્થાનોની યોજના.

(૧૭) પશુદ્રવ્યની યોજના.

(૧૮) ધાતુઉદ્યોગોની યોજના.

(૧૯) ફળઉદ્યોગોની યોજના.

(૨૦) સુતર, રેશમ અને ઉનના પાકની યોજના.

### ૩. ગ્રામપુનર્ઘટના કાર્યક્રમ

(૧) ગામ અને ખેતરના પાકની આંકણી.

(૨) વહીવટી અને સ્થાનિક ફરીઆદોનો તોડ અને નિકાલ.

(૩) ગ્રામીણ કાયદાઓની રચના અને ગ્રામજીવનને લાગુ પડતા કાયદાકાનૂનોમાં સુધારા.

(૪) મહેસૂલ કાયદાની પુનર્રચના અને વહીવટી નવવ્યવસ્થા.

(૫) વૈદકિય અને પશુવૈદકિય સહાય.

(૬) સ્વાસ્થ્ય અને આરોગ્ય.

(૭) ખેતીવાડી ધીરધારના કાયદા અને જમીનસુધારણાની ધીર-ધારના કાયદા હેઠળ તગાવી.

(૮) વિશેષજ્ઞોની સલાહ અને સહાયથી કૃષિ સુધારણા.

(૯) ગામની જમીન અને જમીનતળનો અભ્યાસ, સુધારણા અને વિકાસ.

(૧૦) સહકારી અને સમૂહગત કૃષિ.

(૧૧) ઉત્તમ બીજનો પૂરવઠો.

(૧૨) પાકની યોજના.

(૧૩) જમીનના ટુકડાઓનું એકત્રીકરણ.

(૧૪) ગ્રામબજારો.

(૧૫) પાકનાં સહકારી વેચાણ.

(૧૬) ગ્રામબાગાયત.

(૧૭) ગ્રામ વાડીરચના.

(૧૮) શાક અને ફળઉછેર.

(૧૯) પુષ્પો અને બાગબાની.

(૨૦) ઔષધીઓનો ઉછેર.

(૨૧) ગ્રામગોચરો.

(૨૨) ગ્રામજંગલો, હાનીકારક જંતુઓનો નાશ, અને ઝાડ અને પાકના રોગના ઉપાયો.

(૨૩) સ્થાનિક ઉપયોગ માટે સુતર અને ઉની પદાર્થો અને કાપડનું કાંતણ અને વણાટકામ.

(૨૪) નાના ઉદ્યોગો.

(૨૫) માટીનાં અને ચિનાઈ વાસણો.

(૨૬) લુહારની કોઢ કે કારખાનું.

(૨૭) સૂતારકામ.

(૨૮) લાકડ કામના ઉદ્યોગો.

(૨૯) પક્ષીઓ અને પાળેલાં જાનવરોનું રક્ષણ.

(૩૦) દૂધાળાં, ગાય, ભેંસ, બકરાં વિ૰ ઢોરોનો ઉછેર.

(૩૧) ઘોડા, ઊંટ, બળદ અને ખચ્ચર વિ૰ ભારબરદારી જનાવરોનો ઉછેર.

(૩૨) ઘેટાઉછેર અને ઊનને માટે ઘેટાં, બકરાં અને ઊંટનો ઉછેર.

(૩૩) મરઘાં બતકાંનો ઉછેર.

(૩૪) સંદેશવાહક કબૂતરોનો ઉછેર અને તાલીમ.

(૩૫) કૂતરાઓ અને શિકારી કૂતરાનો ઉછેર અને તાલીમ.

(૩૬) સસલા, શિયાળ અને બિલાડીના ઉછેર અને તાલીમ.

(૩૭) ઘરગથ્થુ ડેરીઓ.

(૩૮) સહકારી ડેરીઓ.

(૩૯) જળનો પૂરવઠો.

(૪૦) ખેતરની સીંચાઈ.

(૪૧) પ્રકાશ, ગરમી, સીંચાઈ અને ઉદ્યોગ માટે ગામડામાં વીજળીનો પૂરવઠો.

(૪૨) ગામડાના રસ્તા અને ગલીઓ.

(૪૩) ખાતરો.

(૪૪) બળતણનો પૂરવઠો.

(૪૫) મેળા, પ્રદર્શનો અને હરિફાઇઓ.

(૪૬) રમતો અને ખેલો.

(૪૭) અખાડા–કુસ્તી, પટાબાજી, શારીરિક કેળવણી.

(૪૮) સ્કાઉટીંગ.

(૪૯) ફર્સ્ટએઈડ અને એમ્બ્યુલન્સ.

(૫૦) લશ્કરી કવાયત અને ગોળીબારની તાલીમ.

(૫૧) ગામના બાગ.

(૫૨) ગામનાં રમતનાં મેદાન.

(૫૩) ગામનો ચોરો અને નાટકશાળા.

(૫૪) ગામની શાળા.

(૫૫) સામાન્યજ્ઞાન.

(૫૬) ઉપયોગી માહિતી

(૫૭) ગામનો ઇતિહાસ.

(૫૮) ગામની ભૂગોળ.

(૫૯) વૈજ્ઞાનિક સત્યો.

(૬૦) ગામનું ભુસ્તરશાસ્ત્ર.

(૬૧) ગામમાં ભાષણો, દેખાવો અને પ્રયોગદર્શનો.

(૬૨) ગામમાં રેડીઓ.

(૬૩) ગામમાં નાટકો, મેળાવડા, અને ઉત્સવો.

(૬૪) લોકશાહી, સ્વરાજ્ય અને ચૂંટણીના સિદ્ધાંતો.

(૬૫) સંગીતની કેળવણી.

(૬૬) ગામમાં પુસ્તકાલય અને વાચનાલય.

(૬૭) ચારાનો સંગ્રહ.

(૬૮) અન્નસંગ્રહ.

(૬૯) બળતણસંગ્રહ.

(૭૦) ગ્રામનિયોજન અને રહેઠાણની નવરચના.

(૭૧) ગામમાં ધીરધારની સવડ.

(૭૨) ગ્રામશાહુકારોનું વ્યવસ્થાપન, સહકરણ અને કાબૂ.

(૭૩) ગામનો સ્વવહીવટ.

(૭૪) ગામનું સ્વરક્ષણ અને સ્વબચાવ.

(૭૫) ગામમાં ટપાલ અને તાર.

(૭૬) ગામમાં ટેલીફોન.

(૭૭) દિવાની ઝઘડા અને પતાવટ થાય એવા ગુનામાં સમાધાન અને લવાદી માટે ગામની અદાલત.

(૭૮) ગામની મોટર અને વ્યવહારસાધનો – ટ્રામ અને ભોમિયામાર્ગો.

(૭૯) ગામમાં ઉડ્ડયન અને વાયુસંચાર.

(૮૦) ગામનું ફંડ.

(૮૧) ગામના નાણાંનો સંગ્રહ.

(૮૨) ગામમાં અશક્તિ, વૃદ્ધાવસ્થા અને ઢોરનો વીમો.

(૮૩) ગ્રામસેના.

(૮૪) ગ્રામપાઇલોટ.

(૮૫) ગ્રામયાંત્રિકો.

(૮૬) ગ્રામશિક્ષકો.

(૮૭) ગ્રામઅમલદારો.

(૮૮) ગ્રામનોકરો.

(૮૯) ગ્રામપોલીસ.

(૯૦) યંત્રીકરણ, યંત્ર, ઓજારો, સાધનોનો ઉપયોગ, બનાવટ, અને સમારકામની તાલીમ.

(૯૧) વૈજ્ઞાનિક સલાહ, સહાય અને મદદ.

(૯૨) યાંત્રિક તાલીમ અને સજ્જતા.

(૯૩) ભોજનશાસ્ત્ર.

(૯૪) રાંધણકલા.

(૯૫) સુશોભનો.

(૯૬) લલિતકળાઓ.

(૯૭) અંગસ્વાસ્થ્ય અને સુશોભન.

(૯૮) શારીરિક બળ અને સૌંદર્ય.

(૯૯) જાહેરસ્નાનગારો અને તળાવો.

(૧૦૦) સંગીત.

(૧૦૧) ગરબા અને લોકનૃત્યો.

આ ગ્રામકાર્યક્રમ આધારરૂપ કાર્યક્રમ છે. અને એના પાયાપર સાર્વભૌમ લોકોના આઝાદ રાજતંત્ર તરીકે નૂતન હિંદની રાજકિય અને આર્થિક ઇમારતને ગ્રામવેદ ઊભી કરવા માગે છે, અને આ ગ્રામ-પુનર્ઘટનાનેજ સિદ્ધ કરવાનો બધા ગ્રામવાદીઓનો પ્રધાન પ્રયત્ન રહેશે. આ ઉત્તમરીતે વ્યવહારૂ કાર્ય છે, અને આર્થિકરચના, સ્થીરતા અને રાષ્ટ્રિય સંગઠનના સોવિયેટના કાર્યને પણ ટપી જાય એવું છે.

# ભાગ—૩

### નૂતનગ્રામ

**ગ્રામવેદ** કાંઇ અફીણીઆઓનાં સ્વપ્નાં નથી. શાસ્ત્રીય, યોજના-વાળીઅને સંભાળપૂર્વક કામગીરીવાળી દૃઢ, વ્યવહારૂસિદ્ધિઓ સાધવાની તેની મુરાદ છે.

પોતાના સંઘરૂપી લોકતંત્રદ્વારા સંયોજક બળરચના, અને દેશની આબાદી અને સલામતી માટે સુજ્ઞ અને કુશળ દોરવણીવાળી સમૂહગત શક્તિને જન્મ આપતા રાજકિય, આર્થિક અને વહીવટી સ્વાધીન એકમો તરીકે હિંદી ગામડાંઓ અને તેમના જીવનની પુન-ર્ઘટના અને પુનર્રચના એ ગ્રામવેદની મૂળગત શ્રદ્ધા છે. 'સત્તા અને આબાદીનું મૂળ, અને શક્તિ અને કાર્યના આધાર રૂપે ગામડુ રહેશે.' હિંદના ગામડાની પ્રતિષ્ઠા અને વગ, બધી આંતરરાષ્ટ્રિય વસ્તુઓમાં દુનિયામાં હિંદની પ્રતિષ્ઠા અને વગને અનુરૂપ હશે. ગામડાની સર્જક-શક્તિ અને રચનાત્મક પ્રયત્ન અનેકઘણાં વધીને હિંદની રચનાત્મક સિદ્ધિનું સમીકરણ કરશે.

ગ્રામપુનર્ઘટનાની યોજનામાંની ૧૦૧ વિગતો ગ્રામવેદના નૂતન સમન્વયની શકયતાઓ અને આવશ્યકતાઓ દર્શાવે છે. આ યોજનાનો અમલ ક્રાંતિમય હેતુ સિદ્ધ કરે છે. અને આ પ્રયત્નના સમૂહગત પરિણામે સાત લાખ ગામડાઓનાં જીવનમાં ખરી ક્રાંતિનો આરંભ, વિકાસ

અને વ્યવહારૂ સિદ્ધિ થાય. આ ગ્રામવાદી સમન્વય ૩૫ કરોડ કિસાનોને અચૂક આકાંક્ષા, સ્પષ્ટ સ્વયંસિદ્ધિ, રાષ્ટ્રિય પ્રગતિ અને સત્તામાં સમાન ફાળો, સારી સ્થાનિક વહીવટી સત્તા, સુયોગ્ય અભિમાન અને પ્રેરક સ્વમાન, સહકારી ભાવના અને સહયોગી માનસ, સમૂહગત જુસ્સો અને ઈચ્છાશક્તિ, કર્તવ્ય અને સેવાનો આદર્શ, અને ગામ, પ્રદેશ, લોકતંત્ર અને દેશમાટેના બલિદાનમાંથી ઊઠતું નૈતિક બળ આપે છે. આ બધાં આપત્તિગ્રસ્ત દુનિયામાં શાંતિ, સંવાદિતા અને આંતરરાષ્ટ્રિય સહકાર પ્રેરવા હિંદની શક્તિ, લાગવગ અને સંસ્કારના પુનર્જન્મનું મહાસંગીત સર્જશે. આ વિશાળ વિવિધ સર્વગ્રાહી અને રચનાત્મક સમન્વયથીજ હિંદના ગામડાઓમાં વસતો હિંદનો આત્મા માનવજાતને પોતાનો સર્જનાત્મક સંદેશ આપવા, સામાજિક વિષમતાઓ અને અન્યાયો દૂર કરવા, અને રાષ્ટ્રિય અને જાતિય મહત્વાકાંક્ષાઓ મર્યાદિત કરવા માટે ચેતનવંતો અને શક્તિમાન થશે.

ગ્રામવેદના સંદેશ અને ઉદ્દેશનો આ એક ભાગ છે, અને તે ગ્રામવેદની શક્તિ અને કર્તવ્યનો આધાર છે. ગ્રામવેદને પોતાના મહાભારત કાર્યનો પૂરતો ખ્યાલ છે. પણ તે પોતાની સિદ્ધિ માટે લશ્કરી શિસ્તવાળા તાલીમબદ્ધ પ્રયત્ન માટે વફાદારી અને પ્રેમથી ભરેલાં હિંદી પ્રજાઓનાં શ્રદ્ધા, ઈચ્છાશક્તિ અને શ્રદ્ધાને કામમાં લઈ શકવાની શ્રદ્ધાભરી ઉમેદ રાખે છે.

આ શ્રદ્ધા અને આ સંદેશના પાયાપર જ ગ્રામવેદ ગ્રામસમાજ અને તેનાથી રચાયેલી આઝાદ હિંદની સંયોજિત સાર્વભૌમતા મારફત પ્રભાવ અને કાર્યની આશા રાખે છે. તેથી જ આ ક્રાંતિકારી સમન્વયમાં ગામડાં અને કિસાનો નિર્ણિત કર્તવ્યો અને હક્કો ધરાવશે. ગ્રામવેદ ગામડા અને ગ્રામકાર્યકર્તાને સત્તાનો અધિકાર આપે છે.

## ગ્રામસત્તાધિકાર

(૧) પોતાના સર્વોચ્ચ રાજ્યકર્તા એટલે હિંદના રાજતંત્રના અગ્રણીને પસંદ કરવાનો ગામડાનાં હક્ક અને કર્તવ્ય છે.

(૨) ગામડાને હિંદી પાર્લામેન્ટ, ધારામંડળો અને કાનૂની સંસ્થાઓમાં પોતાના પ્રતિનિધિઓ અને સ્થાનિક, પ્રાદેશિક, રજવાડી, પ્રાંતિક અને મધ્યસ્થ અધિકારી મંડળમાં પોતાના પ્રણિધિઓ ચૂંટવાના હક્ક અને કર્તવ્ય છે.

(૩) ગામડાને સ્થાનિક, વિભાગિય અને પ્રાદેશિક વિસ્તારોમાં સ્વવહીવટનાં હક્ક અને ફરજ છે.

(૪) ગામડાને સ્વરક્ષણ, પ્રાદેશિક સલામતી, અને રાષ્ટ્રિય બચાવના હક્ક અને કર્તવ્ય છે.

(૫) ગામડાને સ્વયંપૂર્ણતા, આર્થિક સલામતી, રાજકિય સ્વરાજ્ય અને આર્થિક અને લશ્કરીસત્તાના રાષ્ટ્રિય સંગ્રહણનાં હક્ક અને કર્તવ્ય છે.

(૬) ગામડાને પ્રતિનિધિઓને રદ કરવાનાં, નવા પ્રતિનિધિઓ ચૂંટવાના અને સાર્વત્રિક મતગણત્રીના હક્ક અને ફરજ છે.

(૭) ગામડાંને સુલેહશાંતિ અને વ્યવસ્થાની જાળવણીના હક્ક અને કર્તવ્ય છે.

(૮) ગામડાઓને કાયદાઓ, કાનૂની નિર્ણયો, વટહુકમો, પેટા-ધારાઓ અને નિયમો રજૂ કરવા, વિચારવા, બદલવા અને સમાજમાં મૂકવાનાં હક્ક અને કર્તવ્ય છે.

(૯) ગામડાને હિંદના રાજતંત્ર માટેનું બંધારણ નક્કી કરવાનાં હક્ક અને કર્તવ્ય છે.

**નૂતન ગામડું અત્યારે છે તેવું દરિદ્ર, ગંદુ, રોગિષ્ટ, કીચડસ્થાન**

નહિ હોય. નૂતનગ્રામ તો ગ્રામપુનર્ઘટનાની યોજના પ્રમાણેનું સંપૂર્ણ નમુનેદાર કસ્બો હશે.

**નૂતન ગ્રામ તો સૌંદર્ય, આકર્ષણ, પ્રેરણા અને શ્રદ્ધા જેવું હશે. નૂતન ગ્રામ તો એકસાથે હિંદનું મહાકાવ્ય અને સામર્થ્ય હશે. નૂતન ગ્રામ તો પાંત્રીસ કરોડ હિંદી કિસાનોના ઉત્સાહ અને સિદ્ધિનો પ્રભાવ હશે.**

નૂતનગ્રામ તો નાના રાજ્ય તરીકે કલ્પવામાં આવ્યું છે, અને સ્વવ્યવસ્થિત, સ્વનિયંત્રિત, અને સ્વયંપૂરક એકત્ર તરીકે, તેમજ રાષ્ટ્રિય અને પ્રાદેશિક જીવન અને સત્તામાં સહયોજિત ભાગીદાર તરીકે તેની યોજના થશે. ગયા સૈકા દરમિયાન થયેલી પડતી અને ભંગાણ છતાંયે જૂના ગામડામાંથી જ તેના પરિવરો અને અનુભવો પર નૂતનગ્રામ કોરી કાઢવાનું છે. નૂતનગ્રામ હિંદના સ્વાતંત્ર્ય અને મુક્તિનું તેમજ ગ્રામવેદનું જાગૃત સંચાલન અને સાધન થવાનું છે. આવા નૂતન-ગ્રામ અને ગ્રામસત્તાની આકાંક્ષા એક ક્રાંતિનું સંચાલક બળ બનશે, જે વગ, સત્તા, દોરવણી, મતપ્રચાર, અધિકાર અને કારોબારની બધી સંસ્થાઓ અને બેઠકો કબજે કરવા પ્રયત્ન કરશે. ગ્રામવાદ માટે સત્તા-સિદ્ધિ અને રાષ્ટ્રિય સ્વાતંત્ર્ય, આર્થિક મુક્તિ, સમૂહગત સાર્વભૌમત્વ અને આંતરરાષ્ટ્રિય સમાનતા માટે સત્તાના શિસ્તમય અને યોજના-પૂર્વક ઉપયોગ માટે નૂતનગ્રામ પ્રેરણા આપે છે.

## નૂતન ગ્રામનો આદર્શ

નૂતનગ્રામ એક નૈતિક સત્ય હશે. અને શ્રમ અને ઉદ્યોગ, ન્યાય અને સમતા, સેવા અને સહકાર, કર્તવ્ય ને બલિદાનનું તે એક સતત ગુંજતું મહાકાવ્ય હશે.

ગ્રામવેદના નૂતનગ્રામમાં :

કોઇ કામનો તોટો નહિ પડે.

**કોઇને અન્નનો તોટો નહિ પડે.**

કોઈને આશ્રયનો તોટો નહિ પડે.
કોઈને સેવાનો તોટો નહિ પડે.
કોઈને દોરવણીનો તોટો નહિ પડે.
કોઈને વૈદકિય કે શસ્ત્રવૈદકિય માવજતનો તોટો નહિ પડે.
કોઈને અન્યાય કે અત્યાચારથી રક્ષણનો તોટો નહિ પડે.
કોઈ કેળવણી કે તાલીમથી વંચિત નહિ હોય.
કોઈ મતાધિકારથી વંચિત નહિ હોય.
કોઈ કસરત કે પ્રમોદથી વંચિત નહિ હોય.
દેશ, ગ્રામ કે પ્રયોજન માટે શ્રમ કોઈ નકારશે નહિ.
દેશ કે ગ્રામવાદી પ્રયોજન માટે કોઈ જિંદગી પણ નકારશે નહિ.
દેશ કે ગ્રામવાદના કાર્ય માટે કોઈ ધન પણ નકારશે નહિ.
કોઈ ન્યાય નકારશે નહિ.
કોઈ સ્વીકૃત સત્તાને નકારશે નહિ.

નીતિ અને સંસ્કારના પાયાપર સ્થપાયેલા લોકશાહી અને રાષ્ટ્રરક્ષણ માટે વહીવટી સહકાર સંસ્થા, આર્થિક સંયુક્તતંત્ર અને રાજકિય સંઘતંત્ર એમ ત્રિવિધ નૂતન ગ્રામ કલ્પના છે.

## સ્વપ્ન સિદ્ધિ.

અને વર્ષો પછી.........

દબામણી અને દમન, ઝઘડા અને વિવાદ, વિરોધ અને અંતરાયનાં, તેમજ અમર શ્રદ્ધા અને અચલ ધ્યેયનાં, અવિરત શ્રમ અને આગ્રહી પ્રયત્નનાં સ્વાર્થમયતા અને લોભને સામાજિક કાર્યપરતા અને સમૂહગત ગર્વ અને રાષ્ટ્રિય અભિમાનમાં પલટી નાખવાના ભગીરથ નૈતિક પ્રયાસોનાં વર્ષો પછી ગ્રામવેદ, પોતાનું વિશ્વવ્યાપી મહાકાર્ય અને હિંદમાંનો રાષ્ટ્રિય સમન્વય સાધીને, નીચેની વસ્તુઓ પ્રાપ્ત કરે છે:—

ગ્રામવેદ પ્રમાણે વ્યવસ્થિત અને સજ્જ બનેલા લોકોએ જાહેર કરેલા અને દોરેલા, અને આગ્રહી બંધારણિય પ્રયત્નથી દોરવાયેલા રાષ્ટ્ર-

વ્યાપી સવિનયભંગ અને અધિકારના વ્યવસ્થિત સ્વયંસ્વીકારથી વિજય-વાન બનેલા બે વર્ષના અહિંસક મુક્તિ સંગ્રામ પછી હિંદનાં ગામડાંઓ અને શહેરોમાં 'સેક્રોવીરેશન'ની ઉદ્‌ઘોષણા હર્ષનાદોથી સત્કારવામાં આવી છે.

ગ્રામવેદની નૂતનક્રાંતિએ રક્તપાતવિહોણો વિજય મેળવ્યો છે. હિંદે નૂતન ભાગ્યનિર્માણની કૂચ આરંભી છે. અને વિશ્વસંવાદિતા અને શાંતિનો યુગ આરંભાયો છે.

સાર્વભૌમત્વ અને સલામતી, સમાનતા અને પરસ્પર વિનિમય, સહાય અને મૈત્રીસંધીના હિંદી–બ્રિટિશ કરારો હિંદ અને બ્રિટનની પાર્લામેન્ટોમાં સ્વીકારાવા માટે રજૂ થયા છે.

બ્રિટિશ પ્રજાએ પોતે જાતે વ્હોરેલું સંસ્કૃતિ, લોકશાહી અને સ્વાતંત્ર્યનું મહાકાર્ય ઉમરાવ દિલથી પૂરું કર્યું છે, અને બ્રિટિશ પાર્લામેન્ટે પોતાની સત્તા પૂરેપૂરી સમેટી લઇને અને હિંદના લોકોનાં પોતાનાં હક્કસરનાં સાર્વભૌમત્વગ્રહણને અનુમતિ આપીને પોતાનું વચન આબરૂદારીથી પાળ્યું છે.

સમતા અને સંવાદિતા, સહકાર, સંપત્તિ, સામાજિક ન્યાય, લોકાશ્રિત રાજનીતિ, અને આર્થિક લોકશાહીનો આરંભ કરતાં, અને દરેક દેશને સંસ્કાર અને સ્વાતંત્ર્યની ખાત્રી આપતાં, વિશ્વમાં નવાયુગ અને એશિયાનાં નવા કલ્પની ઉષા તરીકે હિંદની મહાસત્તા અને પુનર્જન્મને એશિયાએ વધાવી લીધો છે.

હિંદે પોતાના બધા પાડોશીઓ માટે પોતાની શુભેચ્છા અને સુલેહકામના જાહેર કરી છે, અને રશીઆ, નેપાળ, બ્રહ્મદેશ, ચીન, સીલોન, સિયામ, ઇરાન, અફઘાનિસ્તાન, તુર્કી, ઇરાક, અરબસ્તાન, અને ઇજીપ્ત સાથે સંધિ કરી એશિયાટિક અખંડતા અને સ્વાતંત્ર્યકાર્યને સેવવાની પોતાની ઇચ્છા પ્રગટ કરે છે.

હિંદે એશિયાટિક દેશોની સમાનતા અને અખંડતા સ્વીકારી છે. ગ્રામવેદે રાજકિય સમાનતા, આર્થિક ન્યાય, અને દેશો અને રાષ્ટ્રો વચ્ચે રાષ્ટ્રિયસમતાને સીધો ટેકો આપ્યો છે.

૧૯......ના વર્ષમાં નવેમ્બરમાં પૂર્ણિમાની રાત્રી છે, અને હિંદના નૂતનગ્રામો શક્તિ, સંપત્તિ અને શુચિતામાં થયેલા પોતાના પુનર્જન્મને ઉજવવા ઉત્સાહ અને સમૃદ્ધિથી ઉત્સવ કરે છે.

એક મહાનઆદર્શ સિદ્ધ થયો છે.
ગ્રામવેદનો અષ્ટકોણ પૂરો થયો છે.
દરેક ગામ—કોઠાર અને ઉદ્યોગગૃહ.
દરેક ગામ—જ્ઞાનસંસ્થા અને વિજ્ઞાનસંસ્થા.
દરેક ગામ—સેવા અને દૂર્ગ.
દરેક ગામ—કિલ્લો અને કારખાનું.
સોકોવીરેઇનમાં ગ્રામવેદનું શાશ્વતસત્તાચક્ર સિદ્ધ થયું છે.

ગ્રામવાદી રાજ્ય અને સમાજને માટે હિંદની શક્તિ અને સલામતી સાધવા પોતાનાં સંઘતંત્ર, સંયુક્તતંત્ર, સંપૂર્ણ અર્થતંત્ર, પોતાનું સ્વાસ્થ્યતંત્ર, પોતાની શાળા અને વ્યાયામશાળા, નાટ્યશાળા અને મેળાપગૃહ, વહીવટ અને બચાવ માટે સ્વનિર્ણિત-સત્તા, પોતાના કેળવાયલા વિજ્ઞાનિકો, શિક્ષકો અને યોજકો, પોતાના ડ્રાઇવરો, મિકેનિકો અને પાઇલોટો, મોટર—ટ્રક, મશીનગન અને એર-પ્લેઇનવાળા સાધનસંપન્ન સૈનિકો અને પોતાની પૂર્ણતત્પર અને સંપૂર્ણ સહયોજિત નેતાગીરી દરેક ગામમાં તૈયાર છે.

અને નૂતનગ્રામ આવું છે.

વાડીઓમાં ફુલો ઉભરાય છે. કુટિરો ચંપા અને ગુલાબથી ઢંકાયાં છે. રસ્તાઓ પર લીમડા, આમલી, પીંપળા અને વડ છાયા ઢાળે છે, જળાશયો છલકાય છે, સંઘતંત્ર પાકની યોજના અને વેચાણ

કરે છે, ખેતરોમાં ખાતરનો તોટો નથી, અને ખેતી અને લણણી યંત્રોની સહાયથી બળદો વડે કરવામાં આવે છે. પ્રાણીઓ મજબૂત, તંદુરસ્ત, અને સુડોળ છે. દરેક કુટુંબમાં એક ગાય, એક ભેંસ, એક બળદ અને બકરા છે. દરેક વાડા સ્વચ્છ, અને સુઘડ છે અને તેમાં લીંબુ, કેળ અને પપૈયાના છોડ છે. ગામને સામાન્ય માલિકીનાં આંબાવાડિયું, કપાસનું ખેતર, ગોચર અને ઉપવન છે. રોજ સવારે અને સાંજે ગામની ગલીઓ સાફ થાય છે. ઉકરડા અને ખાતરોની સ્વાસ્થ્યમયરીતે સંભાળ લેવાય છે.

## ગ્રામઅમલ.

સમગ્ર વિસ્તારના જીવન ઉપર ગ્રામસભાનો અમલ છે.

(૧) એની કૃષિસમિતિ વિસ્તાર અને પ્રાદેશિક કૃષિનિયોજન મંડળ સાથે સહયોજન કરી ખેતી, બાગાયત, શાકભાજી અને ફળફુલની વાડીઓ, ગામની સીંચાઈ અને કિસાનોના શ્રમની યોજના અને અમલ કરે છે.

(૨) તેની અર્થસમિતિ વિસ્તારના અને પ્રાદેશિક અર્થમંડળ સાથે સહયોજન કરી બી, ખાતર, ઘરગથ્થુ જરૂરીઆતો, ધીરધારના પૂરવઠા, નાણાં પગાર, રોકડ, અનામતો, ખરીદીપેદાશનું વેચાણ, ગોદામ, કોઠારો, જરૂરી નોંધો અને આંકડાઓની તજવીજ રાખે છે.

(૩) તેની સંસ્કારસમિતિ પ્રાદેશિક અને પ્રાંતિક સંસ્કારસભા સાથે સહયોજન કરી, શાળા, પુસ્તકાલય, રેડિયો, ક્રીડાંગણ, રમતો, હરિફાઈઓ, ભાષણો, દેખાવો, નાટકો ને અન્ય પ્રદર્શનોની કાળજી રાખે છે.

(૪) તેની રક્ષણસમિતિ પ્રાદેશિક અને પ્રાંતિક રક્ષણસભા સાથે સહયોજન કરી શારીરિક તાલીમ, કવાયતો, નિશાનબાજી, છાવણીઓ, લશ્કરી શિક્ષણ અને તાલીમ, ઘોડેસ્વારી, સાઈકલીંગ, મોટર રોકવાનું અને સમી કરવાનું, પોલીસકામ અને બચાવકામની કાળજી રાખે છે.

(૫) તેની ન્યાયસમિતિ પ્રાદેશિક અદાલત અને પ્રાંતિક ન્યાય સરતંત્ર સાથે સહયોજન કરી, ગ્રામ અદાલતનો વહીવટ કરે છે, અને બધા દિવાની અને ફોજદારી દાવાઓમાં લવાદી કે ઇન્સાફ કરે છે અને અંગત કૌટુંબિકપક્ષોની કે બીજી તકરારોમાં પતાવટ વિષે સલાહ આપે છે.

(૬) તેની આરોગ્યસમિતિ, પ્રાદેશિક, અને પ્રાંતિક આરોગ્ય સરતંત્ર સાથે સહયોજન કરીને આરોગ્ય, સ્વાસ્થ્ય, દીવાબત્તી, પીવાનું-પાણી, વૈદકિય અને શસ્ત્રવૈદકિય મદદ, સારવાર, દાઈકામ, બાળ સંભાળની કાળજી રાખે છે.

(૭) તેની પશુસમિતિ પ્રાદેશિક અને પ્રાંતિક પશુમંડળ સાથે સહયોજન કરી ઢોરો, અને પશુઓની પેદાશ, ઉછેર અને તંદુરસ્તીની દેખરેખ રાખે છે, અને પશુવૈદકની વ્યવસ્થા કરે છે.

(૮) તેની વ્યવહારસાધનસમિતિ પ્રાદેશિક અને પ્રાંતિક વ્યવહાર મંડળ સાથે સહયોજન કરી તાર, ટપાલ, ટેલીફોન, ખેપિયા, ગાડાં, લોરી, મોટરવાહનો, સાયકલો, જળમાર્ગો, પગરસ્તા, રસ્તા, અને મહામાર્ગો પર દેખરેખ રાખે છે.

ગ્રામસભા, ધાન્ય, ચારો અને બળતણના સંગ્રહો, બીઆં, ખાતર અને નીમકના કોઠાર સાચવે છે; ખેતરો, ગામઠાણ, પશુધન, મિલ્કત અને અધિકારબદલા અને ગીરોહક્કોનાં પત્રકો રાખે છે; રાજ્ય તરફથી મહેસૂલ અને કરવેરાની વ્યવસ્થા કરે છે; પ્રાદેશિક અને પ્રાંતિક વહીવટી તંત્રોને પોતાના કર, મહેસૂલ અને ફાળા ભરે છે, અને ગામ અને પ્રદેશમાં રાજતંત્રના વહીવટી આડતિયા તરીકે બધી ફરજો અને કામગીરી બજાવે છે.

ઉપવન–નગરયોજના પર નૂતનગ્રામની રચના થતી હોય છે. **શ્રમ અને સેવાની નવી ગ્રામ નાગરિકતા પ્રવૃત્તિમય બની છે.**

વૃદ્ધો ભૂતકાળના **પડતી અને અવ્યવસ્થાના** દિવસોની વાતો કરે છે, અને નવા જમાનાને ગ્રામવેદની બક્ષીસો આપી શકવા માટે પોતાની જાતને મુબારકબાદી આપે છે. યુવાનો ગામ, પ્રદેશ, પ્રાંત અને દેશની સેવા અને સામાજિક કર્તવ્યો માટે ઉત્સાહી, શિસ્ત બદ્ધ અને આતુર કાર્યકર્તાઓ છે. ગામ અને દેશ તરફના કર્તવ્યોમાં ભાગ લેવા માટે સ્ત્રીઓ પણ શિક્ષિત અને વ્યવસ્થિત બની છે. પૌર્વાત્ય કે પાશ્ચાત્ય આધુનિક જમાનાની ઉપલકિયા ઉચ્છૃંકલતાનો તેમને તિરસ્કાર છે. તેમણે કર્તવ્યો અને સેવામાં સંયુક્ત ભાગીદારીની જૂની રૂઢીઓ અને પ્રણાલિકાઓને પુનર્જીવિત કરી છે. તેઓએ પાણીના નળની ના પાડી છે, અને પોતાની કાવ્યમય ગતિ અને લલિતઅંગસૌષ્ઠવ જાળવવા માટે કૂવાઓ માટે આગ્રહ રાખ્યો છે. સ્ત્રીઓ બુરખા નથી પહેરતી, પણ તેઓ પોતાનાં અંગઉપાંગોના નિદર્શનની વિરૂદ્ધ હોવાથી અને શિલ્પમય વેશભૂષા પસંદ કરતી હોવાથી પોતાના અંગોને પૂરતા પ્રમાણમાં ઢાંકે એવી અને પહેરવેશમાં લાવણ્યમય આકૃતિ સરજે એવી આછી સાડીઓ કે સુરવાળો, કંચુકીઓ અને ચણીઆને પસંદગી આપે છે. ગુજરાતી ગરબા અને ગોફ અને લોકનૃત્યો સાર્વત્રિક પ્રચાર પામ્યા છે. પોતાના મકાનોને શણગારવા માટે સ્ત્રીઓ રેખાંકન, ચિત્ર કામ અને રંગકામ જાણે છે. સ્થાનિક ઉપયોગ માટેના વણાટકામનું રૂ અને ઊન સ્ત્રીઓ કાંતે છે. બહાદુરી અને દિલાવરી, આત્મસંયમ અને આપભોગ, કર્તવ્ય અને સ્વમાનના રક્ષણ કાજે 'જોહર કેસરિયાં અને શહીદી'ના સર્વોચ્ચ આદર્શ પર રચાયલા આત્મસંયમ, આત્મબલિદાન અને રાષ્ટ્રિયભોગની ભાવનાઓના ધાર્મિક સૂરો અને જુસ્સાભર્યો આગ્રહ કળા અને સંગીતમાં દાખલ થયા છે. હિંદી પ્રજા અને ગામડાઓના ગ્રામવાદી પુનર્જીવનમાં સ્ત્રીઓએ સહાય અને સહકાર આપ્યાં છે. ગ્રામવેદે ગામ અને હિંદી ગ્રામલોકતંત્રનું નવસર્જન કર્યું છે, સાર્વભૌમ રાજતંત્ર સ્થાપ્યું છે, કોમીસંપ, સંવાદિતા અને એખલાસ સાધ્યાં છે. રાષ્ટ્રિય

એકીકરણ અને સંગઠન સ્થીર કર્યાં છે. પ્રાણવાન પણ શાંતિપ્રિય હિંદી રાષ્ટ્ર સુદૃઢ કર્યું છે. અને જેમાં સાચા પ્રજાકિયતંત્રમાં શ્રમજીવી અને બુદ્ધિજીવીને અધિકારો મળ્યા છે અને મૂળ મિલ્કત મંજુર રહી છે એવો નવો સામાજિક આર્થિક સમન્વય વિકસાવ્યો છે.

## ગ્રામસમાજવાદી રાજતંત્ર

અને એ રીતે હિંદમાં બેન્થામ અને કાર્લમાર્કસનો નવી રીતે સંયોગ થયો છે. આખા ગ્રામસમાજ અને કસ્બાના ઘટકોના આધાર પર સામાજિક સામ્યવાદનો નવો પ્રકાર જેમાં ઘડાયો છે એવા ગ્રામવેદી યુગમાં લેનીનનો નવો અવતાર થયો છે. મૂડીવાદી–શરાફ, અને જમીનદારના અખત્યાર અને આમવર્ગની સરમુખત્યારીનું સ્થાન ગ્રામ અને કિસાનની સર્વોપરિતાએ લીધું છે. સહભોગવાદનો વ્યવહારૂ આદર્શ અને સહકારવાદ અને સંયુકતવાદના પ્રવૃત્તિમાન સિદ્ધાંતોનો સુસંવાદ અને વ્યવહારસિદ્ધિ સાધીને ગ્રામવાસીઓનું સમાજીતંત્ર–ગ્રામરાષ્ટ્ર–ગ્રામીસ્તાન–ઘડવામાં આવ્યું છે. જેમાં દોલતની હદ બંધાય છે પણ નાબૂદી થઈ નથી, જેમાં ગ્રામ અને કામદારસંઘમાં વ્યક્તિના હકક લય પામ્યા છે, અને જેમાં દેશ પ્રતિ કર્તવ્યે, અને સમાજ અને સામાન્ય કલ્યાણ માટેની સમૂહગત સેવાએ અંગત અધિકારોનું સ્થાન લીધું છે. આખા દેશના વિવિધ વર્ગો માટે સમતુલનામય અર્થતંત્ર અને સુસંવાદિતા માટેનાં ગ્રામવેદના પ્રયત્નનું આ પરિણામ છે. અને દૃષ્ટિહીન, લાગણીહીન અને સમજણવિહિન મૂડીવાદને નિષ્ઠુરતા અને નિર્દયતાથી સામ્યવાદ છૂંદી નાંખે તે પહેલાં આ વિરોધી તત્ત્વો વચ્ચેનો આ છેલ્લો પૂલ ગ્રામવેદ રજુ કરે છે.



# ભાગ—૪

## ગ્રામવાદી સરકાર શું કરે?

ગ્રામવેદ રાજતંત્ર અને સમાજની પોતાની વિશિષ્ટ રાજકિય-આર્થિક પદ્ધતિ સ્થાપવા માગે છે, અને એનું નવા બંધારણ માટે લોકના જીવન અને પ્રવૃત્તિમાં વિશાળ ફેરફારો, અને એના સર્જન અને લાગટ અમલ માટે નવાં વહનતંત્રની જરૂર પડશે. ગ્રામવેદ રાજકિય સત્તા પર અંકુશ મેળવીને પોતાની સંપૂર્ણ સિદ્ધિ કરવા માંગશે. ગ્રામવેદ પોતાની સરકાર સ્થાપવા અને પોતાની વિશાળ કાર્યનીતિઓ અને કાર્યક્રમો માટે તે સત્તા વાપરવાને પ્રયત્નશીલ થશે.

ગ્રામવાદી સરકારે શું કરવું જોઈએ તેના દરેક ભાગ માટેની યોજના સાથે ચાર વિભાગ પાડવામાં આવ્યા છે.

૧. વહીવટ

૨. અર્થતંત્ર

૩. કેળવણી

૪. રક્ષણ

આ યોજનાઓનું માત્ર રેખાંકન જ કરવામાં આવ્યું છે. તેઓ પછીથી પૂરી કરવામાં અને સર્વાંગપૂર્ણ બનાવવામાં આવશે, કારણકે વિકાસ પામતા સંજોગો જેમ ફરમાવે તેમજ તેની વિગતો ઘડી શકાય.

## ૧

## ગ્રામવાદી વહીવટની યોજના

૧. જમીનપેદાશ, ખનીજો, તેલ, કોલસો કે જળશક્તિ વિ૦ આર્થિક પાયાને પસંદગી આપીને પ્રાંતિક વિભાગો.

૨. આર્થિકસહાય અને નિરીક્ષણ અને પ્રદેશના આર્થિકજીવનની દોરવણીના પાયા પર નાના વહીવટી પેટા વિભાગો.

૩. લશ્કરી અને રક્ષણપ્રબંધ સાથે વહીવટી અને આર્થિક વિભાગોનું સંબંધીકરણ.

૪. એકત્રિત કાર્ય, સંયુક્ત પ્રયત્ન, અને સહયોજિત કાર્યનીતિ સાધવા માટે પ્રદેશને જરૂરની જુદી જુદી વસ્તુઓમાં વિશેષજ્ઞ હોય એવા અમલદારોની સભાથી દરેક પેટા ભાગનો વહીવટ થાય.

૫. આવી દરેક સભાને (૧) મહાજનો કે સંઘોમાં રીતસરથી વ્યવસ્થિત કરાયેલાં જુદાંજુદાં હિતો, અને (૨) બંધારણ પૂર્વકની ગ્રામ સત્તાઓ સલાહદ્વારા સહાય આપશે.

૬. મહેસૂલ, ખર્ચ, સામગ્રીઓ અને અનામત સંગ્રહો માટે પ્રાંતિક કે પ્રાદેશિક સત્તાના આખરી અંકુશ નીચે દરેક વિસ્તાર અને પેટા ભાગ માટે અંદાજપત્રનો પ્રારંભિક અધિકાર.

૭. વહીવટી સભાઓના રોજબરોજના કામમાં ઓછામાં ઓછી ખાતાઓની દમનગીરી.

૮. યોજાયેલા પરિણામોની સિદ્ધિ અને અધિકતમ કર્મશ્રમતાની પ્રાપ્તિના હેતુથી પ્રાદેશિક સભાઓની સહાયથી પ્રાદેશિક અમલદારોની દોરવણી અને નિરીક્ષણ.

૯. સ્થાનિક મુરબ્બીવટ કે મીઠી નજરથી બધી નોકરીઓની વિમુક્તતા.

૧૦. જાહેર નોકરીઓની કાર્યક્ષમતાનું પરસ્પરાવલંબન-એટલે કે બીજા ખાતાંઓના કાર્ય બજાવવાની એક ખાતાના અમલદારોની કાર્યપરતા.

૧૧. રાજ્યધારાનાં અંકુશ નીચેનાં લોકોપયોગી ખાતાંઓ.
૧૨. રાજની યોજના પ્રમાણે આર્થિક, સલાહકારક અને નિયામક ખાતાંઓ.
૧૩. સ્થાનિક, પ્રાદેશિક અને રાષ્ટ્રિય જરૂરીઆતો અને ઉપયોગીતાઓ માટે પરોપજીવી શ્રમ–શક્તિની ફરજીયાત કામગીરી.
૧૪. નિયામકો, કારોબારીઓ, અને પેટા અમલદારોની ફરજો, સત્તાઓ અને કર્મોને લગતી વહીવટી પુનર્વ્યવસ્થા.
૧૫. સ્વરાજ્યમય વહીવટી એકમો અને વિસ્તારો વિકસાવવા માટે સત્તાનું અકેંદ્રીકરણ અને વિભાજન.

## ૨ ગ્રામવાદી આર્થિકયોજના

૧. અન્ન, ચારો અને બળતણમાં સ્વયંપૂર્ણતા.
૨. આકસ્મિક પ્રસંગો માટે કોઠારો અને અનામત સંગ્રહો.
૩. રેલ્વે, મોટર, જમીન અને જળ વ્યવહારોનું સહયોજન.
૪. વેડફાતી પેદાશોનો વ્યવસ્થિત સંગ્રહ.
૫. વ્યાપારી અને ઔદ્યોગિક પાકોનું યોજનાબદ્ધ ઉત્પાદન.
૬. વૈજ્ઞાનિક અને યાંત્રિક સ્વયંપૂર્ણતા.
૭. વ્યવહારસાધનોમાં સ્વયંસંપૂર્ણતા.
૮. નૌકાસૈન્ય અને વ્યાપાર માટે વહાણનું બાંધકામ.
૯. રક્ષણસાધનોની બનાવટ અને પૂરવઠો.
૧૦. રૂ, શણ, ઊન, રબ્બર, બીઆં વિ૦ માં સ્વયંપૂર્ણતા.
૧૧. ખનીજો, ધાતુઓ, કોલસો, પેટ્રોલ, લોખંડ, તાંબુ, લાકડું, ચામડું, દોરડાં વિગેરેમાં સ્વયંપૂર્ણતા.
૧૨. રસાયનો અને વૈદકિય બનાવટોમાં સ્વયંપૂર્ણતા.
૧૩. ઔષધી દ્રવ્યોમાં સ્વયંપૂર્ણતા.
૧૪. ઘોડા, ઊંટ, બળદો, ભેંસો, ઘેટાં, બકરાં, મરઘાં, કબૂતર, કૂતરા, વગેરેનો યોજનાબદ્ધ વિકાસ.

૧૫. પાકના રોગો દૂર કરવા અને પાકમાં પડતાં જંતુઓ નાશ કરવા યોજનાબદ્ધ પ્રયાસ.
૧૬. યોજનાબદ્ધ જંગલકાર્ય.
૧૭. રાષ્ટ્રિય પાયાપર ફૂલઉછેર.
૧૮. દેશવ્યાપી વ્યવસ્થિત ફળઉછેર.
૧૯. અંગત સ્વાસ્થ્ય, કૌટુંબિક તંદુરસ્તી, અને શારીરિક શક્તિ માટે રાષ્ટ્રિય ભોજનપ્રથાનું રૂપાંતર.
૨૦. વિનીમયના ધોરણ પર દેશાંતર વ્યાપાર.
૨૧. રાજ્યના અંકુશ હેઠળ મંજુરી પત્રોવાળો વ્યાપાર.
૨૨. અંકુશવશ શરાફીકામ.
૨૩. વ્યવસ્થિત અને અંકુશવશ ગ્રામ ધીરધાર.
૨૪. ઔદ્યોગિક અને કૃષિવિષયક નાણાંવહીવટની વ્યવસ્થા.
૨૫. નફાનું સીમાંકન.
૨૬. રાષ્ટ્રિય નવઘટનાનાં કાર્યોમાં ફાળો.
૨૭. દેશાંતર વ્યાપારી સોદાઓની બાબતમાં સહયોજિત હુંડિયામણો.
૨૮. સુવર્ણ અને ચાંદીના ભંડોળનું સંગ્રહણ.
૨૯. કામદારી ઝઘડાઓની ફરજ્યાત લવાદી.
૩૦. ઉત્પાદન અને ધનવૃદ્ધિનાં હેતુથી કામદારોને રીતસરના પગારો અને નફામાં ભાગીદારી સાથે સલામતી અને સરળતાઓ, અને ઉદ્યોગમા કાર્યક્ષમતા નિશ્ચિત કરવા માટે ઉદ્યોગ અને કામદાર હક્ક પત્રક.

## ૩ ગ્રામવાદી શિક્ષણયોજના

૧. હીંદી ગ્રામ વિદ્યાપીઠ.
૨. મધ્યસ્થ ગ્રામ તાલીમ સભા.
૩. મધ્યસ્થ તાલુકા શાળાઓ.
૪. જીલ્લા ગ્રામ સંસ્થાઓ.

૫. એકધારા પાઠ્ય પુસ્તકો, અભ્યાસક્રમો અને શિક્ષણક્રમો.
૬. સમાજસેવા, સ્વાસ્થ્ય, આરોગ્ય અને શારિરીક કેળવણી.
૭. સ્વબચાવ, ગ્રામ સલામતી અને રાષ્ટ્ર રક્ષણ માટે તાલીમ.
૮. આરંભ, સાહસ, નિર્ણય, કારોબારી અંકુશશક્તિ અને નિયામક શક્તિમાં તાલિમ.
૯. સહકારી રચના, સહયોજના, વહીવટી કાર્ય અને ધંધાની વ્યવસ્થાની તાલીમ.
૧૦. નાગરિકતા, સ્વરાજ્ય, લોકશાહી, સમૂહગત જીવન અને સંયુક્ત પ્રવૃત્તિઓમાં તાલીમ.
૧૧. નૈતિક સિદ્ધાંતો, સ્વમાનધોરણ, દિલાવરી અને રીતભાતમાં કેળવણી.
૧૨. સંગીત, કલા, નાટ્ય, નૃત્યછબીકામ અને ચલચ્ચિત્રમાં તાલીમ.
૧૩. સાહિત્ય, ઇતીહાસ, રાજકારણ અર્થશાસ્ત્ર અને સમાજ-શાસ્ત્રની કેળવણી.
૧૪. ખેતી, દૂધ, ઉછેર અને ગૃહઉદ્યોગોની તાલીમ.
૧૫. મોજણી, ઇમારતી કામ અને ગ્રામયોજનાની તાલીમ.
૧૬. એન્જિન, મોટરો, યંત્રો, વીજળી અને સમારકામ, વગેરે યાંત્રિક શક્તિના ઉપયોગમાં તાલીમ.
૧૭. વેપાર, ઉદ્યોગ અને નોકરીમાં કાર્યકુશળતાની તાલીમ.
૧૮. ઉડ્ડયન અને સરકણ (gliding) ની તાલીમ.

## ૪ ગ્રામવાદી રક્ષણ યોજના

૧. દરેક જિલ્લામાં અને દરેક તાલુકામાં વિમાનગાહો.
૨. વ્યાપારી વિમાનો સિવાયના બધા વર્ગ અને ખાતાંઓને લગતાં ૧૦૦૦૦ વિમાનોનું હવાઇદળ.

૩. એક લાખ નિયમીત, દસ લાખ અનામત અને એક કરોડ પ્રાદેશિક સૈનિકોનું ખુશ્કી દળ.
૪. ૨૫૦૦ નિયમિત, ૨૫૦૦૦ અનામત અને એક લાખ પ્રાદેશિક અમલદારો.
૫. થોડે થોડે અંતરે નૌકા દુર્ગો સાથે આખા કિનારા પર તોપખાનાંઓની હાર.
૬. સીંગાપોરથી એડન સુધીની નૌકાસીમાના રક્ષણ માટે સબમરીન, ક્રુઝર, પોકેટ મનવારો અને દરિયાઈ વિમાનો સાથે પૂરતો નૌકા કાફલો.
૭. વ્યાપારી અને તરીસેનાના નાવિકપણાં માટે અનામત ખલાસીઓ, અમલદારો અને કેડટોને વહાણવટાંની રાષ્ટ્રિય તાલીમ.
૮. દરેક શાળામાં ફરજીયાત શારિરીક શિક્ષણ.
૯. ઉપરની શાળાઓ અને વિદ્યાલયોમાં લશ્કરી તાલીમ.
૧૦. દરેક પુખ્ત વ્યક્તિ માટે એક વર્ષની ફરજિઆત લશ્કરી છાવણી-તાલિમ અને દર વર્ષે એક મહિનાની છાવણીની તાલીમ.
૧૧. નિશાળો અને વિદ્યાલયોમાં લશ્કરી અભ્યાસ અને તાલિમનો ક્રમ.
૧૨. અમલદારોની તાલીમ માટે લશ્કરી વિદ્યાપીઠ.
૧૩. વ્યૂહરચના અને દોરવણીની સેનાપતિ વર્ગને તાલિમ.
૧૪. દેશવ્યાપી કોમીસરીઆટ વ્યવસ્થા.
૧૫. સ્ત્રીઓને નર્સીંગ, એમ્બ્યુલંસ, મોટરો અને વિમાનમાં લશ્કરી તાલીમ.
૧૬. દેશવ્યાપી લશ્કરી વાહનવ્યવસ્થા.
૧૭. દેશવ્યાપી દારૂગોળો અને સૈન્ય સામગ્રીની વ્યવસ્થા.
૧૮. એકત્રીકરણ યોજનાઓ અને પ્રાદેશિક સલામતી યોજનાઓ.
૧૯. સ્વવહીવટી રક્ષણની પદ્ધતિમાં ગ્રામ, પ્રાદેશિક અને પ્રાંતિક યોજનાઓનો કાબૂ અને સહયોજન.

૨૦. ઉડ્ડયન, જમીન ઈજનેરી, યાંત્રિક સમારકામ, અને વ્યુહરચનાની વિમાની તાલિમ.

સંપ, સંપન્નતા, સુસંવાદ અને શાંતિ સ્થાપનારી સંસ્કારિક સંસ્થા તરીકે અને રાજતંત્ર અને સામાજિક આર્થિક તંત્રના ભાગ તરીકે, લોકશાહી રાજકારણુ અને રાષ્ટ્રિય કરણથી તાલીમબદ્ધ થયેલા 'ખરા નાગરિક રક્ષક દળના સર્જનના આધાર પર, અને પોતાની માતૃભૂમિ હિંદ માટે સમર્થ હીંદી રાષ્ટ્રિયતામાં એકરૂપ થયેલા હિંદુ, મુસલમાન, શીખ અને ખ્રીસ્તી પ્રજાઓના સાર્વત્રિક તાલીમ અને શસ્ત્રકરણુના પાયા ઉપર આવી રક્ષણુ નીતિ રચાયેલી હશે.

આ બધી ' રાષ્ટ્રિય યોજનાઓ 'ને ગ્રામવેદના મુખ્ય હેતુઓ સિદ્ધાંતો અને કાર્યનીતિઓને સાનુકૂળ બનાવવી પડશે. અને સ્વતંત્ર એકત્ર હિંદની એકતા, અખંડતા અને સ્થિરતા પ્રેરનારા બળ તરીકે ગ્રામ અને ગ્રામકાર્યકરના આધારપર રચાયેલા પ્રજાતંત્ર અને પ્રજા અર્થતંત્રની અંદર પ્રજાકિય લોકશાહી અને પ્રજા રક્ષણુના કાર્યમાં અધિકતમ કરકસર અને કાર્યક્ષમતા સાંપડે એવી રીતે આ યોજના-ઓને સહયોજીત અને સંકલિત કરવી પડશે.

આવા વિશાળ કાર્યો ઓછામાં ઓછા કરોડ માણસોને કામગીરી આપે, અને વ્યાપાર, ઊદ્યોગ અને રાષ્ટ્રજીવન એટલા પૂર્ણપણે વિકસ્યા હશે કે એથી વધારે સંખ્યાને કાયમ માટે કામગીરી મળશે.

## હિંદની પુનર્ઘટના માટે પચાસ લાખ કાર્યકર્તાઓ

ગ્રામવેદી સમન્વયની સિદ્ધિ એ જન, ધન અને સાધનનો સવાલ છે. ગ્રામવેદનાં પુનર્ઘટના યોજના અને આખા રાષ્ટ્રિય કાર્યક્રમ માટે વિજ્ઞાનીઓ, યાંત્રિકો, કૃષિજ્ઞો, કારીગરો, વ્યવસ્થાપકો, કાર્યકરો, નિરીક્ષકો, સલાહકારો, વહીવટી અમલદારો, ઈજનેરો, શિલ્પીઓ, પ્રતિનિધિઓ, પ્રણિધિઓ, કારોબારી અમલદારો, ધારાસભ્યો, અને

નિયામકો વિ૦ ઉદ્યોગી, ઈમાનદાર, કુશળ, નિખાલસી, ગ્રામ કાર્યક્‌-કર્તાઓ મળીને પચાસ લાખ રાષ્ટ્ર લડવૈયાની સેનાની જરૂર પડશે.

નાણું, વ્યવસ્થા, વૈજ્ઞાનિકજ્ઞાન, કુશળકાબૂ, ઝીણવટભરી દેખરેખ, ઈમાનદાર દોરવણીની બુદ્ધિ અને શક્તિનો સવાલ ગૂંચવે એવો છે, અને જરીપુરાણા વિચારો અને બેદરકાર ટીકાખોરો કાર્યને રૂંધે એવા અંતરાય તરીકે આ મુશ્કેલીઓને લગતી શંકાઓ રજૂ કરશે. પણ દુનિયાની નજર આગળ તો તુર્કી, ઇટાલી અને રશીઆ જેવા ગરીબ દેશો, જર્મની જેવા દેવાદાર અને અપંગ દેશો, અને સંકટ સાથે ઝઘડતા ચીનના ઉદાહરણો પડેલા છે. સમૂહગત કે સંયુક્ત અર્થતંત્રથી સરકારી આરંભ, દોરવણી, કાબૂ અને અંકુશ નીચે એક પ્રજા કેટલું સાધી શકે તેનું ચિત્ર તેઓ રજુ કરે છે. રશીઆ, ચીન અને તુર્કિ કે જર્મની કે ઈટલી માટે જે શકય હોય તે હિંદ માટે અશકય નથી જ. આટલા માટેજ ગ્રામવેદ રાજકિય સત્તા, વહીવટી તંત્ર, અને ધારામંડળોના કાબૂનું લક્ષ્ય રાખે છે. જેથી સમાજજીવનમાં ઓછામાં ઓછી અથડામણ અને અડચણો સાથે એક પેઢીથી અધિક-તમ કાળમર્યાદામાં આ શાંતિભરી નવરચના અને સર્જનાત્મક ક્રાંતિનો ચમત્કાર સિદ્ધ કરવા પ્રજાની સમગ્ર કાર્યશક્તિ રાજ્યતંત્ર સાથે સહ-યોજિત થાય.

શ્રમજીવી એટલે કિસાનો કે કામદાર પોતાનાં અંગત, સ્થાનિક અને પ્રાદેશિક આબાદીમાં ફાળો આપે છે અને એ રીતે રાષ્ટ્રિય આબાદીનું સર્જન કરે છે, અને પોતે વેપારી ઉદ્યોગપતિ કે શરાફની નફાખોરીનો પગારદાર ગુલામ જ નથી એવી જો તેની (શ્રમજીવીની) ખાત્રી થાય તો તેનો સ્વેચ્છીત સહકાર સાંપડે. પણ શ્રમજીવી માત્ર મતદાર જ હોય તો નહિ, પણ આ કાર્યનીતિઓ અને કાર્યક્રમોના અમલમાં તેનો સક્રિય હિસ્સો હોય તો જ તેની આવી ખાત્રી થાય. આથી જ ગ્રામવેદ એવા ગ્રામલોકતંત્ર માટે કામ કરશે, કે જેમાં

હિંદમાંના સરકાર, ધારાસભા, પ્રજાકિય મંડળો, અને રાજકીય મંડળોની રચના અને કાર્યમાં કિસાનના હિતો સર્વોપરી હોય.

વહીવટી, કેળવણી વિષયક, સાંસ્કારિક અને સામાજિક પુનર્વ્યવસ્થા, વિશાળ આર્થિક નવરચના, અને નવાં રક્ષણતંત્રને લગતું અતિ વિસ્તૃત નિયોજન એક ભગીરથ પ્રયત્ન થશે. અને તેને માટે અબજો પાઉંડની જરૂર પડશે. વહીવટી, સલાહકારી અને વૈજ્ઞાનિક નોકરીઓ, નાગરિક સવળતો અને સાંસ્કારિક અને સામાજિક સેવાઓ, સીંચાઈ, જળમાર્ગો, સ્થલમાર્ગોના બાંધકામનાં જંગી કાર્યક્રમ, વહાણુ, વિમાન, અને યંત્રો બનાવવાના કારખાનાંઓની સ્થાપના, પહાડો, જંગલો અને મેદાનોમાં વૃક્ષારોપણ, હિંદના ઔદ્યોગિક જીવનની દરેક શાખામાં, અર્થતંત્રમાં અને રક્ષણમાં યંત્રીકરણ, હિંદના ખનીજોનો વિકાસ, અને હિંદની સલામતી અને સત્તા તેમજ તેની પ્રજાની આબાદી અને શક્તિ માટે ત્વરામય, સંયોજિત, રાજકિય, આર્થિક, સામાજિક પ્રયત્નો—આ બધાંનો વિચાર કરો.

વીસ વર્ષની મર્યાદાની યોજના ઘડાય તો આ બધાં માટે પાંચ અબજ પૌન્ડ જોઇએ.

બીજું દૃશ્ય વિચારો—હિંદના કિચડીઆ ગામોનું ઉદ્યાન નગરોમાં પરિવર્તન—દશ હજાર નવા કસબાઓની યોજના, પાંચ લાખ ગામડાંઓ અને એક કરોડ કિસાનગૃહોનું નવસંસ્કરણ વાળી આખા દેહાતની યોજનાબદ્ધ નવરચના—આને માટે દશ અબજ પૌન્ડ જોઇએ.

પણ આ રકમોથી કોઈ ક્ષોભ પામે નહિં. અત્યારે હિંદની વ્યક્તિગત વાર્ષિક આવક ત્રણથી પાંચ પૌન્ડની જુદી જુદી રીતે ગણાય છે. આર્થિક સામાજિક, અને રક્ષણાત્મક પુનર્રચના માટે વીસવર્ષમાં પાંચ અબજ એટલે દરવર્ષે માત્ર પચીસ કરોડ પૌન્ડ થયાં. જે હિંદની આવકનો પાંચમો ભાગ છે. દેહાંતની યોજનામય રચના ગ્રામવેદનો એક દસકો વીત્યે શરૂ થાય. કારણ કે તે વખતે

રાષ્ટ્રિય સંપત્તિ વધી હોય, અને રાષ્ટ્રિય આવક ઓછામાં ઓછી બમણી થઈ હોય, અને લોકો પાસે નવી ગ્રામ રચનામાં રોકવા માટે ભંડોળ હોય.

ઇમારતી ઉદ્યોગ, અને એને લગતાં ધંધાઓ, શરાફો અને મૂડી રોકનારાઓ, બુદ્ધિ, કૌશલ્ય, પ્રમાણિકતા અને બધા પ્રકારની મજૂરી અને કારીગરોને પ્રાદેશિક અને પ્રાંતિક શાખાઓવાળી જંગી રાષ્ટ્રિય ઇમારતી કંપનીની વીસ વર્ષની યોજનામાં સહકાર કરવાની આખી પ્રજાને માટે કેટલી શક્યતાઓ સમાયલી છે !

આ આંકડાઓ સ્તબ્ધ કરે એવા લાગે છે. અને ગરીબાઈ, ભૂખમરો અને અર્ધનગ્નતા જોવા ટેવાયલા તેમજ હલકા વિચાર અને સાંકડી દૃષ્ટિમર્યાદાવાળા લોકોને આ શેખચલ્લી જેવા લાગે. હતાશથી ટેવાયેલા તેઓ અશ્રદ્ધાથી ડોકુ ધુણાવે, પણ કલ્પના, દીર્ઘદૃષ્ટિ, સાહસ અને સહકાર આ બધી યોજનાઓ સાધી શકે અને સાધશે. ગ્રામવેદ એકલું શકય કરી શકે છે એવા લોકેચ્છા અને લોક પ્રવૃત્તિ સાથે સહયોજિત થયેલા રાજ્ય પ્રયત્નથી આ બની શકે. આ કાર્યનો આરંભ નવી આશા, અને વૃદ્ધિગત આબાદી, નવી શ્રદ્ધા અને એની સાધના, નવી હિંમત અને શક્તિ લોકોને આપશે.

એમ પૂછાય કે આ શકય છે? એમ સમજવું જોઇએ કે આ કાર્યક્રમના અમલ અને દ્રવ્યવૃદ્ધિમાં પરિણમતાં ઔદ્યોગિક અને આર્થિક સાધનોનાં અનુષંગી વિકાસને લીધે વ્યક્તિગત આવક ઓછામાં ઓછી બમણી અને ઘણું કરીને ચારગણી થાય અને તેથી રાષ્ટ્રિય આવક પણ તેજ પ્રમાણે બમણી કે ચોગણી બને. નવરચનામાં ચાર ચાર વર્ષની પાંચ મુદતો પડે. અને એ મુદતો દરમ્યાન દર વર્ષે ૨૫ કરોડ જોઇએ. આમાં કાર્ય પૂરૂં થવા આવે ત્યારે તો વધેલી આવકના દસ ટકા જેટલુંજ આ ખર્ચમાં વપરાય. વળી આ મૂડી, સામગ્રી, અને મજૂરી દેશમાં નવી નવી મૂડી ઉભી કરે, અને છથી

નવ ટકાના સરેરાશ વ્યાજે ફરીથી રોકાતાં દસવર્ષમાં રોકેલી મૂડી બેવડી થાય. આ બધું સ્પષ્ટ રીતે લોકોની આવક વધારે, અને ન્યાયી નિયમન, અને અંકુશ તથા સમતા ભરેલી વહેંચણી અને વિભાજનથી દરેક શ્રમજીવીની આવક આખરે અત્યારથી ઓછામાં ઓછી છગણી વધારે પરિણમે. એટલાજ પ્રમાણમાં વ્યવસ્થિત રાષ્ટ્રિય અને સામાજિક જીવન, અંગત અને કૌટુંબિક સગવડ, નવરાશ, અને સંસ્કારિતાવાળું જીવનધોરણ સુધરે, અને ઘણી મોટી બચત અને ભંડોળ ઉભાં થાય, જેનાં ગ્રામપુનર્રચના માટે સંગ્રહ અને રોકાણ થાય. અને બદલામાં નવાં સાહસો, નવાં રોકાણો અને ધન અને આવકમાં વધારે વધારો થાય. આ શકય છે કે માત્ર સમીસાંજના સ્વપ્નાં છે? હિંમતભર્યો પ્રત્યુત્તર એ છે કે આ સાધ્ય વસ્તુ છે, અને મારી તો અચલ શ્રદ્ધા છે કે હિંદી કિસાન માટે કાંઇ અશકય નથી, અને હિંદી ગામડું પોતાની આબાદી અને રાષ્ટ્રિય સમૃદ્ધિ માટે ગમે તે કરવા શકિતવાન છે. આ ખગોળ શાસ્ત્રના આંકડા જેવા આંકડાઓ ગૂંચવે એવા તો છે જ, પણ ગ્રામવેદને તે જ સિદ્ધ કરવાની આકાંક્ષા છે. ગ્રામવેદ હીંદી કિસાન અને ગામડાંને એક હેતુ, આકાંક્ષા, ઉત્તેજના, પ્રેરણા અને સંસ્થા અને આ બધાં માટે પોતાના દેશ, ગામ અને જાતમાં નવો ઇતિબાર આપવા માંગે છે, જેને પરિણામે હિંદ વિશ્વસત્તા બને અને કિસાનની લાગવગ દુનિયામાં ફેલાય.

ગ્રામવેદે પ્રેરેલાં આ ચમત્કારો શ્રદ્ધા અને કાર્યપરતા નીપજાવશે.

અને આ રીતે, ગ્રામવેદી સમન્વય નીચે, હિંદની પુનર્ઘટના પચાસ લાખ કાર્યકર્તાના વીસ વર્ષના શ્રમ અને પાંચ અબજ પૌન્ડના રચનાત્મક ખર્ચથી સધાયેલી મહાભારત સિદ્ધિ છે.

આ ગ્રામવેદે કામ કરીને નૂતન હિંદ જન્માવ્યું છે. મહાન હિંદીઓની આશાઓ ફળીભૂત કરતાં નૂતન હિંદી રાષ્ટ્રિયતા, નૂતન હિંદી જ્ઞાનોદ્ધાર, નૂતન હિંદી આર્થિક નવરચના, નૂતન રાજકિયતંત્ર, અને નૂતન સામાજિક સમન્વય સર્જાયાં છે. આર્થિક ન્યાય, અને

રાજકિય શાંતિની સ્થાપના માટેનાં આંતરરાષ્ટ્રિય બળ અને રાષ્ટ્રિય સત્તા તરીકે હિંદને ગ્રામવેદે ફરીથી વિજયવાન સ્થાન આપ્યું છે. હિંદના ભાગ્યમાંની તેના સંતોની શ્રદ્ધા ફળી છે. તેના રાજપુરૂષોનું ભાવિદર્શન ખરૂં નીવડયું છે. તેના દેશભક્તો અને રાજર્વીઓનાં સ્વપ્નાં સિદ્ધ થયા છે.

જેને કીર્તિએ પિછાન્યાં નથી, જેને માટે શોકના બે બિંદુ પણ સર્યાં નથી, પણ જેણે પોતાના ખમીર અને અડગ શ્રદ્ધાની ધીખતી જ્વાળાના દેશાભિમાનથી ભૂમિને સમૃદ્ધ કરી છે, એ દુઃખશૂરા વીરોની શહિદીની કીર્તિગાથા ભાવિ હિંદ પોતાના નવસંસ્કાર અને નવશક્તિથી અમર કરશે. હિંદના પુત્રો અને પુત્રીઓના ત્યાગનું એજ અમર સ્મારક રહેશે. શોષણ અને પરહકુમતથી મુક્ત, અને સ્વાતંત્ર્યની સર્વોચ્ચ કક્ષાએ પહોંચેલું હિંદ: અને તેના સંતાનો—બંધનમુક્ત અને જ્ઞાન પ્રકાશિત, એકતા અને આગ્રહને લીધે અજય્ય અને અખંડ, પોતાના ગરવા ભૂતકાળ, વર્તમાન શક્તિ અને અદ્દભૂત ભવિતવ્યતાને યોગ્ય સત્તા, સમૃદ્ધિ, લાગવગ, સન્માન, અને ગૌરવ ભોગવતા હિંદીઓ—આ એકજ મહત્વકાંક્ષા જ જેમનું જીવન અને કાર્ય બન્યાં છે: તે સર્વેનું પણ એજ યોગ્ય સ્મારક હશે.

તેમની અંતરેચ્છાઓને ગ્રામવેદે મૂર્ત સત્ય તરીકે સિદ્ધ કરી આપી છે, અને એજ ગ્રામવેદનો વિજયસ્તંભ થશે.

ગ્રામવેદ—તેની ભાવનામયતા અને પ્રેરણા, તેના આદર્શો અને સમન્વય—દેશની બધી પ્રજાઓના સમગ્રજીવનમાં, આર્થિક નોકરીઓમાં, રક્ષણાત્મક દળોમાં, નાગરિક અને સાંસ્કારિક પ્રવૃત્તિઓના રાજકિય અને વહિવટી કાર્યમાં, અને એશિયાટીક અને આંતરરાષ્ટ્રિય ક્ષેત્રમાં પમરવા જોઈએ. એવા ઘડતબારના આ સમન્વય, હેતુઓ, સિદ્ધાંતો, ઉદ્દેશો, ધ્યેયો, કાર્યનીતિ, કાર્યક્રમ અને યોજના બધાં ભાગ તરીકે હોવા જોઇએ. હિંદની સામુદાયિક મહત્વાકાંક્ષા અને કાર્યપરતા એ ગ્રામવેદ જ હોવો જોઇએ.



# ભાગ–૫

## ગ્રામવેદ એક સંપ્રદાય છે

### ૧

### ગામડાં અને કરોડો શ્રમજીવીઓનો રાષ્ટ્રિય સંપ્રદાય.

અશોકે રાષ્ટ્રિય શાહિવાદનાં દ્યોતક સ્તંભો ખડા કર્યા, અને મહાન અકબરે હિંદુ મુસ્લિમ તત્ત્વજ્ઞાનનાં સંમેળ અને પોતાની મધ્યસ્થ સાર્વભૌમતા સ્વીકારતા બધા હિતોનાં સંગઠ્ઠનનો પ્રયાસ કર્યો ત્યારથી હિંદી રાષ્ટ્રવાદે પ્રગટવા પ્રયત્ન કર્યો છે. મેવાડમાં મહારાણા પ્રતાપ અને દક્ષિણમાં શિવાજી મહારાજની લડતો મારફત તેણે પ્રગટવા માંડયું. નાના ફડણવીસના રાજનય અને ૧૮૫૭ના હિંદુ મુસ્લિમ સિપાઇઓના બળવામાં એજ આગ્રહ હતો. પુરાતન કાળમાં હિંદી સંસ્કૃતિની સર્વોપરિતા માટેના શંકરાચાર્યના દિગ્વિજયમાં અને ઇસ્લામ અને સૂફીઝમના અમર શિક્ષણ માટેના ખ્વાજા ચિશ્તીના મહાકાર્યમાં એજ ભાવના ઉભરાય છે. આધુનિક કાળમાં સ્વામી રામકૃષ્ણ પરમહંસ અને શ્રી અરવીંદ ઘોષે એને સામુદાયિક રૂપ આપ્યું, અને સ્વામી દયાનંદ સરસ્વતીના આર્યસમાજ અને સ્વામી વિવેકાનંદના બોધ વચનોમાં એનું આગ્રહી પ્રચારકાર્ય રૂપ નજરે પડે છે. બ્રહ્મો-સમાજ મારફત ખ્રીસ્તી અસરવાળું એનું ભાવનાપ્રધાન દર્શન થાય છે. મહર્ષિ ટાગોર અને મહમદ ઇકબાલે એનાં કીર્તનો રચ્યાં છે. વિજ્ઞાન અને સંસ્કૃતિના ક્ષેત્રમાં જગદિશ બોઝ, ત્રિભુવનદાસ ગજ્જર, અને ન્યાયમૂર્તિ સુલેમાને એને અમર કર્યું છે. બનારસ, હિંદુ યુનિ-

વર્સિટી મારફત માલવિયાજીએ, અને અલીગઢ યુનિવર્સિટી મારફત સર સૈયદ અહમદે, અને ગ્રામજનતાનો ઉદ્ધાર ઝંખતા અને તેને સર્વસ્વ સમર્પતા ત્યાગીશ્રેષ્ઠ ચિતરંજન દાસે જ્ઞાન અને વિદ્યાના ક્ષેત્રોમાં તેને ચિરંતન પ્રાગટ્ય આપ્યું. રાજા રામમોહન રાય, રાનાડે, મઝરૂલ હક્ક અને અજમલખાં તેના દૃષ્ટા હતા. પ્રજાકિય વિકાસ અને પ્રજાકિય કલ્યાણ માટે પ્રયાસ અને સેવાના સાઠ વર્ષના ક્રમબદ્ધ ઈતિહાસમાં મહાન જ્યોર્તિધરોની હારમાળાએ હિંદી રાષ્ટ્રિયતાનું સર્જન કર્યું છે. તેઓની સંખ્યા નાનીસૂની નથી. રાજકરણમાં દાદાભાઈ અને ફિરોજશાહ, સુબ્રહ્મણ્ય આયર ને ગોખલે, લોકમાન્ય તિલક અને લજપતરાય, મોતીલાલ નહેરૂ અને વિઠ્ઠલભાઈ પટેલ—સામાજિક વિકાસમાં ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર અને સ્વામી શ્રદ્ધાનંદ, સહજાનંદ સ્વામિનારાયણ, કવિ નર્મદ, અને રમણભાઇ નિલકંઠ,—દાનશકિતમાં જમશેદજી તાતા અને પ્રેમચંદ રાયચંદ, ચિનુભાઈ માધવલાલ અને અન્નામલીયાર ચેટ્ટીઆર, તારકનાથ પલીત અને રાસબિહારી ઘોષ—લોકસુખાકારીમાં મહાન રાષ્ટ્રવિધાયક રાજાઓ–સયાજીરાવ ગાયકવાડ અને માધવરાવ સિંધીઆ, જામનગરના રણજીતસિંહજી અને ગોંડળના ભગવતસિંહજી, હૈદ્રાબાદના નિઝામ અને મૈસુરના કૃષ્ણરાજા વોડીઆર, અને ભોપાલનાં મર્હુમ સુલ્તાન જહાનબેગમ—વહીવટ અને રાજ્યનયમાં પ્રભાશંકર પટ્ટણી અને સાલારજંગ–સ્ત્રીબંધનચ્છેદમાં પંડિતા રમાબાઈ, ધોંડુ કર્વે, લાભગૌરી મુનશી, અને નાનીબેન ગજ્જર. વળી આપણી રાષ્ટ્રિયતાના વિકાસમાં હિંદના સંસ્કારિતા અને રાજકિય પ્રગતિમાં વિખ્યાત એનીબીસેંટે આપેલો ભવ્ય ફાળો તો હિંદીઓ કદી વિસારી શકે એમ નથી.

પણ દલિત અને દુઃખીત ગ્રામવર્ગની યાતના અને યંત્રણાનો પ્રાણ તો પુરોગામી પયંગબરોના વારસ, અદ્યતન હિંદના પ્રબોધક, મહાત્મા ગાંધીની ઘોષણામાં જ વ્યકત થયો છે. ગ્રામસમુદાયના કલ્યાણના ધોરણ પર ગાંધીજીએ વ્યકત કરેલો પ્રજાનો રાષ્ટ્રવાદ આ

છે. ગ્રામવેદ લોકોની શક્તિ અને પુનરૂદ્ધાર માટે આ રાષ્ટ્રભાવ વિકસાવવા ઇચ્છે છે.

અધોગતિ અને સડાના સૈકાઓ દરમ્યાન આ રાષ્ટ્રવાદ સુષુપ્ત પડી રહ્યો છે, અને હવે તેણે ગ્રામદ્વારા વ્યકત થવાનું છે, કારણ કે ગામડું એકલું જ સર્વોચ્ચ અને સાર્વભૌમ ઘટક છે, અને તેણે બ્રિટિશ અમલ દરમ્યાન જડતા અને અધોગતિ પામેલાં એવાં પોતાનાં તંત્રો-વહીવટી સ્વરાજ્ય, સામાજિક અખંડતા, આર્થિક સ્વયંપૂર્ણતા અને સંગઠ્ઠન, અને નૈતિક સત્તા--આછાં આછાં યે જાળવી રાખીને ક્રાંતિઓ અને વિગ્રહો વટાવ્યા છે.

સાંસ્કારિક આધાર, આર્થિક સત્તા, અને રાજકિય બળ તરીકેની ગામડાની અસર અને અધિકારનો દાવો કરવા માટે આ તંત્રોમાં નવા પ્રાણ પ્રેરણા અને ચેતન રેડવાં જોઈએ.

અર્વાચીન અને ભાવિ હિંદમાં રાજતંત્ર, સમાજ, અર્થતંત્ર, કેળવણી, વહીવટ અને રક્ષણની કાર્યપદ્ધતિ રચવા માટે ગામડાનું આ પુર્નજીવન અને નવવિધાન અને તેના વંશગત અધિકારની પુનઃ પ્રાપ્તિ અને પુનઃ સંસ્કરણ એ ગ્રામસમૂહનો નવસંદેશ છે. અને એજ વસ્તુ દરેક ગામ અને તેના કરોડો વતનીઓને નવો આદેશ છે કે હિંદનું રાષ્ટ્રત્વ, સાર્વભૌમત્વ, નવરાજતંત્ર અને સામાજિક-આર્થિક રૂપ-રચના નિર્ણિત કરવાના ગામડાંઓના હક્ક માટે મથવું, ભોગ આપવો અને તે હક્ક પ્રાપ્ત કરવો.

નિર્ણય કરવાનો અને કાર્યનીતિનો અધિકાર એ ખરી સત્તાના અખત્યારનું તત્વ છે. આ અધિકારનો સૈકાજૂના જન્મસિદ્ધ હક્ક તરીકે ગ્રામસમાજ દાવો કરશે, અને સ્થાપશે. એ પણ ઓદેશ છે. ગ્રામ-વેદની આ સ્થાને આ છે=જે ગામડાઓ અને લાખો કિસાનોની પણ રાષ્ટ્રિય આ સ્થાને છે.

## ૨

## ગ્રામસમાજવાદ અને રાષ્ટ્રિય આઝાદીની વિચારસરણી છે.

ગ્રામસમાજ અને ગ્રામવિસ્તારોને સુઘટિત ઉત્પાદક અને સમૃદ્ધ વિસ્તારોમાં વિકસાવવા અને વ્યવસ્થિત કરવા માટે ગામડુ પોતાનું સ્વાતંત્ર્ય માગે છે, અને પોતાના સ્થાનિક અને સંયુકતવાદી સ્વાતંત્ર્ય અને સમૂહગત પુનર્રચનાના આવશ્યક આધાર તરીકે રાષ્ટ્રિય સ્વાતંત્ર્યને ગણે છે.

ગામડાઓનું સમાજજીવન સુવ્યકતપણે સુસંગત હતું, અને સહકારી પ્રયત્ન અને સંયુકત અને સામુદાયિક કાર્યો માટે ગ્રામસમસ્તના સહયત્નથી ગામ એક સુશ્લિષ્ટ એકતા આપતું હતું, જેનાથી દરેક પરદેશી મુસાફરો આશ્ચર્યમુગ્ધ થયા હતા. આવી એકતાએ સર લી વૅાર્નરને ગ્રામસમાજ પર પુસ્તક લખવા ઉત્સાહ આપ્યો હતો. સમસ્ત ગ્રામસમાજના વર્તનનું નિયમન કરનારાં મુકરર કર્તવ્યો અને આચાર નિયમો હતા. સામાજિક અખંડતા અને સંવાદિતાનો જુસ્સો દરેક કુટુંબના કૌટુમ્બિક અને ગ્રામજીવનમાં વ્યાપી ગયો હતો. ગામડામાં સર્વસામાન્ય નોકરી, સર્વ સામાન્ય ભાવના અને સામુદાયિક કલ્યાણ, ન્યાય અને ઈન્સાફ માટે તીવ્ર સન્માન હતાં. અખત્યારનો અધિકાર અને જમીનદારો અને ખેડૂતોની આબાદીમાં આનંદથી અને ધાર્મિક વિધિથી કારીગરો, વેપારીઓ, ઉદ્યોગધારીઓ અને પસાયતાઓને રીતસરનો ભાગ મળતો. **એ ભાવના, ભોગ, સેવા અને બલિદાનના પાયા પર રચાયેલો સમાજવાદ હતો. એ ફરજિયાત સંગ્રહણને સ્થાને સમતાપૂર્ણ વહેંચણીનો સમાજવાદ હતો.**

આ વહેંચણી સ્થાનિક અનુમતિ અને સામાજિક પીઠબળથી નિમંત્રિત થતી, અને તેમાં લોકશાહી તત્ત્વ પ્રધાનપણે હતું; કારણકે સમસ્ત ગ્રામસમાજની અનુમોદન ઈચ્છા પ્રમાણે ગામ અને બધા

ગ્રામવાસીઓનાં હિત માટે તેનો અમલ થતો. ગ્રામનો આ સમાજવાદ નૈતિક કલ્યાણસંસ્થા અને સાંસ્કારિક મૂડી જેવો હતો. અલગ અલગ અને દૂર દૂર સ્થળોએ રહેતા અને આજીવિકા અને પ્રગતિ માટે કામ કરતા લોકો માટે સામાજિક જુસ્સા અને સામાજિક ફરજોનો હિંદે વિકસાવેલો એ સ્વદેશી પ્રકાર હતો. ભૂલાઇ ગયેલી છતાં દરેક ગામડાના અંતરમાં ઊંડે ઊંડે વણાયલી આ પુરાતન ભાવનાને હિંદની રાષ્ટ્રિય અને ગ્રામજીવનના ઘડતર માટે ગ્રામવેદ પુનર્જીવિત અને નવસર્જીત કરવા માંગે છે. રાજ્યનો ભાર અને ઉત્પાદન આવકની સમતાપૂર્ણ વહેંચણી અને સમાજ સેવા,–આખા સમાજ–પ્રજાદેશના હિત માટે સહભોગવટો હોય તેમ, શ્રમ, જમીન, કારખાનાં, નાણાંવટ, વૈજ્ઞાનિક ચાતુર્ય અને કારોબારી બુદ્ધિ, વિ૦ દ્રવ્ય સાધનોનું નિયમન, નિયંત્રણ અને કર ભારણ, રાજ્ય દ્વારા સહકારી મંડળો, સંયુક્ત સંઘો અને સંસ્થાઓમાં અધિકતમ સેવા મેળવવાનો હક્ક થાય એવી આર્થિક વ્યવસ્થા, કેળવણી, સાધન, સ્વાસ્થ્ય, પ્રમોદ અને સંસ્કારિતામાં જેમાં પોતાની અધિકતમ કાર્યક્ષમતા અને આગ્રહનો ફાળો આપવા અને કાર્ય કરવાની ફરજ સાથે સંકળાયેલો છે, એવી;–અને જેમાં ધનના સંચયપર નહિ પણસમૂહગત જીવનમાં એક વ્યક્તિએ આપેલા ફાળાપર સમાજમાંનું સ્થાન નિશ્ચિત થાય છે;–જેમાં સામુદાયિક વિચાર, ભાવના અને પ્રયત્નના શિક્ષકો, ઉત્સાહો અને અમલ કરનારાઓને ઉચ્ચ પદવી નક્કી છે;–જેમાં વિદ્વાન, શાસ્ત્રજ્ઞ, વિજ્ઞાનવેત્તા, યંત્રશાસ્ત્રવેત્તા, અને સંપૂર્ણ કાર્યકરને, તેમજ દેશના સ્વાતંત્ર્ય અને શક્તિના લડવૈયાને અને ગ્રામવાદના રક્ષકને બહુમાનની ખાત્રી છે : એવી સમાજિકરચના એજ જો સામ્યવાદ અને સમાજ-વાદનું સુશ્લિષ્ટ કાર્ય હોય તો ગ્રામવેદનો સમાજવાદ રૂઢ સામવાદ કરતાં જુદો લાગતો હોય તો પણ ગ્રામવેદ ખરો સામ્યવાદ સ્થાપશે; કારણ કે ગ્રામવેદ એ ગ્રામસમાજવાદ છે, ગ્રામવાદ એક એવો આદર્શ છે જેમાં ધનના ઉત્પાદન અને વર્ધન, સત્તા, સંસ્કાર અને રક્ષણમાં–રાજ્ય તરફથી મૂડીવાદ અંકુશ અને નફાખોરીનું સીમાંકન

કરવામાં આવતું હોય એવા વ્યવસ્થિત અર્થતંત્રમાં-કિસાન, બુદ્ધિજીવી, શ્રમજીવી-કારીગર, કામદાર, યાંત્રિક, વૈજ્ઞાનિક, શિક્ષક, સૈનિક, દુકાનદાર અને નાના વેપારીનાં હિતો જેમાં સર્વોપરી છે, અને જેમાં દેશની આબાદી અને શકિત માટે નાણાવટ, બુદ્ધિ, શ્રમ અને શકિત સહયોજીત અને નિયોજીત કરવામાં આવ્યા છે એવી સામાજિક પ્રથા અને રાજતંત્રમાં દરેક વ્યકિત કાર્ય અને પરિણામમાં ભાગીદાર હશે.

## ૩

## ગ્રામવેદ એ ગ્રામની પોતાના પુનર્જન્મ અને જ્ઞાનોદ્ધારમાં આસ્થા છે

ગ્રામવેદ ગ્રામ કાર્યકર્તાને ગ્રામસૈનિક અને નાગરિક-ગ્રામ કામદારની સર્વોપરિતાનો સિદ્ધાંત શીખવે છે. અને ખેતી, વેપાર, ઉદ્યોગો, હાથ ઉદ્યોગો, અને માલની લેવેચમાં સહકારી કે સમૂહગત અર્થતંત્ર અને સંઘગત જીવનનાં વ્યવસ્થા અને વહીવટની ગામને તાલીમ આપે છે. શકિત અને શકયતાનું નવું આત્મભાન, રાષ્ટ્રિય બાબતોમાં ફરજો અને જરૂરીઆતના ખંડગામી ખ્યાલવાળું દેશવ્યાપ્ત દષ્ટિબિંદુ, લાગણીઓનું ઔદાર્થ અને આશા, અને ચેતનાનો નવસંચાર ગ્રામવેદ ગામડાંઓ અને ગ્રામ કાર્યકરોમાં જાગૃત કરે છે. સતત પ્રયાસો, સાંઘિક પ્રયત્ન, સામાન્ય સિદ્ધિ, સમૂહગત ન્યાય, કર્તવ્ય અને અધિકારની સત્તામાં વિશ્વાસ રોપે છે. અધોગતી અને છિન્નતાની ગર્તામાંથી-નિરાશા અને અશ્રદ્ધાના ખંડેરોમાંથી-ગ્રામવેદ શ્રમજીવી ગ્રામ, અને દેશના નવા પ્રારબ્ધમાં શ્રદ્ધા, સિદ્ધિનું દર્શન, અને આશાનો ઉજાસ પ્રગટાવે છે.

જેમાં કામદાર અને ગ્રામ પ્રતિષ્ઠા, ગૌરવ અને વગ, અને નિર્ણાયક સત્તા ભોગવશે, અને હિંદના સ્વાતંત્ર્ય, સંપત્તિ અને શકિતને માટે શાણપણથી અને ડહાપણથી પોતાનો નિર્ણયકારક મત અને અભિપ્રાય વાપરશે, એવા નવરચિત સામાજિક-આર્થિક તંત્ર અને વ્યવસ્થા અને નવપ્રાણમય જીવનનું ગ્રામવેદ પ્રભાત છે. ગ્રામવેદ તો સામાજિક

આચારો, આર્થિક સમતા, સંસ્કારો, આમ લોહશાહી અને રાષ્ટ્રિય એકતામાં ગ્રામ અને ગ્રામ કાર્યકર્તાની આસ્થા છે.

૪

## ગ્રામવેદ એ પોતાની એકતા અને ઉપયોગિતા અને શકિત અને સત્તામાં ગ્રામની દૃઢ માન્યતા છે.

વ્યવહારૂ રીતે દરેક વસ્તુનું ઉત્પાદક ગ્રામ છે. તેજ, અન્ન, બળ-તણ અને વસ્ત્ર માટેના તંતુઓ પૂરા પાડે છે. ઉદ્યોગ અને લશ્કર માટેના સ્નાયુઓ ત્યાંથી મળે છે, રાજ્યનું બધું મહેસૂલ અને બધા કર સીધી કે આડકતરી રીતે ત્યાંથી જ વસૂલ થાય છે. નાણાવટી વર્ગની ધનવૃદ્ધિમાં એનો ફાળો છે, પોતાને અને પોતાના લોકોને માટે ઓછામાં ઓછો લાભ મેળવી દેહાતી જમીનદારો, શરાફો, અને વેપારીઓને અને શહેરી ધનિકોને તે વધુમાં વધુ લાભ આપે છે. આમ તત્વત: ધનને સર્જનાર ગામડું સૌથી વધારે અસહાય અને દરિદ્ર બન્યું છે. કિસાનને સ્પષ્ટ ખ્યાલ આવવો જોઇએ કે ઉત્પાદન અને સત્તાનું ખરૂં સાધન તે છે, પણ પોતાની અલગતા, અંગતવાદ, અકુશળતા, બેદરકારી અને જડતાને લીધે તે લુચ્ચી અને ઉસ્તાદ લૂંટણકળા અને શોષણનો ભોગ બન્યો છે. આ સૈકાઓ જૂના શાપને સહકારવાદ અને નવા સંઘવાદી જીવનથી ગ્રામકાર્યકરે નાબૂદ કરવો જોઈએ. ગ્રામકાર્યકરે ગામડાને સંઘતંત્ર તરીકે નવેસરથી રચવું જોઈએ. અને અર્થ અને રાજતંત્ર, વહીવટ અને રક્ષણની રાષ્ટ્રિયરચનામાં આવા સંઘતંત્રોની પ્રદેશવાર અને પ્રાંતવાર સાંકળ ગૂંથવી જોઈએ.

ગ્રામજીવનની આધારભૂત એકતા અને ગ્રામની સાંસ્કારિક અને રાજકારણમાં કેન્દ્રસ્થ સ્થાન તરીકેની ઉપયોગીતા ગ્રામકાર્યકર્તાએ સર્વાંશે સમજવી જોઇએ. ગ્રામ કાર્યકર્તાનું આ જ્ઞાન આખા ગ્રામસમુદાયને થવું જોઇએ. પોતાના ઐક્ય, ઉપયોગીતા, શકિત અને સત્તાના

ગામડાંને થયેલા આવા જ્ઞાનપર ગ્રામવેદ નૂતનહિંદ સર્જવા માગે છે.

## ૫

## ગ્રામવેદ એ પોતાની એકરૂપતા અને સ્વરાજ્યમાં ગામડાનો વિશ્વાસ છે.

સ્વવહીવટના ઘટક તરીકે ગામડાનું પુનઃસ્થાપન, સામાજિક અને આર્થિક અંગો જેવા ગ્રામલોકોનું આર્થિક એકીકરણ, ગામડાંઓનાં સંસ્કારજીવન, આચારજીવન અને સમાજજીવનની નવરચના, અને રાજકિય અને આર્થિક કાર્ય તેમજ પ્રાદેશિક અને રાષ્ટ્રિય રક્ષણ માટે પ્રદેશો અને પ્રાંતોમાં ગામડાઓનું સંગઠ્ન અને સંઘીકરણ એજ જમાનાજૂની જડતા અને નિષ્પ્રાણતાને દૂર કરવાનાં ઉપાયો છે.

ગામડાનું સ્વરાજ્ય અને સાર્વભૌમ હિંદના ગ્રામલોકતંત્રમાં સંઘ-ગ્રથિત ગ્રામોની એક રૂપતા અને ગામડાનું સ્વરાજ્ય અંગીકાર કરવા, સ્થાપવા અને અમલમાં મૂકવા ગ્રામવેદ ગ્રામકાર્યકર્તાને આગ્રહ કરે છે. ગ્રામસ્વરાજ્ય અને એકરૂપતા એ ગ્રામજનોનો નવો જન્મસિદ્ધ હક્ક અને નવી મિલ્કત થવાનાં જ છે. અને તેમાંની ગ્રામલોકોની આ નવી શ્રદ્ધાનો આવિષ્કાર ગ્રામવેદ છે.

## ૬

## ગ્રામવેદ સક્રિય શક્તિ અને સક્રિય કાર્યવાળી સેના છે.

ગ્રામવેદથી દીક્ષિત અને ગ્રામમંડળોમાં વ્યવસ્થિત ગ્રામકાર્યકરો સ્થાનિક અને પ્રાદેશિક તેમજ રાષ્ટ્રિય અને આંતરરાષ્ટ્રિય બાબતોમાં પોતાની ઇચ્છા અને હિતો સ્વીકારાવવા માટે સર્વશક્તિમાન થશે. પોતાનાં સર્જેલાં ન હોય તેવા તંત્ર કે સંસ્થા સિવાયની કોઈપણ સંસ્થાની તાબેદારી ઉઠાવવાનો તેમનો નકાર, સરમુખત્યારી કે આપ-અખત્યારીનો તેમનો વિરોધ, લોકશાહી ચેતનમય રાખવાનો તેમનો નિર્ણય, અને સહયોજન, એકત્રતા, એકતંત્રી કાર્ય માટેની તેમનો તાલીમ-બદ્ધ આગ્રહ, રાજકિય, આર્થિક અને લશ્કરી ગુપ્ત પ્રતિક્રિયા, જોરતલબી

કે શોષણ સામે રાષ્ટ્રિય પુનર્રચના અને રક્ષણ માટે હિંદની અજય્ય સેના બનશે.

## ૭

## ગ્રામવેદ રાષ્ટ્રિયશકિતનું વ્યવસ્થિકરણ છે.

ગ્રામવેદ પોતાના મહાકાર્ય માટે ગામડાના ગ્રામસમુદાયની શકિત અને બુદ્ધિને યોજવા માગે છે. પોતાનાં હિત માટે કામ કરતાં, અને સમજણપૂર્વક સ્વીકારાએલી અને પસંદ થયેલી સિદ્ધિઓ માટે પ્રવૃત્ત શિસ્તબદ્ધ અને કેળવાયલા લોકોનું બળ એ જગતમાં મોટામાં મોટું બળ છે. પોતાની શકિતનો ખ્યાલ, પોતાની અજય્યતાનો ચિતાર, અને દિગ્વિજય માટેની ક્ષમતાનું આ ભાન ગામડાંઓ અને ગ્રામજનોને ગ્રામવેદ પ્રેરે છે.

ગ્રામ અને ગ્રામકાર્યકરનાં વ્યવસ્થીકરણથી ગ્રામવેદ રાષ્ટ્રવાદ અને ઉદ્યોગને સુવ્યવસ્થિત કરવા માગે છે. રાજકિય અને આર્થિક પુનર્ઘટના માટે હિંદના પાંત્રીસ કરોડ ગ્રામજનોની આ શકિતને ગ્રામવેદ જાગ્રત, સહયોજિત, નિયંત્રિત અને ઉત્સાહિત કરે છે, અને પરિણામે તે લોકશકિતની આશ્ચર્યજનક સંસ્થા અને વ્યવસ્થા બને છે, અને દેશ અને રાજતંત્રમાં લોકોના હિત, અધિકાર અને ઈચ્છા સાધવાનું અને સ્વીકારાવવાનું અસરકારક હથિયાર થાય છે.

## ૮

## ગ્રામવેદ હિંદનું હૃદય છે

ગ્રામવેદે ગામડાને નાભીચક્ર ગણી તેના પર પોતાના આદર્શ અને સિદ્ધીની ઈમારત કલ્પી છે. ગામડું કુસંપ અને આફતમાં સબડે છે, અને દેશ તેનું પ્રતિબિંબ છે, ગામડાએ અમાપ દરિદ્રતા અને કમનસીબી વેઠયાં છે, અને દેશ પણ તેના આયના જેવો છે, શહેરો અને નગરોની આબાદી એક ફારસ જેવી છે અને ધનિકોની સમૃદ્ધી અકુદરતી બની છે. ગામડામાંથી સંપ, સંગઠ્ઠન અને શકિત નષ્ટ થયાં

છે, અને દેશ પણ વાડાઓ અને ભાગલાઓના ઝાંખરાંઓથી રૂંધાઇ ગયો દેખાય છે. ગામડાએ પોતાની એકતા, સેવા અને ત્યાગની ભાવના ગુમાવી છે, અને દેશ રાષ્ટ્રિયતાના અભિમાન અને ભાવ વિહોણો બન્યો છે. હિંદ અને દરેક એશિયાટિક દેશનું હૃદય ગામડું છે. તે નબળું, રોગગ્રસ્ત અને નિશ્ચેતન બની ગયું છે. તેને પુનર્જીવિત અને નવચેતનવંતુ કરવું જોઈએ. હિંદી ગ્રામનો પુનરૂદ્ધાર એ સુલેહશાંતિ માટે જરૂરની અજય્ય વિશ્વસત્તા તરીકે હિંદનો પુનર્જન્મ, અને અભેદ્ય આબાદી અને ઉદ્ધાર, ઉદાત્ત રાષ્ટ્રિયતાની હિંદી પ્રજામાં પુનઃ પ્રતિષ્ઠા છે. ગ્રામની સર્વોપરિતાના સંકેતરૂપ ગ્રામવેદ તે હિંદનું હૃદય છે.

## ૯

## ગ્રામવેદ પાંત્રીસ કરોડ ગ્રામજનતા-હિંદના કિસાનોનો અવાજ છે.

જ્ઞાનપ્રકાશ, કાર્યક્ષમતા, સુસજ્જતા અને સંપન્નતા કિસાનોને જોઈએ છે. અને તેઓ તેની માગણી કરે છે. તેઓને સ્વવહીવટ અને સ્વવ્યવસ્થા જોઈએ છે. એક નવી સામાજિક વ્યવસ્થા અને સંઘતંત્ર અને સંયુક્ત આર્થિક પુનર્રચનાની તેઓને જરૂર છે. સામાજિક વર્તન, અંગત નિર્વાહ અને કૌટુંબિક જીવનનાં ન્યાયી અને સંવાદી ધોરણની તેઓ માગણી કરે છે. અંતર્ગત અને સનાતનનીતિ સિદ્ધાંતો અને નૈતિક મૂલ્યાંકનોની પ્રેરણા તેમને જોઈએ છે. રાષ્ટ્રિય આદર્શો અને હેતુઓની અંતરસ્થાપના તેમને જોઇએ છે. અને પોતાની આબાદી અને પુનરૂદ્ધાર માટે દેશવ્યાપી અને સર્વગ્રાહી પગલાંઓવાળા સાર્વત્રિક કાર્યનીતિ અને કાર્યક્રમ તેઓ માગે છે. સ્વરાજ્ય અને સંધીકરણની તેમને જરૂર છે. રાજકિય લોકશાહી અને સમતાપૂર્ણ આર્થિક પુનર્રચના તેમને જોઇએ છે. તેઓને એવું રાજતંત્ર જોઇએ છે કે જેમાં તેમનો અવાજ નિર્ણયાત્મક હોય, તેમની ઇચ્છા નિશ્ચયાત્મક અને અનુલ્લંઘનિય હોય, તેમનું અનુમોદન

ન ઉવેખાય એવું હોય, તેમનું વર્તન અજીત હોય. ગ્રામવેદ આ બધાની ઘોષણા કરે છે, તેથી તેજ હિંદી ગ્રામજનતાનો એક માત્ર અવાજ છે.

## ૧૦
## ગ્રામવેદ પુરૂષત્વનો કાર્યાવેગ છે

ગ્રામવેદ પુરૂષત્વ સર્જે છે. પુરૂષત્વ દઢતા અને હિંમતથી વર્તે છે. પુરૂષત્વ કદી ખચકાતું કે ડરતું નથી. પુરૂષત્વ કદી અન્યાય સાંખતું નથી. પુરૂષત્વ ન્યાયને માટે શહાદત વહોરે છે. પુરૂષત્વ સ્વમાન માટે લડે છે. અને કર્તવ્યપંથમાં પ્રાણ આપે છે. પુરૂષત્વ અયશ, આળસ, ઉદાસિનતાને તિરસ્કારે છે. પુરૂષત્વ ઉત્સાહ, ચપળતા અને સંયમને પૂજે છે. આવાજ સાચા, દઢ, વફાદાર, સીધી લીટીના, પ્રમાણિક, ઉદ્યોગી અને વેગવાન પુરૂષત્વે ગામડાને પોતાના કાર્યવેગ અને ઉદાત્તતાનું ક્રીડાંગણ બનાવવું જોઈએ. આવાજ સરસ પુરૂષત્વ પાસેથી ગ્રામવેદ પોતાની સિદ્ધિની આશા રાખે છે. ગ્રામવેદનું મહાકાર્ય ગામડાની પ્રેરણા છે, અને તેની યોજના અને કાર્યક્રમ ગામના કરોડો શ્રમજીવીઓના કાર્ય અને આકાંક્ષાઓ સમાવે છે. ગ્રામવેદ હિંદના ગામડાઓના પુરૂષત્વના સર્જનનો કાર્યાવેગ છે.

## ૧૧
## ગ્રામવેદ નારીત્વનો આત્મા છે.

નારી એ રાષ્ટ્રનો સંકેત છે. હિંદી નારીને ગૃહ એ સ્વર્ગ છે. અને કુટુંબ તે કલ્યાણની પરાકાષ્ઠા છે. કુટુંબ જીવનમાંજ તે પોતાની જીવનસિદ્ધિ વાંછે છે. 'આપણું'–એ નારીસમુદાયનો વારસો છે. સ્ત્રીનો આત્મા સહજભાવથી સંઘવાદી છે, અને તેનું માનસ સહકારી, સહનશીલ, સ્વાત્મભોગી માનસ છે. આત્મ ભોગ અને પ્રેમ તેનાં જન્મસિદ્ધ હક્ક છે. પવિત્ર જીવન અને ઉમદા ભાવ તેના અધિકાર છે. શૌર્યપૂજા એ તેનાં પ્રાણનું તત્ત્વ છે, અને તે પૂજા દેશ રક્ષણ, ગ્રામ ગૌરવ, સામુદાયિક હિત અને નિઃસ્વાર્થ કાર્ય

માટે દાખવેલા હિંમત, દિલાવરી, ન્યાય અને સત્યની પૂજા છે. તેનું જીવન સમર્પણમય અને તેના શ્રમો બલિદાનરૂપ છે. જીવન, શ્રમ અને સેવાના સમર્પણનો આ આદર્શ ગ્રામવેદ ગામડાં, પ્રાંત અને દેશમાં વિસ્તારવા માંગે છે. સામુદાયિક કલ્યાણ અને રાષ્ટ્રિય ત્યાગ અને બલિદાન માટે ગૃહ અને કુટુંબની પવિત્રતા જાળવી, ભાવનામયતાથી તેને ઉદ્દામ બનાવી અને સંયુક્ત પ્રયત્નથી તેને સમૃદ્ધ કરીને, રાષ્ટ્રભાવ, ગ્રામ સત્તા અને હિંદના સ્વાતંત્ર્ય; સલામતિ અને આબાદી માટે આખી પ્રજામાં માતા, ભગિની, પત્ની અને પુત્રી તરીકેની આ પુનિતતા ગ્રામવેદ રેલાવવા ઇચ્છે છે. પોતાના આદર્શો, હેતુઓ, કાર્યનીતિ અને કાર્યક્રમો દ્વારા સંઘગત અભ્યુદય અને રાષ્ટ્રિય સેવાના પોતાના આદર્શવાદમાં ગ્રામવેદ તો વફાદારી અને લાલિત્ય, કાવ્યમયતા, શક્તિ, પવિત્રતા અને બલિદાનની ઉત્કૃષ્ટતાવાળો હિંદનાં નારીત્વનો આત્મા પ્રકાશવા અને મૂર્ત કરવા ઇચ્છે છે.

## ૧૨

## ગ્રામવેદ યૌવનનું જીવન છે

લગભગ એક સૈકા સુધી હિંદમાં યૌવન જેવું કાંઈ થયું નથી. ઉત્સાહ ને સાહસ, તમન્ના અને ઉદ્ગમન, નિઃસ્વાર્થ કાર્યપ્રેરણા, ભાવહીન કાર્યલોભ, દીલાવરી અને રોમાંચ કેટલીએ પેઢીથી અદ્રશ્ય થયાં હતાં.

હીંદી જીવન જ્ઞાતિના ખાબોચીઆમાં સમાયેલા ગંધાતા કળણ જેવું બની ગયું હતું. હિંદના નર અને નારીઓ બુદ્ધિ, શરીર, લાગણી, કલ્પના, અને પરાક્રમના પક્ષાઘાતવાળું જીવન ગૂજારતા હતા. સામાજિક અધઃપાતને આરે દેશ ઉભો હતો ત્યારે મેકોલેએ અર્પેલો શિક્ષણ વિષયક વેગ, યુરોપીઅન વિચારોનું ઘર્ષણ, પંડીતા રમાબાઈ, સૈયદ અહમદ અને રામકૃષ્ણ પરમહંસ જેવા મહાન આત્માઓએ પ્રેરેલું

સામાજિક અંતઃકરણનું ચેતન, અને સ્વામી દયાનંદ સરસ્વતિ અને મહાત્મા ગાંધીજીની પ્રવૃત્ત અને આગ્રહી સુધારણાઓએ સત્ય અને ન્યાયની નવી ભાવનાઓ જાગૃત કરી અને ઉદાત્ત મહાકાર્ય માટે સેવા કરવા, સહવા અને બલિદાન આપવાનો નવો નિશ્ચય પ્રગટ કર્યો. યુવાનોને નવી સૃષ્ટિનું દર્શન થયું. રાજકિય બંધનમાંથી મુક્તિની આકાંક્ષા, રાષ્ટ્રિય ગુલામી અને પરદેશી અખત્યારથી શરમની લાગણી, અને નિષ્ઠૂર આર્થિક શોષણ માટે યાતનાના ભાવોએ યુવાનોના ચિત્તમાં ધીખતો રોષ પ્રગટાવ્યો, જેણે બોંબ અને ગુપ્ત મંડળોનું રૂપ લીધું. અરાજકતા અને નિષ્ઠૂર દમનથી જીવનનાં સ્તોત્ર ઝેરી બનતા હતા. ગાંધીજી એ અચૂક પ્રજ્ઞાદષ્ટિથી સામુદાયિક ચળવળ છૂટી મૂકીને વહીવટી અત્યાચારોનો લોકોનો ભય ભાંગી નાંખ્યો, અને ક્રાંતિઆતૂર આવેગને ખુલ્લું ક્ષેત્ર આપ્યું. અને એ રીતે પુરૂષ અને સ્ત્રીઓમાં હિંમત અને શૌર્યની ફરી સ્થાપના થઈ, અને યુવાનોને મહાકાર્ય માટે સહેવા અને ત્યાગ કરવાનો માર્ગ દેખાડવામાં આવ્યો.

સૈકાઓના જડ ઘેનમાંથી યૌવનનો આત્મા જાગ્યો, તેણે સેવાનો સંદેશ સાંભળ્યો, પણ નવજીવન અને સત્તાની પ્રાપ્તિ માટેના તેમના કાયદેસરનાં સ્વપ્નાંની સીદ્ધિની રાષ્ટ્રિય ભૂખ ભાંગે એવા કાર્ય માટે ફાંફાં જ માર્યાં. યૌવનના પ્રાણે સત્ય અને પ્રકાશ માટે વલખાં માર્યાં. માર્ક્સનો સંદેશો રશિયન ક્રાંતિ અને ભયાનક ઉત્પાત સાથે આવ્યો. અને લેનીન અને ટ્રોટ્સ્કી અને સ્ટેલીનની સિદ્ધિઓએ હિંદમાં રશીઅન સાહસનો પ્રયોગ કરવાની વિચિત્ર ઝંખના જાગી છે. દરીદ્ર, અજ્ઞાન, બીન અનુભવી કરોડો કિસાનો, કામદારો અને કારીગરોમાં તેના વિજયી પ્રચારને શું રોકી શકે ?

પણ ગ્રામવેદ યુવાન પાસે તેઓ શોધે છે તે પરાક્રમ રજૂ કરે છે. ગ્રામવર્ગની મુક્તિની તેઓ ઝંખના રાખતા હોય તો તેની સિદ્ધિ ગ્રામવેદ યુવાનો સમક્ષ રજૂ કરે છે. ગ્રામવેદ યુવાનો આગળ એશિયા-

વ્યાપી મહાકાર્ય અને જગત જીતવાનું પરાક્રમ રજૂ કરે છે. યુવાનો સામે ગ્રામવેદ તેમની સર્જક શકિત માટે અગણિત ક્ષેત્રો ખડાં કરે છે.

ગુલામી અને જડતાની મૃત્યુશય્યામાંથી ગ્રામને પુનર્જીવન આપવાના રોમાંચક કાર્યની કીર્તિવંત લિજ્જત, પાત્રીસ કરોડ માનવોનાં કાર્ય અને હિંમતમાં, અને સાત લાખ ગામડાનાં શ્રમ અને જીવનમાં ધોરણો, મૂલ્યો, હેતુઓ, ઉદ્દેશો, ભાવનાઓ અને માનસમાં ક્રાંતિ આણવાનું સાહસિક પરાક્રમ તેમની સામે ખડાં થાય છે.

પૃથ્વીમાતાના ઉદરપર કાળી મજુરી કરી અને ટૂકડા વહેંચી ખાતી હિંદી પ્રજાને પ્રાણવાન અને ગૌરવભર્યા રાષ્ટ્રમાં ઘડવા કરતાં કયું કામ વધારે ઉમદા હોઈ શકે? ગ્રામવેદ યુવકોને તત્પરતાના જ વેગવાળા બળથી સ્વાતંત્ર્ય જીતવાની અને ખરી લોકશાહી સાધવાની પોતાની તમન્નાની સિદ્ધિ આપે છે. આર્થિક બંધનમુક્તિ અને રાજક્રિય સત્તાના સાધન તરીકે ગામડાઓને રચવાનો વિજય યુવકો પાસે ગ્રામવેદ રજૂ કરે છે. ગ્રામવેદ યુવાનોને ધર્મયુદ્ધનો અડગ ભાવ અને ધર્મકાર્ય સાંપે છે. અને દિલાવરી ને દોલતથી મહેંકતા નવપુરૂષત્વથી પ્રભાવિત, નવનારીત્વથી દીપતા, નવશ્રદ્ધા, નવશકિત અને નવસર્જનથી ગૂંજતા દશલાખ ચોરસ માઇલની દેહાતના આમંત્રણના મહાસંગીતથી યુવાનોને ઉત્તેજે છે. ગ્રામવેદ યુવકોને એવી આસ્થા, સમન્વય અને વિશાળ કાર્યક્રમ બક્ષીસ આપે છે કે જે રશિઆના સોવીએટની સિદ્ધિના ચમત્કારને ટપી જાય, અને ઉન્મૂલનને બદલે ગોત્રસમાસને પસંદ કરીને પોતાનું ભાવી ઘડનાર કામદારના સ્વર્ગ તરીકે સોવિએટ રશીઆને પણ દાખલો બતાવે.

ગ્રામવેદ યુવકોને પોતાના વંશજો માટે એક ભવ્ય વારસો મૂકી જવાનું કામ સોંપે છે, અને ગ્રામ તેની સિદ્ધિ અને આકર્ષણને લીધે હિંદના યુવાનોનું જીવન થશે.

## ૧૩

## ગ્રામવેદ-પુનરૂદ્ધાર છે.

ગ્રામવેદ ગામડામાં રહેતા લોકોના જીવન સાથે સંબંધ ધરાવે છે. તે માત્ર સુધારણાની જ ચળવળ નથી. તે તો ભૂતકાળમાંથી ઉદ્ધારેલું અને ભવિષ્ય માટેનું નવું ઉદ્ધારકાર્ય છે. ગ્રામવેદ મુખ્યત્વે દરેક વસ્તુ માટે બ્રિટિશ વહીવટપર ગુલામીભર્યા આધાર રાખવાની આખા સૈકાની જડતામાંથી મનને સ્વતંત્ર કરવાનું કાર્ય છે. તે માત્ર અધિકારભાન જ નથી. તેતો દેશના રાજકારણ અને અર્થતંત્રમાં ગામ અને કિસાનના કાર્ય અને મૂલ્યનું સાચું જ્ઞાન છે. સ્વવ્યવસ્થા, સ્વયંપૂર્ણતા, સ્વવહીવટ, સ્વનિયંત્રણ, સ્વરક્ષણ અને સ્વદોરવણીની શકિત અને શકયતાઓનો તે સ્પષ્ટ ખ્યાલ છે.

ગ્રામસમાજની પુનર્વ્યવસ્થા, વિસ્તાર, અને પ્રદેશના આર્થિક જીવનની પુનર્ઘટના, ગ્રામજનોના સામાજિક અને નાગરિક જીવનનું નવઘડતર, અને દેશ અને રાજ્યના બધા રાજકારણ અને સામાજિક-આર્થિકકાર્યમાં સહયોજન, સહપ્રયત્ન અને એકાગ્રતા માટે સાંકળેલાં સ્વરાજ્ય અને સીધી લોકશાહીના પાયા પર રચાયેલાં સ્થાનિક વહીવટી તંત્રનાં નવઘડતર માટે પ્રવૃત્ત કરાયેલી કિસાનોની કાર્યશકિત એ જ ગ્રામવેદ.

પણ તે રાજકિય આર્થિક લાભ કરતાં પણ ઘણું વધારે છે. નવા આદર્શ અને નવું ગૌરવ ઉત્પન્ન થાય એ પ્રમાણે હૃદયને નવા આદર્શો, નવી સહાનુભૂતિઓ, નવી લાગણીઓ, નવા ભાવ, નવી સામાજિક ભાવનાઓ અર્પવાં-ગ્રામવેદનું આ સત્ત્વ છે.

નવાં કર્તવ્યો અને નવી ફરજોની પ્રતિષ્ઠા એ ગ્રામવેદનું મહાકાર્ય છે. નવાં દૃષ્ટિબિંદુ અને સાહસ અને સિદ્ધિ માટે વિશાળ નૂતન ક્ષેત્ર એ જ નવશ્રદ્ધા અને નવસાહસ પ્રેરતા ગ્રામવેદનો મુખ્ય ગુણ છે.

ગ્રામ, સમૂહ, અને દેશના હિતની સમગ્રતામાં વ્યક્તિગત સ્વાર્થનો લય; વ્યક્તિ, સમૂહ અને ઘટકનો સંઘમાં સમાસ; જાહેર કલ્યાણ અને જરૂર આગળ સ્વાર્થની અવગણના; વ્યક્તિવાદ અને અલગતાને સ્થાને સહકારવાદ અને સંયુક્તવાદની સ્થાપના; સામાજિક હિત અને રાષ્ટ્રિય આબાદી માટે વ્યક્તિગત ફાળો; અને સમૂહગત સલામતી અને રાષ્ટ્રિય શક્તિ માટે બલિદાન; આમ ગ્રામવેદ તત્વત: નીતિ સિદ્ધાંત છે. ગ્રામવેદ મૂલગત રીતે નૈતિક અને સાંસ્કારિક પુનરૂદ્ધાર છે. એ જ એની અદ્દભુતતા છે. અને એજ એના સર્વોચ્ચતાનું સાધન થશે.

ગ્રામવેદ મુક્ત પ્રજાઓ અને આક્રમણશીલ ગામડાઓનું રાષ્ટ્રિય પુનરૂત્થાન છે. તે પાંત્રીસ કરોડ કિસાનોનાં સામાજિક–આર્થિક, રાજકિય અને સાંસ્કારિક પુનર્જન્મ અને પુનરૂદ્ધારની સંસ્થા છે.

તે ગ્રામ અને તેના કરોડો કિસાનોનાં સત્તા અને કાર્ય માટેના આગ્રહનો પુનર્જન્મ અને પ્રાણનો નવજન્મ છે. ગ્રામવેદ એટલે શક્તિ, સંવાદીતા, સત્તા અને સંપન્નતાવાળા ગ્રામનો પુનર્જન્મ છે.

## ૧૪

## ગ્રામવેદ હિંદની શક્તિ અને હિંદી પ્રજાઓનું નિર્માણ છે.

ગ્રામવેદે હિંદનાં સાડા સાત લાખ ગામડાંની પોતાના લોકતંત્રની સંપૂર્ણ ઇમારત યોજી કાઢી છે. આજે એ ગામડાઓ હેતુહીન, ગતિહીન, પ્રાણહીન, અને આત્મહીન છે. પણ ગ્રામવેદે તેમને માટે જ્ઞાનસંચાર, કાર્યક્ષમતા, સુસજ્જતા, અને સંપન્નતાની ચતુર્વિધ સિદ્ધિની યોજના રચી છે. તેના પાયામાં સ્વરાજ્ય અને એકરૂપતા, લોકશાહી અને ગ્રામસર્વોપરિતા છે. 'સોકોવીરેઇન' માં અને તેને માટે ગ્રામો અને કિસાનોના સંયુક્ત આગ્રહમાં તેની સર્વોચ્ચ શ્રદ્ધા છે. હિંદમાં ગ્રામવાદી સમન્વય સર્જવા અને અમલમાં મૂકવા માટે અને ઇરાન

અને ચીનને માર્ગ દર્શાવવા માટે એકસંપ, સહયોજન અને એકતાનતા સાધવી એ એની અનિંદનીય પ્રદ્ધતિ છે.

સુવ્યવસ્થા, શિસ્ત, સહકારવાદ અને સંયુકત પ્રયત્ન, એ ચાર સ્તંભ પર રચાયેલો **સહભોગવાદ** એ એનો પવિત્ર સિદ્ધાંત છે. ગ્રામવેદ એટલે વિશ્વ અને સંસ્કૃતિમાંના હિંદના પદનું પુનઃ સંપાદન. કોઇ સ્પષ્ટ સાધ્ય માટે શિસ્તના સોગંદ લીધેલા અને સંપૂર્ણરીતે સુગ્રથિત એક કોડી માણસો પણ અસરકારક બળ થઈ પડે, તો વ્યવસ્થિત દોરવણી અને નિયંત્રિત કાર્યવાળું, પ્રયત્ન અને ધ્યેયમાં એકતાન આખું ગામડું તો મહાશકિત બનવું જોઇએ. સંસ્કાર, આર્થિક-સમતા, સ્વયંપૂર્ણતા, રક્ષણ, સ્વમાન, સત્તા, ગૌરવ, સ્વરાજ્ય, રાજકિય સત્તા, રાષ્ટ્રિય સલામતી અને સાર્વભૌમત્વ સ્થાપતી વ્યવસ્થા માટે શ્રમ કરતાં, અને નવા જીવનક્રમ માટે સુસંવાદથી વર્ત્તતાં સાત લાખ ગામડાંઓનાં કાર્યની દેશના રાજઅમલમાં જે પ્રચંડ શકયતા અને સંભવનીયતા રહેલાં છે, તેની કલ્પનાથીજ જે સામાજિક સ્થીરતા, આર્થિક પુનર્રચના અને પ્રજાની લોકસત્તાક અને રક્ષણાત્મક શકિત કેવી સ્થપાઇ શકે તેનો ખ્યાલ આવી શકે છે.

લાખ્ખો અને કરોડોમાં સુસ્થિત અને સવલતવાળા જીવનને લીધે ઉત્પન્ન થતો આત્મવિશ્વાસ જ એક વિદ્યુત જેવી સંચાલકશક્તિ બનશે. ગ્રામવેદની સાધનાની એક પેઢીના આ પ્રયત્નોને પરિણામે જે સામાજિક ક્રાંતિ જન્મ લેશે તે સંસ્કૃતિનો પથ ઉજ્જળશે. અને ગ્રામવેદ કરોડો કિસાનોમાંના પ્રત્યેક ને એક ભવ્ય સ્વપ્ન અને સાધના આપીને કિસાન અને કામદારનાં, ગ્રામ અને હિંદનાં, અભ્યુદય અને સત્તા સાધવાનો ઉમંગ રાખે છે.

ગ્રામવેદ ગ્રામની નવરચના અને હિંદમાં રાજતંત્ર અને સમાજની પુનર્ઘટના માટે કિસાનોનાં સાધનો, શ્રમ, કર્તવ્ય, હિંમત, સાહસ, આરંભ, ચેતન અને દેશાભિમાનનું વ્યવહારિક **સંગ્રથન** છે. ગ્રામવેદ

પોતાની આબાદી, સલામતી અને સત્તા સ્થાપવા, સાધવા અને સાચવવા માટે ગામનાં—નર અને નારીઓનાં—ચેતન અને ઇચ્છાશક્તિનું સંપાદન છે. ગ્રામવેદ સ્વરાજ્ય અને લોકશાહીને મધ્યસ્થ દોરવણી, પ્રાદેશિક સહપ્રયત્ન અને સંયુક્ત આગ્રહ અને ક્રિયાત્મક વેગ આપે છે. તે ગામડાંને સંપૂર્ણ રાજ્યઅમલી સત્તા અને **સાધનપણું** આપે છે. તે ગ્રામના પાયાપર રાષ્ટ્રિય શક્તિ અને રાજકિય, લશ્કરી અને આર્થિક સલામતીનો પિરામીડ રચે છે. છેક તળિયે સત્તા સ્થાપીને એને છેક ઉપર સહયોજિત સત્તા તરીકે ક્રમવાર ચડાવીને તે સત્ત્વ અને ક્રિયામાં સંપૂર્ણ લોકશાહી રચે છે. ગ્રામને સત્તા અને પદવી સુપ્રત કરીને તે કરોડો ગ્રામકાર્યકર્તા પર કર્તવ્ય અને જવાબદારી સ્થાપે છે. ધારારચના, વહીવટ, આર્થિક પુનર્ઘટના, અને રક્ષણમાં,—પ્રાદેશિક નિયમો અને સ્થાનિક પેટાનિયમોમાં,—કાર્ય, શિસ્ત અને વ્યવસ્થા ટકાવવામાં,—રાષ્ટ્રિય કાર્યવાહીઓ અને આર્થિક યોજનાઓના ઘડતર અને અમલમાં,—કારોબારીઓ, પાર્લામેન્ટરી મંડળો અંગે સ્વવહીવટી સત્તાઓના કાબૂ અને નિયંત્રણમાં,—સીધા અનુભવ અને કાર્યભાગથી ઉત્પન્ન થતી રાજકિય જાગૃતિ, દેશના નાનામાં નાના અને મોટામાં મોટા પ્રયાસોમાં રીતસરના વિવાદ, સમજપૂર્વકના નિર્ણય અને જવાબદાર ક્રિયાની નિશ્ચિતતા સાધે છે.

આ પ્રમાણે પાયરીબદ્ધ સત્તા અને ક્રિયાની સ્થાપનાથી હિંદનાં શતકોજૂની રૂઢીઓ, પ્રણાલિકાઓ અને સંસ્થાઓમાંથી ઘડી કાઢેલા અને નવાયુગના સંજોગોને અનુરૂપ બનાવેલા ગ્રામસમાજવાદ, વ્યવહારૂ રાષ્ટ્રિયતા અને આર્થિક પુનર્ઘટનાના ત્રિવિધ સાધ્યો સાધવા માટે રાષ્ટ્રિય શક્તિસંચય અને વિજયના હેતુથી રચાયેલી ગ્રામ એકીકરણની સંસ્થા તે બને છે. તેથી તે આબાદી અને સલામતી માટે બધી હિંદી પ્રજાનાં હિત અને ઇચ્છાનું સામુદાયિક પ્રતિનિધિત્વ ધરાવે છે. એકજ સૂર્ય નીચે વસતી, એકજ ભૂમિપર શ્રમ કરતી, એકજ પ્રકારની અગવડો, આફતો અને દુઃખો વેઠતી, અને સલામતી, આબાદી, રાષ્ટ્રિય

આઝાદી અને શક્તિ અને આંતરરાષ્ટ્રિય સત્તા અને પ્રતિષ્ઠા વાંછતી બધી હિંદી પ્રજાઓની તત્વતઃ એકતા દઢ કરવા માટેનું તે સંગઠન, સાધન અને પ્રાણુવાન ઐક્ય સ્થાપક બળ છે. નવું સામાજિક–આર્થિક સર્જન અને રાજતંત્ર સાધવામાં ઉન્મૂલનને બદલે ગોત્રસમાસને પસંદગી આપી આવિષ્કાર પામતા નવા હિંદીરાષ્ટ્રભાવનો ખરો સૃષ્ટા ગ્રામવેદ છે.

ગ્રામવેદ પોતાના શાશ્વત સિદ્ધાંતો, હેતુઓ અને નીતિમાં દર્શાવેલી, દેશભરની હિંદી પ્રજાઓના જીવનમાં લક્ષ્ય અને ક્રિયાની આ સમાનતા આપે છે; ગ્રામવેદના કાર્યને સફળતા આપવા માટે પણુ દક્ષતા અને ઈમાનદારી વચ્ચે હરિફાઈ નહિવત્ થાય એવી રીતે, વિવાદ કે વિસંવાદ માટે જરા પણુ અવકાશ રાખ્યા વગર, સર્વગ્રાહી કાર્યક્રમ અને સુસાધ્ય યોજના અમલમાં મૂકે છે; સમતાભર્યા અને ન્યાયી સામાજિક–આર્થિક પાયાપરની રાજ્યરચનામાં વિવાદહિન અને સાર્વત્રિકપણે સ્વીકાર્ય આસ્થા વિશાળ ગ્રામસમુદાયમાં પ્રેરે છે; બધા ધર્મો અને કોમોના લોકોને જાત અને સમાજના લાભ માટે કાર્ય અને શ્રમનો અધિકાર, અને દેશના અભ્યુદય અને રાજના બધા કાર્યોમાં માનભર્યો ભાગ અને ભાગીદારી આપે છે, અને આ રીતે નવી રાજકિય અને સામાજિક રચના અને સાંસ્કારિક પુનરૂદ્ધાર સર્જવા અને જાળવવાને ચિત્ત, હેતુ, હિત અને આવશ્યકતાની સાચી એકતા સ્થાપે છે, અને હિંદી પ્રજાઓની પ્રતિભાને અનુકૂળ સાચા સમાજ વાદની સ્થાપના નિશ્ચિત કરે છે.

ગામડામાંથી માંડીને સર્વોચ્ચ મધ્યસ્થ સત્તાની સંસ્થાઓ સુધી દેશની બધી બાબતોમાં કિસાન, કારીગર, કામદાર, દુકાનદાર, નાના શરાફ, શિક્ષક, યાંત્રિક, વિશેષજ્ઞ અને સલાહકારને ગ્રામવેદ સત્તા આપે છે. અને એથી શાણુપણુ અને કરકસર, ડહાપણુ અને વાસ્તવ-દર્શન, દુરદર્શિતા અને પ્રજ્ઞા, રાજ્યનય અને દર્શન સાધીને રાજ-

તંત્ર દૃઢ કરે છે, તેમજ દરેક શ્રમજીવીને આર્થિક અને રાજકિય હક્ક, દરેક ગામ અને શહેરને આબાદી, રાજ્યને શક્તિ, દેશને પ્રતિષ્ઠા અને પાડોશી દેશો સાથે શાંતિ સાધે છે. વળી ગ્રામવેદ ગ્રામસત્તાનો સિદ્ધાંત રચે છે અને અમલમાં મૂકે છે; તેમજ સમતાભરી નવી સમાજરચના અને નવી આર્થિકવ્યવસ્થા અને પુનર્વિધાન સર્જવા માટેનાં, અને આ રીતે સાર્વભૌમ હિંદમાં ગ્રામલોકતંત્ર રચવાનાં પોતાના અધિકારો અને ગ્રામ દેશપરત્વેના કર્તવ્યોમાં કિસાનની આ શ્રદ્ધાને મૂર્ત કરીને હિંદી સાર્વભૌમત્વનો દેશવ્યાપી પાયો મુકરર કરે છે. ગ્રામવેદ જે શ્રદ્ધા, આશા અને કાર્યની પ્રેરણા કરે છે તેમાંથી તે એવી નૈતિકશક્તિ અને કાર્યાવેગ ઉત્પન્ન કરશે, કે જેમાંથી એકત્ર હિંદી રાષ્ટ્રત્વ અને આર્થિક ન્યાય, સામાજિક સમતા, લોકશાહી સેના અને પ્રજાકિય રાજનીતિના પાયાપર સ્થપાયેલું અભેદ્ય ગ્રામવેદી રાજ્ય ચોક્સ સર્જાય; કારણ કે જેનાથી હિંદની પુરાતન પ્રજાઓ વિશ્વમાં નવા ભાવિનિર્માણની સિદ્ધિ માટે મથે, અને આખરે હિંદુ, બૌદ્ધ, ઈસ્લામ, અને ખ્રિસ્તી એ ચારે મહાધર્મોનું માનવ આચાર, અને કલ્યાણના સાર્વત્રિક નીતિશાસ્ત્રમાં સંયોગિકરણ સાધે, અને એ રીતે માનવહિત માટે સહકાર અને સંવાદિતાની સર્વોચ્ચ સંસ્કારિતા સર્જવાનો પોતાનો સૃજનહેતુ પાર પાડે, એ સંઘટ્ટક આદર્શ અને સર્જક મહત્વાકાંક્ષા ગ્રામવેદ જ પૂરી પાડે છે.

## ૧૫

## ગ્રામવેદ રાજ અને સમાજતંત્ર

ગ્રામવેદ નવું રાજ્ય અને નવું સમાજતંત્ર રચે તેનું રૂપ વિગતોમાં નિશ્ચિત કરવું ઘણું મુશ્કેલ છે. ગ્રામવાદના વિકાસના સંજોગો, અને પોતાનું રાજતંત્ર અને અર્થતંત્ર રચી શકાય તેટલી પૂરતી સત્તા-પ્રાપ્તિના સંજોગો પર તેનો આધાર રહેશે; પણ એટલું તો ચોક્કસ છે કે એ સમગ્ર ગ્રામવેદી સમન્વયતા સુદૃઢ મૂળગત સિદ્ધાંતોને અનુ-

સરીને રચાશે. 'સોકોવીરેઇન'ની સ્થાપનાની સ્પષ્ટ જાહેરાતવાળું તેનું ધ્યેય ગ્રામવાદી રાજ્ય અને સમાજતંત્રનાં અને સત્ય તેમજ રૂપ અને ક્રિયાનું સૂચન છે.

સંઘતંત્ર, સામ્યવાદીતંત્ર કે લોકશાહી મૂડીવાદીતંત્રમાંથી કયું તંત્ર સ્થાપવાનું ગ્રામવેદનું વલણ હશે એ કૂટ સવાલ છે. જો ગ્રામવેદના વર્ધનમાં મૂડીવાદી શાહીવાદ કે સામ્યવાદી અડચણો અને અંતરાયો ન આવે તો તે પોતાની વિશિષ્ટ રાજપદ્ધતિનો વિકાસ કરશે, જેમાં ચૂસણ માનસવાળા બુદ્ધિ જીવી અને પૌરવાદી (બૂર્ઝવા) ના સહકારવાળા જમીનદાર અને મૂડીવાદીના સરઅખત્યારને બદલે કિસાન અને કામદાર, ખેડૂત અને કારીગર, યાંત્રિક અને હુન્નરબાજ, શિક્ષક, ગુમાસ્તા, નાના વેપારી, નાના શરાફ અને મજૂરની સત્તા હશે.

ગ્રામવેદી રાજતંત્રમાં આમસમુદાયના હિત માટે તેની સત્તા સ્થાપિત કરવાનો હેતુ જળવાશે; અને જેમાં થોડાની સત્તા અને સંપત્તિ માટે અનેકોનું શોષણ કરવા સ્થાપિત હિતો લોકશાહીનો દુરૂપયોગ કરે છે એવા તેના પાર્લામેંટરી વિપર્યાસને સ્થાન નહિ હોય.

ગ્રામવાદી રાજતંત્રમાં બધા વેપારો, હુન્નરો, ઉદ્યોગો, ધંધાઓ, કામગીરીઓને પોતાનાં મહાજનો, સંઘો, મંડળો કે ચેંબરો મારફત પ્રતિનિધિત્વ મળશે, અને ગામડાંઓને ગ્રામસંસ્થાઓ અને ગ્રામ-કાર્યકર્તાઓ મારફત પ્રતિનિધિત્વ મળશે.

ગ્રામવાદી રાજતંત્રમાં સમગ્ર દેશનું હિત એ ધારા, વહીવટ અને કાર્યનીતિનું ધોરણ રહેશે, અને ગ્રામ આબાદી અને સત્તાને સર્વોચ્ચ સ્થાન મળશે. ગ્રામવેદી રાજતંત્ર અમેરિકન, બ્રિટિશ, ફાસિસ્ટ, નાઝીવાદ, કમાલીસ્ટ અને સોવિયેટતંત્રોના અનુભવોમાંથી સર્વોત્તમ તંત્રોના સંમિશ્રણ જેવું બનશે. શુદ્ધ સોવિએટતંત્ર એક જ એવું તંત્ર છે કે જે આ સંમિશ્રણનું સ્થાન લઈ શકે, અને સંજોગો ફરજ ના પાડે તો ગ્રામવેદનું તંત્ર ઉપલા સંમિશ્રણનું બનશે.

ગ્રામવેદી સમાજ પદ્ધતિમાં કુટુંબને પવિત્ર ગણવામાં આવશે, અને કૌટુંબિક જીવન ગામ, રાષ્ટ્ર અને દેશ તરફની ફરજો અને જવાબદારીઓ સાથે એકરાગ હશે. શ્રમ એ કર્તવ્ય હશે, અને આળસ-બેદરકારી વખોડવામાં અને નાબૂદ કરવામાં આવશે. શ્રમજીવીને સન્માન અને અધિકાર મળશે, અને રાજ્ય અને સમાજમાં માત્ર શ્રમજીવી જ આદર મેળવશે. ધનસત્તા રાજ્યતંત્રના સાધન અને રાષ્ટ્રના સેવાસાધન તરીકે ગણાશે, માલિક તરીકે નહિ. ન્યાય અને સહકાર એ મુખ્ય હશે. ગ્રામસેવા, નગરકર્તવ્યો અને રાષ્ટ્રિયજીવન માટે સમૂહગત ક્રિયા અને સાંઘિક પ્રવૃત્તિઓમાં હરિફાઈ એ પ્રેરક બળ હશે; આતિથ્ય-સત્કાર અને સભ્યતા એ રીતભાતની કસોટી હશે; હિંમત, પ્રમાણિકતા અને ખેલદિલી એ ગ્રામ અને રાષ્ટ્રનું ચારિત્ર્ય હશે; અને માત્ર ત્યાગ અને દિલાવરી ખરી અમીરાતનાં ચિહ્નો ગણાશે.

ગ્રામવેદમાં શોષણ અને નફાખોરીની પદ્ધતિને સ્થાને સમગ્ર સમાજની આબાદી અને સુખ સવલતના હેતુથી. ઉચ્છેદનાં નહિ પણ ગોત્રસમાસના સિદ્ધાંત પર, સામાજિક વ્યવસ્થા રચાશે. સામાજિક સેવાઓ અને જાહેર ઉપયોગનાં કાર્યો સાર્વત્રિક ઉપભોગનાં હશે. અને તેમના પર લોકસત્તાક કાબૂ હશે. સ્થાનિક, પ્રાદેશિક, પ્રાંતિક અને રાષ્ટ્રિય કાર્યોમાં સભ્યને આપવાનો ફાળો સર્વેની પાસેથી લેવામાં આવશે, પણ તે પાયરી વાર અને સમતાથી વહેંચાયલો હશે. કામ કરે તે દરેક વ્યક્તિને અન્ન, વસ્ત્ર અને આશ્રય નકારી નહિ શકાય; અને કોઈ પણ કામ ખરા દિલથી થાય અને જરૂરની કુશળતા અને ગુણવત્તા હોય તો બુદ્ધિ, શક્તિ, ચતુરાઈ અથવા જથ્થાના પ્રમાણમાં પગારો નક્કી થશે. કામ કરવાની કે સેવા આપવાની ના પાડનાર કોઇને સામાજિક સેવાઓ પર હક્ક રહેશે નહિ. વૃદ્ધ અને અશક્તોને માટે તેમનાં મહાજન, ગ્રામસમાજ કે ઉદ્યોગો કે સંઘો વ્યવસ્થા કરશે. શારિરીક તાલીમ અને આરોગ્યજ્ઞાન સાર્વત્રિક હશે. લશ્કરી અને આર્થિક નોકરી ફરજીયાત હશે. વ્યક્તિઓ, સમૂહો કે મંડળો

મારફતની નફાખોરી કાયદાઓ અને પેટા કાયદાઓથી સંકુચિત અને મર્યાદિત કરવામાં આવશે. સમગ્ર હિંદની સત્તા અને દરેક ગામની આબાદી વધારવા માટે નાણાંવટ, ઉદ્યોગ અને ખેતી રાજ્યના ટ્રસ્ટ ગણાશે. આયાત, નિકાસ, તેમજ આંતરરાષ્ટ્રિય નાણાંપગાર અને કબાલા રાજ્યના સંપૂર્ણ અંકુશ કુંડળ હશે. ધનસંચય પર લોકો અને દેશના હીત માટે રાજ્યનો કાબૂ રહેશે. મૂડીવાદીઓ અને જમીનદારો દેશ અને રાષ્ટ્રના હિતમાં ગ્રામવાદી રાજતંત્રના વાલીપણા નીચે પોતાની મિલકત રાખી શકશે, પણ કોઈ પણ નાણાંવટનો ઈજારો કે ગ્રામવેદી સમન્વયને નુકશાન કરવા જેવી શક્તિ ધરાવી શકશે નહિ.

મૂડીવાદી કે જમીનદાર જો પગારને બદલે નફામાં ભાગ લેનાર વિશ્વાસુ વહીવટદારનું પદ ધરાવવા માંગતો હોય તો નાગરિક તરીકે રહી શકશે. ખાનગી મિલકતનો પવિત્ર હક્ક ભલે જળવાય, પણ અમલમાં અને અસરમાં તો એ નિર્બળ અને નિરાધાર ને ચૂસવાનો અપવિત્ર અધિકાર બન્યો છે, અને આવી ચૂસણનીતિ અને વાડાગતપણાનો નાશ કરવો પડશે.

ખાનગી મિલકત અને માલિકિ ન્યાયી મર્યાદા સુધી સલામત હશે. દાખલા તરીકે માસિક પાંચસોના કોંગ્રેસના ધોરણની કે જરૂર પડે તો વધારે આવક આવે એટલી મર્યાદા સુધીઃ—આર્થિક ક્ષેત્રમાં ગ્રામવેદની સંપૂર્ણ સાધના અને સિદ્ધિ માટે અધિકતમ દ્રવ્ય, સાધન અને જરૂરિયાતો મેળવવાના હેતુથી સંઘો, સરકારી મંડળો અને કંપનીઓનું સહયોજન કરવામાં આવે. નફા, સામગ્રી અને નોકરીઓમાં સમતાભરી વહેંચણી વાળી, સમતુલાભરી પદ્ધતિવાળું સામાજિક તંત્ર રચાશે, નહિ તો અચુક પરિણામ તરીકે સોવીએટની સામાજીક-આર્થિક પદ્ધતિ સ્થપાશે.



# ભાગ—૬

## આત્મવેદ અને તેના દુશ્મનો

### ૧

**આત્મવેદને** આંતર તેમજ બાહ્ય ભયસ્થાનો છે. આંતરભયસ્થાન સ્થાપિત હિતો અને બાહ્યભયસ્થાન આક્રમણશાળી રાજ્યો છે. સ્થાપિતહિતો અનેક પ્રકારના છે. રાજસત્તાવાળા રાજાઓ અને ઠાકોરોને રાજકિય સત્તા અને અંગત અખત્યારની એકહથ્થુ માલિકીમાં વંશગત અને વારસાગત હિત છે. જમીનદાર, તાલુકદાર, ઇનામદાર અને જમીનમાલિકો, જમીનનો કસ અને ખેડૂતના પસીના પર તર થયેલા હોવાથી, તેમની અપવિત્ર લૂંટ પરના સહેજ પણ ' નિયમન 'થી રોષે ભરાય છે. મૂડીવાદીઓ—નાણાંવટીઓ અને ઉદ્યોગપતિઓ-આંતરરાષ્ટ્રિય મિત્રો અને શત્રુઓ ધરાવે છે. અને તેમનું દેશાભિમાન તેમની શોષણ શક્તિના શાશ્વતતા પર આધાર રાખતું શરતી દેશાભિમાન છે. વ્યાપારી વર્ગો અને ઉપલા મધ્યમવર્ગો મૂડીવાદીને પોતાના આદર્શ તરીકે ગણે છે, અને પોતાનાં ખિસ્સા ભરવાના ગજથી રાજ્ય અને રાષ્ટ્ર પરત્વેની પોતાની ફરજો માપે છે. દુકાનદાર અને પરચુરણ વેપારી વર્ગ નીચલા મધ્યમ વર્ગમાંથી આવ્યો છે અને મૂડીવાદના ઉપરના થરમાં પ્રવેશવાની આકાંક્ષા રાખે છે.

આ વર્ગોને રાષ્ટ્ર કે દેશને સ્થાને જાતી અને નફાને જ પૂજતું વિશિષ્ટ દેશાભિમાન છે, જેને નામે તેઓ પોતાની નફાખોરીના અધિકારો

નકારતાં કે કાબૂમાં રાખતાં દરેક પગલા અને તંત્રને અવરોધવા લડત કરશે. જો કે શોષણને ન્યાયી દાવા તરીકે ગણતી પ્રજામાં તેમનો આ અધિકાર લૂંટવાના અધિકારથી ભાગ્યે જ ચડિયાતો છે, અને ભ્રામક લોકસત્તાત્મક ચોકઠામાં દાનશીલતા અને ઉદાસીનતા બતાવીને લોકોની આંખો આ અન્યાયના ઘૃણાત્મક રૂપ તરફ તે આંધળી બતાવે છે. મૂડીવાદી અને વ્યાપારીવર્ગોને તો ગમે ત્યાં અને ગમે તેમ 'લૂંટો, લ્યો અને લાભ ઉઠાવો'નો મૂકરર સિદ્ધાંત છે.–તેમને મૂડી સિવાય દેશ છે? ચોપડા, દસ્તાવેજો અને પહોંચો સિવાય કુટુંબ છે? દુકાનો, કચેરીયો, બેંકો અને ત્રિજોરીઓ સિવાય બીજું ગૃહ છે? આમાં તેમનો વાંક છે? એ તો તેમનો સ્વભાવ અને રૂઢી છે—સત્યધર્મના ઉચ્ચતમ બોધો અને લોક માટેના સાચા તંત્રોના ઉચ્ચતમ કર્તવ્યો છતાં પણ શોષણકાર્યના જમાનાઓનો એ તો વારસો છે. ખરે જ તેમને સીમાઓ કે અંતરાયો નથી. પરસ્પર લડતા દેશોનાં શસ્ત્રાસ્ત્ર બનાવનારાઓ પ્રમાણિકતા (!) અને નફટાઈથી પોતાના સ્વદેશને અને શત્રુઓને કેવી સમાનતા અને નિષ્પક્ષપાતથી દારૂગોળો, બંધુકો અને તોપો પૂરા પાડતા હતા તે ગયા મહાયુધ્ધે આખા જગતને ખુલ્લું પાડ્યું છે. એ હૃદયહીન દર્શન હતું, અને માત્ર અમેરિકાના સંયુક્ત રાજ્યે જ તેની તપાસ કરવાની હિંમત કરેલી. હિંદ જો આફતમાં આવી પડે તો મૂડીવાદીઓની પહેલી ચિંતા હિંદની ભૂમિની પવિત્રતા માટે નહિ હોય, પણ પોતાના ધનની સલામતી માટે હશે. ઉસ્તાદીથી તેઓ એવી સ્થિતિમાં પોતાને મૂકશે કે જ્યાંથી તેઓ ગુપ્તમાં ગુપ્ત બાતમી મેળવી શકે; અને ઓછામાં ઓછા જોખમ સાથે વધારેમાં વધારે ચૂસણ કરી શકાય એવી રીતે પડદા પાછળ કાવતરાં રચશે. કેટલાક એવા પણ મળી આવશે જે બળવાખોર કે હુમલાખોર જીતે તો તે વખતે શોષણ કાર્ય માટે ખાસ હક્કોને મેળવવાની લાલચથી બળવાખોર કે આક્રમણકારની મહેરબાની મેળવવા છાના છપના પ્રયત્નો કરશે. દેશની આઝાદી અને નામોશીનો આવો વેપાર

કરનારા, દેશની આપત્તિમાંથી નફો કરનારા, પ્રજાના કમભાગ્યમાંથી લાભ શોધનારા, આ લોકો સમાજ અને દેશના દ્રોહી છે, અને રાજદ્રોહના ગુનેગારોને થતી નસ્યતને લાયક છે. રાજદ્રોહ તે માત્ર રાજકિય કે વહીવટી જ હોતો નથી, પણ આર્થિક રાજ્યદ્રોહ પણ છે. અને તે સૌથી વધારે શરમજનક અને ભયપ્રદ છે, કારણ કે તે કાયદાના રક્ષણ નીચે કર્તવ્યનો સ્વાંગ સજે છે. આમ છતાં, ઔદ્યોગિક અને નાણાંકિય દેશભકતો પણ હોય છે. જમશેદજી તાતા, પ્રેમચંદ રાયચંદ, ચીનુભાઈ માધવલાલ, વિઠ્ઠલદાસ ઠાકરસી, સોરાબજી પોચખાનાવાળા, તારકનાથ પલીત, રાજેન્દ્રનાથ મુકરજી, રાશબિહારી ઘોષ, કિર્લોસ્કર બંધુઓ, નસરવાનજી વાડીયા, લલ્લુભાઈ સામળદાસ, પીરભાઈ અને કરીમભાઈ કુટુંબો અગ્રેસરો અને દાનવીરો તરીકે હંમેશા સંભારાશે. પોતાના દેશની આઝાદી અને સલામતી માટે અબજોનું સોનું આપનાર એક જ ભામાશા પાકયો છે. પણ જયચંદ અને અમીચંદ–અહંકારી દ્રોહીઓ–રાજા અને લાંચીઓ ઠગ–એનો વંશતો હજી જીવે છે, અને હંમેશાં પ્રવૃત્ત રહેશે. ગ્રામવેદનો તો આદેશ છે કે ધન એતો કર્તવ્ય-સંદેશ છે, અને પ્રજા અને દેશ પરત્વેની ગંભીર ફરજો ઉભી કરે છે. ગ્રામવેદ આશા રાખે છે કે પરદેશથી આવેલી મૂડીવાદની મનુષ્ય-ભક્ષક તરીકેની ગેરઆબરૂ હિંદના ધનિક અને મધ્યમ વર્ગ અસત્ય ઠેરવશે; અને હિંદુધર્મ અને ઈસ્લામની અંતર્ગત સત્ય ભાવનાને સ્વીકારીને સુમેળ અને સ્વેચ્છાપૂર્ણ સહાયથી સાબિત કરશે કે હિંદી મુડીદાર દેશ અને પ્રજા માટે પોતાના ઈજારાનો રાજીખુશીથી ભોગ આપીને એક સર્જક બળ બની શકે છે, અને રાજ્ય અને સમાજની નવી ઈમારત રચવામાં મૂડીદારો પણ સારા દેશભકતો બની શકે છે.

પણ આ વર્ગ જો ગ્રામવેદના મૂલ્યાંકનની કદર કરવા ના પાડે તો ભયસમાન થશે. સામ્યવાદ અને મૂડીવાદ વચ્ચે ગ્રામવેદ એ મધ્યમ માર્ગ અને એક માત્ર રાહ છે, એવું તેઓ સમજશે અને

હિંદ અને આમજનતાના હિતસ્વીઓ અને દેશપ્રેમીઓ હોવાનો પોતાનો દાવો સિદ્ધ કરવાને તેઓ ગ્રામવેદને સહાનુભૂતિ, સમજશક્તિ અને કાર્યોથી ટેકો આપશે ?

૨

ઠાકોરો અને જમીનદારો તદ્દન અલગ તરી આવતો વર્ગ છે. તેમનો વારસો પુરાતનકાળથી ઉતરી આવેલો છે, અને સેવાની પ્રણાલિકા છે. તેઓ સ્વમાન અને ત્યાગની ભાવના ધરાવવાનો દાવો કરે છે. તેઓ ચૂસે છે તો તેઓ ઉદારતાથી આપે પણ છે. સામર્થ્ય અને ઔદાર્યના તેઓ વારસ છે. તેઓ અને તેમની પ્રજાઓએ ઘણી પેઢીઓથી સાથે જીવન ગાળ્યું છે, દુઃખ વેઠયાં છે, આબાદી માણી છે. સૈકાઓજૂનાં ભૂતકાળમાં ઊંડા પાયાવાળાં તેમના સંબંધો છે. ટેક અને સિદ્ધાંત, અધિકાર અને ફરજ, દિલાવરી અને સરફરોસીની વેદી પર આનંદ અને ઉમળકાથી દેહ અને દિલનાં બલિદાન દેનારા નર અને નારીઓનાં ધગધગતાં રૂધિરફુવારામાંથી ઉપજેલી કીર્તિની લાલસા અને ભૂમિની મમતા તેમને વર્યાં છે. તેમની સત્તા હાટડીના ગલ્લામાંથી કે કાયદાની કૂટ આંટીઘૂંટીમાંથી નથી મળી: તે તો મળી છે રણાંગણમાં લીલાં માથાં વધેરવાથી. આફત, ગરજ, બીનસલામતીને લીધે અરસપરસના રક્ષણ અને સલામતીમાટે ઠાકોર, ભાયાત કે જમીન-દારને ગામલોકો સાથે એકતા થતી. પણ વેપાર, ઉદ્યોગ, રાજકિય હકુમત અને આર્થિક શોષણની તલબગાર, બ્રિટિશ સત્તાએ સલામતીની ખાત્રી આપી, અને સો–સવાસો વર્ષની આ ગોઝારી સલામતીએ ભૂતકાળનાં ભવ્ય સ્મરણો કલુષિત કર્યાં અને તેમના ચિત્ત અને પ્રાણના ઉત્તમ ભાવો જડ કર્યાં. બ્રિટિશ જોડેની સંધી પછીની પહેલી પેઢીએ પોતાની પ્રજા જોડેના સંબંધો અને પ્રણાલિકાઓ જાળવી રાખ્યાં હતા; બીજી પેઢીઓને આછા સ્મરણો જ હતાં, અને ચારણગીતો અને લોકકથામાં રાજાપ્રજાના સહકાર અને સમભાવ તેઓ સાંભળતા.

ત્રીજી પેઢીએ એ પ્રણાલિકા, ભાવના અને ભાવ પૂરેપૂરાં ગુમાવ્યાં, અને તેઓ આત્માવગરના વહીવટી વડાઓ અને મહેસૂલ ઉઘરાતદારો બન્યા. ચોથી એટલે હાલની પેઢીએ પ્રમાદ અને વિલાસ સાધ્યાં છે, તેને મૂડીવાદના દુર્ગુણનો ચેપ લાગ્યો છે, અને રાજકિય કે મહેસૂલી-સત્તા સાથે તેણે ચૂસણનીતિનો શાપ ભેળવ્યો છે; પણ તેમને પણ નવી ચળવળનો સ્પર્શ થયો છે, અને નવી હકીકતોનો સામનો કરવા માટે તેઓ જાગતા જાય છે.

તેમનામાં જે ઉત્તમ અને અમીરાતવાળું તત્ત્વ હોય તેને આ વખતેજ ગ્રામવેદે આકર્ષવાનું છે. ઠાકોરો અને જમીનદારોને નાબૂદ કરવાનું ગ્રામવેદનું લક્ષ્ય નથી જ. પણ પ્રાંતિક જિલ્લાઓના જ્ઞાન, પ્રચાર, આબાદી અને રાજકિય અને આર્થિક અધિકારોમાં નાનામોટા રજવાડાનાં લોકોનો સમાવેશ તે કરવા માંગે છે જ. ગ્રામવેદ એ જ ઇચ્છે છે કે ઠાકોર અને જમીનદાર અને મૂડીવાદી શોષક મટીને લોકોની સત્તા અને દેશના સ્વમાનનો રક્ષક થાય. ગ્રામવેદ એવી મુરાદ રાખે છે કે ઠાકોરો, ભાયાતો અને જમીનદારો પોતાના દેશની સત્તા અને કલ્યાણને માટે જાપાનના સામુરાઇઓ, અને કમાલ આતા તુર્ક અને તુર્ક અમીરો અને બુદ્ધિજીવીઓનાં કીર્તિવંત ત્યાગની સરસાઈ કરશે; અને ગ્રામવેદ એવી આશા રાખે છે કે આ જૂનો અમીરવર્ગ પોતાની નૈસર્ગિક પ્રેરણા, સ્વાભાવિક પદ્ધતિ અને પ્રણાલિકા-ઓને લીધે હિંદની આંતર તેમ આંતરરાષ્ટ્રિય બાબતોમાં સારામાં સારી મદદ, દોરવણી અને પ્રતિનિધિત્વ આપી શકે. ગ્રામવેદ એમને પોતાની પુનર્રચના અને સિદ્ધિના વિશાળ ક્ષેત્રમાં દેશના ભવિષ્યમાં સ્થાન આપી શકે. દબડામણી અને બળજબરીથી, બ્રિટિશ કાર્યનીતિમાં રાજાઓની અનુમતિની ફરજ પાડવા કલમ અને બેયોનેટ વાપરવા હંમેશા તૈયાર અમલદારો અને સૈનિકોવાળી બ્રિટિશ સત્તાની જામીનગીરી કરતાં હિંદી પ્રજાજનોનાં હૃદય જીતી મેળવેલી સલામતી તેઓ પસંદ કરશે, એવી ગ્રામવેદ આશા રાખે છે. લોકો જોડે ભાગીદારી

અને હિંદના સાર્વભૌમત્વમાં કિસાન અને કામદાર સાથે ભાગ એ જ તેમનો સત્તા અને ક્રિયાનો નવો સિદ્ધાંત થવો જોઇએ. બ્રિટિશ નાણાંવટ અને બ્રિટિશ હકુમતના જ લાભમાં પરિણામ પામનારૂં શહેનશાહની સાર્વભૌમત્વનું ખંડિયાપણું તેઓ કદાચ સ્વીકારે તો તે પણ ગ્રામવેદની ક્રિયાત્મક આગેકૂચથી ટૂંક મુદતમાટેજ તેમને રક્ષણ આપશે. જો તેઓ આ ઐતિહાસિક મહાકાર્યમાં નિષ્ફળ જાય તો તેમના વિરોધ અને શાહીવાદ અને મૂડીવાદ સાથેની તેમની સંધીથી જ યાદવાસ્થળી-ક્રાંતિ-ઉત્પન્ન થશે અને ત્વરિત બનશે,-તેમાં તેઓ સાફ થઇ જશે. તેઓએ દુરંદેશી અને ડહાપણથી માર્ગ પસંદ કરવો જોઇએ. તેમના પૂર્વજોનો ત્યાગ, દિલાવરી અને ઉદારતાનો જુસ્સો તેમને ગ્રામવેદ અને 'સોકોવીરેઇન'ના સંપ્રદાયના માર્ગે દોરે.

૩

હિંદના રાજ્યતંત્ર અને સામાજિક વ્યવસ્થાની કોઇપણ સાર્વત્રિક નવરચનાની યોજનામાં આવાં આંતરિક વિઘ્નો છે. પણ બીજા પરદેશ તરફનાં ભય પણ છે. પહેલું જાપાન છે, બીજું જર્મની, અને ત્રીજું ઇટાલી છે. જાપાને પેશકદમી અને રાજ્ય વિસ્તારની નીતિ સ્વીકારી છે, અને મંચુરીઆ ગડપ કર્યું અને ચીનપર સ્વારી કરી. તે વખતથી એ ક્રિયાત્મકરૂપે દેખાય છે. આતો માત્ર ઓસ્ટ્રેલિયા, હિંદીચીન અને હિંદ તરફનું પહેલું પગલું છે. આ કરતાં યે વધારે ઉચ્છેદક તો પરદેશી બજારોમાં સસ્તે ભાવે માલ વેચવાની જાપાનની આર્થિક નીતિ છે. આ આર્થિક પેશકદમી ભયાનક છે. કારણ કે તે એક આંતરિક સ્થાપિત હિત ઉત્પન્ન કરે છે, જે કટોકટીને પ્રસંગે સત્તાતંત્રપર અસર પહોંચાડે અને કદાચ જાપાન જોડે મળી જાય, અને પોતાનાં નિકાસ વ્યાપારની જાળવણી માટે હિંદની આંતરિક બાબતોમાં દરમ્યાનગીરી અને દખલગીરી કરવાનું જાપાનને ખોટું બહાનું આપે. એ જ પ્રમાણે જર્મનીનો પણ સંભાવિત ભય છે. જર્મન ઉદ્યોગને

કાચા માલ અને બજારની જરૂર છે. તેની આંખો હિંદ, ઈરાન અને અરબસ્તાનના અણુવિકસ્યા સાધનો પર છે. દક્ષિણ અને મધ્ય યુરોપના દેશો જોડે એણે અમલમાં મૂકેલી વિનિમય (ફેરબદલા)ની વ્યાપારી નીતિના પરિણામે તે દેશો તેનાં આર્થિક ખંડિયા બની ગયા છે. આર્થિક ગોઠવણોની પાછળ પાછળ રાજકિય દરમ્યાનગીરી, અને ઓસ્ટ્રીયા અને ઝેકોસ્લોવેકિયાની બાબતમાં બન્યું છે તેમ આંતરિક ખટપટ અને દાદાગીરીને પરિણામે પરાધીનતા આવે છે. તેના મિત્ર ઈટાલીએ એબીસિનિયા અને આલ્બેનિઆ તાબે કરી પોતાની ભૂખ પણ પૂરવાર કરી દે. અત્યારનો તેમનો શિકાર કદાચ આફ્રિકા હશે. પણ રોમ એક વખતે મીસર અને નજીક પૂર્વના પ્રદેશનું માલિક હતું, અને આ નષ્ટ સામ્રાજ્યશાહી સ્વપ્નું પુનર્જીવિત કરવાનો પ્રયાસ છે.

આ ત્રણ સત્તાઓ હિંદને નહિં સ્પર્શે એવું માનવું એ ગંભીર ગફલત થશે. હિંદની શક્તિના વ્યવસ્થીકરણ વગર બ્રિટિશ સત્તા નિર્બળ પડે તો જાપાન, જર્મની અને ઈટાલીને કાવતરાં કરવાનું, અંદર ઘૂસવાનું અને લાગવગ અને સત્તાના ક્ષેત્રો હાથ ધરવાનું ફાવી જશે. રેઝાશાહ પહેલવીનાં આગમન પહેલાં પચાસ વર્ષ સુધી ઈરાન રશીઅન, બ્રિટિશ અને જર્મનોનાં અધિકાર અને લાગવગ વિસ્તારવા માટેના ક્ષેત્ર જેવું હતું. ચીન અને સ્પેનને પણ તેજ દુર્ભાગ્ય પ્રાપ્ત થયું છે. કેટલાક ઠાકોરો અને કેટલાક મૂડીવાદીઓની સ્વાર્થપરતા હિંદમાં પરદેશી દખલગીરીનો માર્ગ સહેલો કરી આપે. આથી હિંદે સાવધાન રહેવું જોઇએ. દરેક હિંદીએ સમજવું અને શીખવું જોઇએ **કે હિંદમાત્ર પોતાના** વ્યવસ્થિત બળથી, પોતાની સંગ્રથિત ક્રિયાથી, પોતાની રાષ્ટ્રિય એકતાથી જ સ્વતંત્ર દેશ અને મુક્તપ્રજા તરીકે જીવી શકે.

ગ્રામવેદ બ્રિટિશ સ્થાપિત હિતોને સ્થળે હિંદી રાષ્ટ્રિય હિતોની સ્થાપના કરવા માંગતો નથી પણ કરોડો કિસાનો, કામદારો, કારીગરો

અને વિશાળ નીચલા મધ્યમવર્ગની સંસ્થાઓ મારફત પોતાનો અભિપ્રાય દર્શાવતા અને ઇચ્છા સિદ્ધ કરતા આમસમુદાયનું રાષ્ટ્રિય રાજતંત્ર સ્થાપવા માગે છે; ગ્રામવેદ સત્તાતંત્ર સંપૂર્ણપણે લોકોને સુપ્રત કરવા, અને આમસમુદાયને પોતાની સત્તાની જાળવણીમાં રસ લેતો અને તાલીમબદ્ધ કરવા માગે છે. દરેક ગામડાને તેના સાર્વભૌમત્વ અને સર્વોપરિતા પરના દરેક હુમલા સામે રક્ષણ કરનારા દુર્ગમાં બદલી નાખીને, અને સ્વયંદોરવણીવાળા માણસો, સાધનો અને શસ્ત્રો પૂરાં પાડનારા, અર્થતંત્ર ટકાવતા, વ્યવસ્થા જાળવતા અને દઢતા, ચીવટ અને શ્રદ્ધાથી હજારો મોરચા પર પ્રતિકારમાં કાએલ સહયોજન કરનારા, બળવો કે બંડને દાબી દેવામાં અને પરદેશની ચડાઈ કે પેશકદમીનો સામનો કરવામાં એકત્રિત થયેલા, લાખો ગામડાંઓની અટપટી ગૂંથણીવાળી મેગીનોટ—સીજફ્રિડ લાઇન રચીને ગ્રામવેદ રાજકિય, આર્થિકરાજકિય અને રાષ્ટ્રિય-રક્ષણમાટે આમસમુદાયનું એકત્રીકરણ કરશે. આ ત્રણ માટે ગ્રામવેદ એકલો જ દરેક પરદેશી ભય સામેની એક માત્ર સલામતી રજૂ કરે છે. હિંદની સલામતી ગ્રામવેદમાં સમાયલી છે, કારણ કે દરેક ગામ એક સેના બનશે, અને દરેક ગ્રામવાસી સૈનિક અને યાંત્રિક બનશે. અને 'સોકોવીરેર્ઇન'ના ગ્રામવાદી તંત્રમાં ગ્રામસત્તા પર પોતે સ્થાપેલી નવી અર્થવ્યવસ્થા અને રાજતંત્રનો અને હિંદની પવિત્ર ભૂમિનો રક્ષક બનશે.

## ૨.

## ગ્રામવેદ અને તેના મિત્રો

જગતમાં હિંદ વિશિષ્ટ અનુકૂળતાવાળા સ્થળે આવેલું છે. તે યુરોપ, આફ્રિકા, એશિયા અને ઓસ્ટ્રેલિયા એ ચાર ખંડોની વચ્ચે છે. તેના લોકોની ઉત્પાદન અને ખરીદ શક્તિ અમાપ છે. મહાન લશ્કરી સત્તા તરીકે તેની સંભાવિતા અગણ્ય છે. હિંદની રાજકિય

અને સામાજિક પરિસ્થિતિઓની આખી દુનિયાપર સ્વાભાવિક રીતે અસર થાય છે. હિંદમાં રાજકિય અસ્થિરતા હોય તો તેની આંતરિક બાબતોમાં દખલગીરી કરવાની લાલચ બહારના દેશોને જરૂર થાય. તેની મધ્યસ્થ અને સર્વોચ્ચ અધિકારતંત્રની રાજકારભારમાં નિર્બળતાથી તેના સાર્વભૌમત્વ અને પ્રાદેશિક અખંડતાપર પેશકદમીની લાલચ થાય. હિંદી દેશભક્તોએ એક હાથપર સ્પેન અને ચીન અને બીજા હાથ પર રશીઆના દાખલા પોતાના ધ્યાનમાં રાખવા જોઇએ, અને સમજી લેવું જોઇએ કે હરકોઇ સંજોગો કે પરિસ્થિતિમાં હિંદે પોતાની આંતરિક બાબતો અને રાષ્ટ્રિય પ્રશ્નોમાં કોઇ પણ જાતની બહારની દખલગીરી કે દરમ્યાનગીરી સંભાળી કે ચલાવી લેવી જોઇએ નહિ. આ કેન્દ્રસ્થ સિદ્ધાંતનું ઉલ્લંઘન કરનાર કોઈ પણ હિંદીને રાષ્ટ્રદ્રોહી તરીકે ગણવો જોઇએ. પણ આનો એ અર્થ ન થાય કે હિંદને મિત્રો, સંધીઓ કે સંબંધો હોય જ નહિ. તેને રાષ્ટ્રિયમિત્રો છે ચીન, ઇરાન, અરબસ્તાન–જેમણે પુરાતન કાળથી પૂર્વમાં ઉતરી આવેલી સાંસ્કારિક સંવાદિતા માટે અરસપરસના સહવાસથી જ્ઞાન અને પ્રેરણાં મેળવ્યાં છે. તે જમાનાઓથી તેના મિત્રો છે. હિંદી મહાસાગરથી ધોવાતા દરેક દેશો અને ખાસ કરીને સીયામ, જાવા, સુમાત્રા, અરબસ્તાન અને મિસર સાથે તેના વેપારી સંબંધો વિસ્તરતા હતા. હિમાલય અને હિંદુકુશ એના દુર્ભેદ્ય કાંગરા અને સૈકાઓથી નેપાલ તેનો શાંતિમય મિત્ર છે. અફઘાનિસ્તાનનો ઇતિહાસ ઉથલપાથલોથી ભરેલો છે. ગાંધારદેશ તરીકે તે મગધરાજ્યનો પણ ભાગ હતો. પોતાનાં ધાડાંઓ સાથે આવી દિલ્હીમાં રાજ્ય કરનારા મુસ્લીમ પાદશાહો અફઘાનિસ્તાનનો પૈતૃક વારસો ભૂલી ગયા નહોતા. મોગલોના વખતમાં અફઘાનિસ્તાન એક પ્રાંત હતો, અને બંડ ઉડાવનારા સ્થાનિક મુસ્લિમ સૂબેદારોને તાબે કરવા અને સજા કરવા માટે હિંદુ રાજપૂત રાજાઓની સરદારી નીચે દિલ્હીના શહેનશાહો વારંવાર સેનાઓ મોકલતા. અફઘાનિસ્તાનને સંયુક્ત અને શક્તિશાળી હિંદના શત્રુ થવાનું પોષાય નહિ.

તેણે નેપાળ, બર્મા અને સિલોન પ્રમાણે હિંદના નિકટતમ મિત્ર થવું જ પડે. ખરૂં જોતાં ઈરાન, અફઘાનિસ્તાન, નેપાળ, બર્મા અને સિલોન એ હિંદને કેન્દ્રસ્થ રાખીને વ્યૂહ એકત્ર રચે છે, કારણ કે પરદેશી સ્વારી કે રાજકિય કે આર્થિક પેશકદમી સામે દરેકની સલામતીમાં તેઓને પરસ્પરનો અને નિકટનો સ્વાર્થ છે. પણ હિંદ અને આ બધા દેશોની સલામતીના ખરા આધાર બિંદુઓ તો એડન અને સિંગાપુર છે. સ્વતંત્ર હિંદે સિંગાપુર અને એડન પર અંકુશ રાખવો જોઇએ, અને સીયામ, મસાલાના ટાપુઓ, ઈરાક અને અરબસ્તાનને પોતાના ' સલામતીના વર્તુલ 'માં ગણવા જોઇએ. પણ જેમ હિંદના ઇતિહાસનો વિકાસ થતો જાય તેમ તેના નાણાંકિય, રાજકિય, અને આંતરરાષ્ટ્રિય બાબતોમાં મોટામાં મોટા મિત્રો તરીકે બ્રિટન અને રશીઆ હશે. બે દેશો જોડેના હિંદના સંબંધો દરેક હિંદી રાજનીતિજ્ઞ અને દેશભક્તની વધુમાં વધુ દરકારનો વિષય હોવો જોઇએ. આ બન્ને દેશોના રાજકિય બંધારણ અને સામાજિક પ્રયાસો સ્પષ્ટપણે વિરોધી છે, પણ બંનેને હિંદમાં જીવસટોસટ સ્વાર્થ છે, અને હિંદની પરદેશનીતિનો પાયો બન્ને સાથે મૈત્રિ, વ્યાપાર, કરારો અને સંધી પર રચાવો જોઇએ. એ એકજ માર્ગે હિંદ પોતાની સમતૂલા મેળવી શકે, અને કોઈ પણ જાતના ઉત્પાત વિના એશિયામાં આંતરિક શાંતિ અને સૂલેહ જાળવી શકે. આ સૂચનામાં અવ્યવહારૂ કાંઈ નથી. વીસ વર્ષના રૂસણાં પછી બ્રિટને ' પેશકદમી વગરના સમાધાન 'ની પોતાની નીતિમાં સોવિયેટ રશીઆનાં સહાય અને સહકાર મેળવવાનું જરૂરનું માન્યું છે. હિંદને માટે સોવિયેટ રશીઆનો ટેકો જરૂરનો છે; કારણ કે બ્રિટન બહુ દૂર છે, અને તેના નાવિક અને હવાઈ વ્યવહારો તૂટી પણ જાય; પણ હિંદની સાર્વભૌમતા, સલામતી અને સ્વાતંત્ર્ય માટે રશિયા મદદ કરવાનું છે એ હકીકત જ દરેક હુમલાખોર કે સ્વારી કરનારને દૂર રાખશે. સોવિયેટ રશીઆની શક્તિ અને સાધનો અમર્યાદ છે, અને એક જ સાર્વભૌમત્વ નીચે આવેલા અખંડ વિસ્તારમાં એકત્રિત છે. બ્રિટનની સ્થિતિ હવાઈ

શક્તિને લીધે અલગ પડી જાય એવી છે. જો કે બન્નેનાં અર્થતંત્ર અને રાજતંત્ર પરસ્પર વિરોધી છે, છતાં બંનેને વિશ્વવ્યાપી મહત્વ અને અસરકારકતા છે. બ્રિટનના પરાજયથી એ માત્ર લોકશાહીનો જ પરાજય નહિ પણ આફ્રિકા અને ઑસ્ટ્રેલિયાની ગુલામી ઉપસ્થિત થાય. રશીઆનો પરાજય તે માત્ર નવા સામાજિક અને રાજકિય અખતરાની નિષ્ફળતા જ નહિ પણ માણસખાઉ પશુ જ્યાં મૂડીવાદી અર્થતંત્રની નાગચૂડમાંથી મુક્તિ મેળવવાની માનવતાની આશાનું અવસાન હશે. જગતના બળોની સમતૂલા માટે બંનેનું અસ્તિત્વ આવશ્યક છે. આ સમતૂલામાં હિંદ માટે મુકરર સ્થળ છે, અને બ્રિટિશ અને સોવિયેટતૂલા વચ્ચેના તોલનદંડ તરીકે હિંદને સ્થાપવાની ગ્રામવેદને આકાંક્ષા છે.

બંને દેશો હિંદના ખરા મિત્રો અને સલામત સહયોગીઓ બની શકે. સોવિયેટ રશીઆને પરદેશી મુલક તો તસુ પણ જોઇતો નથી. બ્રિટન પાસે પૂરતું છે, અને વધારે જીરવી શકાય એમ નથી. બન્ને પોતપોતાની સરહદોમાં પોતાની સંસ્થાઓ અને અર્થતંત્રની જાળવણી અને વિકાસ વાંચ્છે છે. ટ્રોટસ્કીના પતન અને સ્ટેલીનતંત્રની સ્થીરતા પછી સમાજ સામ્યવાદ આક્રમણશાળી રહ્યો નથી. બ્રિટન પોતાના મૂડીવાદી રાજતંત્રમાં સમાજવાદી ધોરણો સ્વીકારતું જાય છે, અને તેના સંઘતંત્રમાં ઑસ્ટ્રેલિયા અને ન્યુઝીલેન્ડ સૌથી સમાજવાદી સંસ્થાનો છે. આટલા માટે પોતાનું ભાવિ નિર્ણિત કરવામાં હિંદે બ્રિટન અને સોવિયેટ રશીઆના ઉત્તમોત્તમ અંશો સ્વીકારવા જોઇએ અને ગ્રામવેદ બન્નેમાં જે કાંઈ સુંદર અને પ્રગતિશીલ, સિદ્ધિપ્રદ અને વેગશીલ છે તે બધાનો સંપૂર્ણતમ સમન્વય છે. તેટલા માટે ગ્રામવેદ ઇચ્છે છે કે, હિંદ, બ્રિટન અને સોવિયેટ રશીઆને પોતાના શ્રેષ્ટ મિત્રો અને સહયોગીઓ તરીકે મેળવવા જોઇએ.

### ૩. ગ્રામવેદ અને બ્રિટન

બ્રિટન પરત્વેની ગ્રામવેદની સ્થિતિ અને સંબંધો સ્પષ્ટ કર

એ જરૂરનું છે. ગ્રામવેદ, ગ્રામવેદી, સમન્વય અને ગ્રામવેદી સિદ્ધિઓ પરત્વે બ્રિટન કેવું વલણ લે છે તેના પર આનો આધાર રહેશે.

હિંદ સંયુક્ત પ્રજા અને સત્તાશાળી મધ્યસ્થ અધિકાર સાથે બળવાન સ્વરાજ્યતંત્રમાં વિકાસ પામે એવું બ્રિટન જો ખરેખર ઇચ્છતું હોય–સાર્વભૌમત્વનો અધિકાર જે હિંદનો જન્મસિદ્ધ હક્ક છે તે બ્રિટન હિંદને આપવા જો તૈયાર હોય; અને અટકાયત, અડચણ, ડખલગીરી કે અવ્યવસ્થા વગર હિંદના દેશભક્તો અને કિસાનો પોતાનું સામાજિક–આર્થિકતંત્ર સ્થાપવા અને રાજ્યબંધારણ રચવા દેવા બ્રિટન તત્પર હોય તો ગ્રામવેદ બાબત તેને ચિંતા કરવા જેવું કાંઇ નથી. જો બ્રિટન પોતાની ઇચ્છા કે હિતો હિંદ પર લાદવા ન માગતું હોય તો છૂટા પડવા કે ઝઘડા કરવાનું કાંઈ પણ કારણ નથી. આમ છતાં જો બ્રિટન હિંદના સંપૂર્ણ સ્વવહીવટ માટે સૈકાનો ખ્યાલ રાખતું હોય તો તેણે સમજી લેવું જોઇએ કે હિંદ દશકામાં પૂર્ણસ્વતંત્રતાનો ખ્યાલ સેવે છે. ગ્રામવેદ આ આકાંક્ષા પૂર્ણ કરવા માગે છે.

ગ્રામવેદ વ્યવહારદક્ષ છે અને બ્રિટન સાથે ઓછામાં ઓછી અથડામણ કરીને રાજકિય–આર્થિકતંત્ર વિકસાવવા માગે છે.

જ્યોર્જીઅન અને વિક્ટોરિયન યુગમાં બ્રિટનના રાજકર્તાવર્ગમાં જે ડહાપણ અને દીર્ઘદષ્ટિ હતાં, તે જો અત્યારે હયાત હશે તો હિંદનું આંતરિક વહીવટ અને બંધારણ કેવાં છે તેની તે પરવા નહિ કરે, અને આર્થિક પુનર્રચના અને સામાજિક તંત્રમાંનાં ફેરફારોમાં દરમ્યાનગીરી કરવાનો તે દાવો કરી શકે પણ નહિ. પોતાના સમાજ અને રાજવહીવટનું રૂપ નક્કી કરવાનું કામ હિંદના ગ્રામસમુદાયનું છે, અને એ ગ્રામસમુદાય ગામડામાં રહે છે. રાજતંત્ર, રાજવહીવટ, પુનર્રચના અને રક્ષણ માટે હિંદમાં પોતાનો સર્વોપરી અને સાર્વભૌમ અધિકાર સ્થાપવાનો ગામડાઓનો દાવો કુદરતી અને અપ્રતિવાર્ય છે.

જગતના રાજકારણમાં આત્મનિર્ણયનો આ સિદ્ધાંત બ્રિટને સ્વીકાર્યો અને જાહેર કર્યો છે, અને જો હિંદમાંની પોતાની હકુમત જાળવવા માટે એ સિદ્ધાંતની તે ઉપેક્ષા કરે તો બ્રિટન સાથેનો સંબંધ પૂરેપૂરો તોડવાનો જ માર્ગ હિંદ માટે રહેશે. એમ કલ્પી શકાય કે પોતે જેમ અમેરિકા ગુમાવ્યું તેમ હિંદને ગુમાવવાની ભૂલ બ્રિટન નહિ કરે, અને જેવું વલણ, કેનેડા, ઓસ્ટ્રેલિયા, દક્ષિણ આફ્રિકા અને આયર્લેંડ તરફ દાખવ્યું છે તેવું હિંદ તરફ દાખવશે. એમ છતાં એવી દલીલ કરવામાં આવે છે કે હિંદ પરની હકુમતને લીધે જ બ્રિટન વિશ્વસત્તા તરીકે છે. અને તેથી હિંદ બ્રિટનનું આર્થિક અને લશ્કરી પૂરવઠાનું ક્ષેત્ર મટી જાય એવી કોઈપણ આઝાદી હિંદને તે મેળવવા દેશે નહિ. આ સાચું છે, પણ જો બ્રિટન, ફ્રાંસ (જેની સાથે તેણે સંયુક્તતંત્રની કલ્પના એવી હતી) અને કદાચ રશિયા સાથે તેમના સાધનોને લીધે સંધિમિત્રો તરીકે સંબંધ બાંધે, તો સાધનસંપન્ન હિંદને પણ તે **સ્વતંત્ર સંધિમિત્ર** તરીકે સ્વીકારી શકે. પણ જો બ્રિટન પોતાના સત્તા, વિસ્તાર અને જગત હકુમત માટે હિંદને સાધન કે હથિયાર બનાવવા માંગતું હોય તો એવી ઓપ ચડાવેલી ગુલામીમાં હિંદીઓ કદી સાથ આપશે નહિ.

બ્રિટન સાથેના પોતાના સંબંધોમાં દબડામણી કે દબામણી નહિ પણ ક્રિયા સ્વાતંત્ર અને ઐચ્છિક સહકાર એ જ હિંદની બધી નીતિનો પાયો છે. પરદેશી નીતિ અને સંબંધોમાં ઉપયોગિતા અને આવશ્યકતા એ બે જ નિર્ણયાત્મક તત્ત્વો હોવાં જોઇએ. પણ જો બ્રિટન કુશળ વાક્છળ, મોકુફીઓ અને બહાનાંઓથી વખત બગાડશે અને દેશના હિતમાં વિઘ્ન નાખશે તો હિંદ બ્રિટનના હિત અને કલ્યાણ તરફ ઉદાસિન છે એવી તેને ખબર પડશે. બ્રિટન ગ્રામવેદનો માર્ગ સરળ કરે, અને એ રીતે હિંદ અને તેના ગામડા અને શહેરોના આમવર્ગ અને મધ્યવર્ગની બ્રિટિશ હિત પરત્વે કાયમની શુભેચ્છા અને સહાનુભૂતિ મેળવે. પણ જો આંતરિક વહીવટ અને પુનર્રચના

તેમજ દેશાંતર સંબંધોની બાબતમાં બ્રિટન પોતાની સર્વોપરિતા અને વાલીપણું ચાલુ રાખવાની આકાંક્ષા રાખતું હોય, તો અસંતુષ્ટ અને બંડખોરીની હદ સુધી વિરોધ કરતા હિંદનો તેને અનુભવ કરવો પડશે. એ જ વખતે, બ્રિટન તરફના હિંદના અસંતોષથી લાભ ખાટવાની ઉમેદ રાખતા કે હિંદનાં આંતરવહીવટમાં દખલગીરી અને કાવતરા માટે અનુકૂળતા મેળવવા હિંદમાંની આંતરિક સ્થિતિનો ગેરલાભ ઉઠાવવા ઇચ્છતા બીજા દેશોને પણ સંપૂર્ણ ભ્રમનિરાશા અને હતાશા સાથે માલમ પડશે કે ગમે તે દિવસે ગમે તે સંજોગોમાં પણ કોઈ-પણ પ્રકારની પરદેશી મદદ વિના જ હિંદ બ્રિટન સાથેના પોતાના સવાલનો નિકાલ લાવવાનું પસંદ કરશે. હકુમત અને ગુલામીની ફેર-બદલીનો જ જો સવાલ હોય તો હિંદ બીજા કોઈપણ પરદેશીને સાંખશે નહિ, પણ બ્રિટનને અને તેના સ્થિતિચૂસ્ત ઉદ્દામવાદને પસંદગી આપશે. અને તેનું સાદું કારણ એટલું જ છે કે બસો ઉપરાંત વર્ષોના સંબંધો અને આમનસામન હિતોને લીધે બ્રિટનને હિંદી બાબતો જોડે ખરી સહાનુભૂતિ હોઈ શકે, જ્યારે જાપાન, જર્મની કે ઇટાલી જેવા બીજા કોઈ દેશને હિંદમાં તો વરૂને પોતાના ભક્ષ્યમાં જેવો રસ હોય તેવોજ રસ હોઈ શકે. બ્રિટન પરત્વે ગ્રામવેદનું આ દૃષ્ટિબિંદુ છે.

આમ છતાં હિંદ અને બ્રિટનના આ આખરી સંબંધો તે સમયના સંજોગો અનુસાર ભવિષ્યની બાંધછોડનો વિષય હોઈ શકે. એમ છતાં એટલું તો નિર્વિવાદ છે કે એક સાર્વભૌમ સત્તા અને બ્રિટનના મિત્ર તરીકે હિંદમુક્ત પ્રજાઓના આ સંયુક્તતંત્રનો સૌથી મહાન શક્તિશાળી સભ્ય બને; પણ તો એ સંયુક્તતંત્ર સામાન્ય ભય સામે અને સામાન્ય હેતુ માટે વેપાર અને રક્ષણની સમાન ભાગીદારીવાળું હિંદી-બ્રિટિશ લોકતંત્રનું નવું રૂપ ધારણ કરે. હિંદના સ્વાતંત્ર્યના અણુ માત્રનો ભોગ આપ્યા વગર આ રીતે તેનું હિત જળવાશે, એવી શ્રદ્ધાથી ગ્રામવેદ આવા આખરી પરિણામનો ખ્યાલ કરી શકે છે.

આવા લોકતંત્રમાં અને તેની સભાઓ, બંધારણ અને કાર્યોમાં હિંદ આવી આગળ પડતી પદવી, સત્તા, લાગવગ, અધિકાર અને અખત્યાર ધરાવે એ તંત્રના બ્રિટન અને બીજા સભ્યોએ સ્વીકારવા તૈયાર થવું જોઇએ.

જો આ વિકાસનો વિરોધ કે અવરોધ થાય તો બ્રિટિશ રાજ-સત્તા કે હરકોઈ હિંદી રાજસત્તાની હરેક પ્રકારની ચાલબાજી કે ત્રાસ-નીતિ છતાંએ ગ્રામવેદ પોતાની ધ્યેયસિદ્ધિ માટે આગળ વધશે.

પોતાના બંધારણ અને વિજયને માટે ગ્રામવેદે નીચેનાં હથિ-યારો પસંદ કર્યા છેઃ–શાંતિમય તૈયારીઓ, સંપૂર્ણ વ્યવસ્થીકરણ, સંભાળથી સુરક્ષિત કરેલી ક્રિયાઓ, વિચારપૂર્ણ યોજના અને સમૂહ-ગતકાર્ય, સૈનિક તરીકે અને નેતા તરીકે કામગીરી, એકહથ્થુ દોરવણી અને એકધારી કાર્યનીતિ, કાર્યના અમલમાં પ્રાદેશિક સ્વવહીવટ અને કટોકટીની વખતે સ્વાવલંબી આરંભ; અભિપ્રાય, લાગણી, અને ક્રિયામાં સમુદાયિક વેગ; વ્યવસ્થાની કડક જાળવણી; ધારાસભાઓ, સ્થાનિક સંસ્થાઓ, અધિકાર અને લાગવગવાળી પદવીઓ, સંસ્થાઓ અને સ્થળોમાં પગપેસારો; હિંદના ગ્રામ લોકસત્તાત્મકતંત્રોના સાર્વભૌમ પ્રજાતંત્રની જાહેરાત માટે રાજતંત્રનો વ્યવસ્થિત કબજો અને રાજ-ક્યિ સત્તાની જમાવટ;–પાર્લામેન્ટરી ચળવળ, સીધી ચળવળ, અને સામુદાયિક ચળવળ–એટલે અહિંસક અવરોધ અને રાજ્ય અને રાજ્ય-તંત્ર અને તેની કામગીરીનો ઉત્પાતહીન અંગીકારઃ–વગેરે રીતો બ્રિટિશ પ્રતિકૂળતા જો અનિવાર્ય બનાવે તો ગ્રામવેદ પોતાની સંપૂર્ણ સિદ્ધિ માટે અખત્યાર કરવા અને અમલમાં મૂકવા માગે છે.

શાંતિભર્યો સત્તાપલટો અને સર્વોપરિતાનો અંગીકાર ગામડા-ઓને કરવા દેવો કે ગ્રામવેદને પરાજય આપી પ્રલયકારી ક્રાંતિના કરૂણ પરિણામોનું જોખમ વહોરવું એ બ્રિટનની પસંદગીની વાત છે, ગ્રામવેદ એ સર્જક ક્રાંતિ છે. તે હિંદની પ્રજાઓના પ્રાણ, જીવન,

વિચાર અને કર્મનું ખરૂં, એકાગ્ર, વેગવાન, રચનાત્મક નવું વ્યવસ્થીકરણ અને હિંદની રાજનીતિ, સમાજ અને તંત્રની પુનર્રચના છે. એનાથી બીજો માર્ગ હિંદી ભૂમિપર રશીઅન ક્રાંતિનો પુનર્જન્મ છે, અને તેમાં બ્રિટન, ઠાકોરો, જમીનદારો, અને મૂડીદારોની મરણપોક છે.

મુક્તિ અને સગવડવાળા, આબરૂદાર જીવન માટે મથતા, પોતાના પુનરૂદ્ધાર, નવસર્જન અને નવજીવન માટે રાજકિય સત્તા, એ એકજ સાધન છે એવું સમજતા, અને ગામડા અને કિસાનોના ગ્રામલોકતંત્ર તરીકે પોતાનું સાર્વભૌમત્વ સાધવા પ્રયત્ન કરતા લાખ્ખો આમસમુદાય, અને હાલની મૂડીદાર, જમીનદાર, બ્રિટિશ હકુમત અને શોષણનીતિ વચ્ચે પૂલ બાંધવા ગ્રામવેદ આકાંક્ષા સેવે છે. ગ્રામવેદ અંતરાયો સાંખશે નહિ, પરાજય સ્વીકારશે નહિ. ગ્રામવેદે હિંદ માટે આ સમન્વય અને તેનો માર્ગ પસંદ કર્યો છે. પણ માનવતાની સંસ્કારિતા, સંપન્નતા, ગૌરવ અને ખાનદાની જાળવવી એ એનું તત્ત્વ છે. અને ગ્રામવેદને આખરી પસંદગી જ જો કરવી પડશે તો મૂડીવાદના નિરર્થક અને વરવા માર્ગ કરતાં સોવિયેટનો માર્ગ તે પસંદ કરશે.

## ૪ ગ્રામવેદ અને એશિયા અને દુનિયા

ગ્રામવેદને તત્વતઃ હિંદ માટે મહાકાર્ય છે, પણ તેને આંતરરાષ્ટ્રિય સંદેશો પણ આપવાનો છે. બર્મા, ચીન, તિબેટ, ઇરાન અને અરબસ્તાનમાં ઉભરાતા ખેતી, વનદ્રવ્યો અને ખનિજો સાથે એશિયા કાચા દ્રવ્યો ઉત્પન્ન કરનારો ખંડ છે, અને હિંદ તેનું પ્રતીક છે. આ બધા દેશો ઔદ્યોગીકરણને સીમાડે ઊભા છે. યુરોપની ઔદ્યોગિક પદ્ધતિના શાપો હજી એશિયામાં સ્થિર થયા નથી. એટલા માટેજ નાણાવટી અને ઉદ્યોગપતિની ધનવૃદ્ધિ માટે જનસમુદાયનાં શ્રમ અને બુદ્ધિનાં ચૂસણને બદલે, રાષ્ટ્રિય આબાદી અને સમગ્ર સમાજનું સામુદાયિક હિત સાધવાના હેતુથી

નાણાં, દોરવણી, વહીવટીશક્તિ, વૈજ્ઞાનિક ચાતુર્ય અને કામદારોના શ્રમની ભાગીદારીના સિદ્ધાંત પર રચાયેલી ઔદ્યોગિકપદ્ધતિ સ્થાપીને હિંદ એક દાખલો બેસાડી શકે છે. સમગ્ર એશિયા નાના અને મોટા ગામડાંઓમાં જ વસે છે, અને ચીન કે ટિબેટ કે ઈરાન કે અફઘાનિ-સ્તાન કે અરબસ્થાન દરેક દેશની આબાદી અને સત્તા ગામડાની જાગૃતિ, દક્ષતા, સુસજ્જતા અને સંપન્નતાના ગ્રામવેદી પાયા પર જ સાધી શકાય. ગામડાઓની સમૂહગત સત્તા અને સંપત્તિ જ દેશની કુલસત્તા અને સમૃદ્ધિ છે. આખા એશિયાભરમાં સામાજિક તંત્ર અને આર્થિકબંધારણની નવરચના અને સમગ્ર રાષ્ટ્રિય સંસ્થાની પુનર્રચના એ તાત્કાળિક અને સર્વોપરી આવશ્યક્તા છે.

ગ્રામવેદને રાજાઓ કે રાજકર્તા જોડે ઝઘડા નથી; તે સ્વવહીવટી ગામડાના પાયા પર સ્થપાયેલા અને ગ્રામસંઘે ચૂંટી મધ્યસ્થ ધારાસભા અને કારોબારીના શિરોબિંદુવાળા રાજતંત્રમાં ગામડાંઓની અને ગામડાંઓ વડે રચાયેલી હકુમત અને પોતપોતાના સ્થળ અને પ્રદેશમાંના લોકોનો પોતાનો સીધો વહીવટ, ગામડાંઓ અને લોકો ઉપરના હકુમત અને વહીવટને સ્થાને સ્થાપવા માગે છે. બુદ્ધિજીવી, શ્રમજીવી, વૈજ્ઞાનિક, કિસાનો, અમીરવર્ગ, રાજકર્તાવર્ગ અને ધનિકો એ દરેક વર્ગ પાસે તેમના રાજ્ય અને સમાજ માટે સેવા અને ત્યાગની માંગણી કરીને રાજતંત્રની ઇમારતમાં એ દરેક વર્ગની ભાગીદારી સાધવા ગ્રામવેદ મુરાદ રાખે છે. રાષ્ટ્રિય અનુકૂળતા માટે યોગ્ય ફેરફાર સાથે ગ્રામવેદી સમન્વય એશિયાના બધા દેશોને ચોક્કસ લાગુ પાડી શકાય એમ છે. તેથી એશિયાના સંવાદીકરણ માટે મથતા દરેક માટે દરેક એશિયાટિક દેશમાં ગ્રામવેદ વિકસાવવા અને સાધવાને સ્પષ્ટ સંદેશો છે.

એનું મહત્વ આથી યે વધારે છે; કારણ કે પ્રજાઓની સમાન-તાનો વ્યવહારિક અમલ, નિર્બળનું સબળાથી થતા પોષણની

અટકાયત, શોષકવર્ગોના હાથમાંથી સત્તાના સાધનોની છીનવટ, અને ઉચ્ચતર જીવનાં સાંસ્કારિક વિકાસ, સામાજિક ગૌરવ, રાજકિય હકુમત અને સમતાભરી અર્થવ્યવસ્થાના પોતાના ન્યાયી અધિકારો માટે ખેતરો, કારખાનાં, દુકાનો, વેપારો અને હસ્તઉદ્યોગોમાં કામ કરનારા શ્રમજીવીઓ મારફત સત્તાનો અંગીકાર—આ લક્ષ્યોવાળો ગ્રામવેદ માનવતા માટેનો એક સિદ્ધાંત છે. એના પડઘા આફ્રિકાના જંગલોમાં યે પડે, અને ત્યાં મુક્તિ અને સત્તાનો એનો સંદેશ નવું દર્શન પામે. એની અસર વિશ્વવ્યાપી થશે. અને તે બ્રિટન સ્વાયત્ત સંસ્થાનોની આંતરિકનીતિ અને અર્થતંત્ર પર પણ અસર કરે; કારણ કે યુનાઇટેડ સ્ટેટસ અને ગ્રેટબ્રિટને કટોકટીના પ્રસંગે રાષ્ટ્રિય અનિવાર્યતા તરીકે અમલમાં મૂકયો હતો તેને ગ્રામવેદ પોતાના અર્થતંત્રના કાબૂમાં કાયમના સિદ્ધાંત તરીકે સ્વીકારે છે, અને રાજકિય અને આર્થિક સલામતીના સિદ્ધાંતને રાજતંત્રના હક્કના આ સિદ્ધાંતને વિસ્તૃત કરીને રાજકિય અને સામાજિક—આર્થિક તંત્રને નિર્ણિત કરવાના, તેમજ રાજતંત્ર, વહીવટ, આર્થિક નીતિઓ, નફા, સત્તા અને પુનર્રચનાની બાબતો અને લાભોમાં ભાગીદાર બનવાના કામદારના હક્કના સિદ્ધાંતમાં ફેરવે છે. સમસ્વામિત્વ, સામાજિક સંવાદિતા, આર્થિક સમતા, અને આંતરરાષ્ટ્રિય માપતૂલનો ગ્રામવેદી સિદ્ધાંત વિશ્વવ્યાપી સંપ્રદાય છે, અને દેશની જરૂરીઆત, સાંસ્કારિક કે જાતિય સર્વોપરિતા અને હકુમતના ઓઠા નીચે નાણાંવટીઓની ધન-વૃદ્ધિ માટે પ્રજાઓની ગુલામગીરી અને તાબેદારીની વાસના અને માન્યતાઓવાળાં જાતિય અહંતા, રાજસન્માન ઘોષણા અને રાષ્ટ્રિય શાહીવાદના અંધકારમાંથી માનવ સંયોગ, મુક્તિ અને ઉર્ધ્વગમનના નવપ્રભાત માટે પ્રયત્ન અને શ્રમ કરવાને જગતના ઉત્તમોત્તમ આત્માઓને તેમાં આગ્રહ છે. જોરતલબીને સ્થાને સહકાર અને શોષણને સ્થાને ન્યાયમય વિનિમયનો સિદ્ધાંત સ્પષ્ટ કરીને દરેક પ્રકારના આક્રમણ અને શાહીવાદ સામે તે જેહાદ પોકારે છે, અને શ્રમજીવી પરની સ્થાપિત

હિતોની સત્તાને બદલે શ્રમજીવીની સત્તાની એની મૂળભૂત નીતિ આર્થિક અને સામાજિક પુનર્રચનામાં ઉચ્છેદને સ્થાને સમાવેશની પસંદગી કરી શોષણનીતિ અને પરહકુમત સામે યુદ્ધ જાહેર કરે છે.

ગ્રામવેદ નાણાંકિય આપખૂદોને આર્થિક લોકતંત્રમાં લોકોની ભાગીદારી સ્વીકારવાની કે આખરે હેઠા પડી શ્રમજીવીની સરમુખત્યારી નીચે કચડાઈ જવાની છેવટની પસંદગી આપે છે. હિંદમાં જન્મેલા અને હિંદને પુનર્જન્મ આપનાર ગ્રામવેદને આ રીતે વધારે ઉન્નત હેતુ છે; અને તે માનવસ્વાતંત્ર્ય, આંતરરાષ્ટ્રિય સંવાદિતા, ન્યાય-વ્યવસ્થા અને શાંતિના પ્રિય આદર્શો માટે જીવન સમર્પનારા કરોડોનાં હાડકાં ચૂસતા, અને સ્વાતંત્ર્ય, લોકશાહી અને આઝાદીના મૃત્યુ પર રાચતા પિશાચો માફક વર્તવાને આતુર વિશ્વસામ્રાજ્યલોભ અને મત્ત અહંકારની પશુતાથી માનવતાનું રક્ષણ કરી વિશ્વને આર્થિક અરાજ-કતા અને આંતરરાષ્ટ્રિય વિકારોમાંથી બચાવવાના હેતુથી સમસ્વામીત્વ (દેશ અને સમાજના સર્વ સાધારણ હિતમાં હક્કો અને જવાબદારીઓ, ફરજો અને સેવાઓ, ફાળા અને ત્યાગમાં સમભાગીત્વ અને સમસ્ત હિતના સમુદાયીકરણ)—ની પ્રથાની વકીલાત કરીને, ઉમરાવદિલી અને દિલાવરીના માનવઆદર્શો, અને સૌંદર્ય અને સંવાદિતાના પ્રેમ અને સત્યના આધ્યાત્મિક આદર્શો ફરીથી ઉદ્ધારવા માગે છે, અને લાખ્ખો શ્રમજીવી સમુદાયની નૈતિક, આર્થિક અને રાજકિય શક્તિ અને સત્તાની પુનર્રચનાથી તેમનું ખરૂં કલ્યાણ સાધવામાં રહેલી રાજ્યની મહત્તાને ફરીથી સ્થાપવાની સેવામાં અને માનવજાતની સેવામાં સમાયેલી જ્ઞાનની કીર્તિને ફરીથી સ્થાપવા માગે છે. ગ્રામવેદનો આ ભાવ અને કર્તવ્ય છે. ગ્રામવેદનો જય હો.



# ભાગ—૭

## મારી અપીલ

**પરદેશી** હકુમતની પરાધીનતાની સર્વદેશી ગુલામીમાં સબડતાં મારા બાંધવો, રાજ્યવંશોના કીર્તિવિસ્તાર અને મૂડીદારની ધનવૃદ્ધિ, અને અમલદારી સત્તાની સ્થીરતાને પોષવાને સૈકાંઓથી પોતાનાં ખમીર અને લોહીનું શોષણ સાંખનારાઓ, ખેતરો અને કારખાનાં, દુકાનો, પેઢીઓ અને કચેરીઓમાં પ્રાણનો નીચોડ રેડનારા, આ સર્વેને–તેમજ પરસેવે નીતરતા અને કાળી મજૂરી કરતા ગામડાં અને શહેરોનાં ગંદા આગારોના વાસીઓને–અને દરેક બુદ્ધિજીવીને વર્ગભ્રમ, મિથ્યાભિમાન અને જીવનકલહમાં ડૂબેલા વિશાળ નીચલા મધ્યમ-વર્ગને હું આગ્રહથી જણાવવા માગું છું કે ગ્રામવેદ તમારો જ સંદેશ, તમારૂં જીવનકાર્ય અને તમારૂં નવસર્જન છે. તેનાથી જ તમને નૂતન-પ્રાણ અને નૂતનબળ સાંપડશે, અને સંયોજીત મનોબળ, શક્તિ, શ્રદ્ધા અને ઇચ્છાશક્તિથી પરિણમતાં સાધન, ગૌરવ, સુખ અને સંસ્કાર દ્વારા સુસ્થીર અને સહકારપૂર્ણ જીવનયાત્રા સાંપડશે.

પ્રત્યેક વ્યક્તિને હું ગ્રામવેદની નૈતિક સર્વોપરિતા પર લક્ષ આપવા સૂચવું છું, કારણ કે તે પોતાની સત્તા, આર્થિકસમતા અને ભૌતિકન્યાય પર રચે છે, અને તે માટે મન અને હૃદયની ઉદારતા અને આત્માની એકતા પર ગ્રામવેદી સમન્વયની નવી યોજનાનો પાયો દૃઢ કરે છે; અને ખરેખરા લોકતંત્રમાં રાષ્ટ્રિયતા અને માનવતા, સામાજીક અને આર્થિક લોકશાહીના ઉદાત્ત હેતુઓ એ આ વ્યવસ્થાનું લક્ષ્ય છે.

હિંદની બધી પ્રજાઓને હું ગ્રામવેદ અને તેના સમન્વયની નૈતિક શક્તિ પરખવા આગ્રહ કરૂં છું, કારણ કે સહકારવાદ, સમૂહવાદ, સંઘવાદ અને દેહાતવાદના પાયા પર અને સહયોગવાદના આદર્શ પર રાજકિય અને સામાજીક–આર્થિક વિકાસ અને સિદ્ધિ માટે જીવન અને કાર્ય હોય એ એની ફિલસૂફી છે.

આપણાં ગામડાં અને કસબાઓમાં રહેતા તમામ લોકો સમક્ષ સ્વભાન, નવજન્મ, નવરચના અને પુનરૂદ્ધારના ક્રાંતિમય ચોકડાંવાળા ગ્રામવેદના આધ્યાત્મિક બળની હું ભારપૂર્વક રજુઆત કરૂં છું; કારણ કે બાહ્યતઃ લોકશાહીરૂપમાં ગોઠવાયેલી, પણ વ્યવહારમાં પોતાની સત્તા અને લાભ કાયમનાં થાય એવી રીતે યોજાયેલા બંધારણીય યંત્રવાળી પૌરવાદી અમીરશાહીની સુગુપ્ત હકુમતદ્વારા આત્માને અંધ અને દેહને ચેતનહીન કરે એવું જે ભયાનક શોષણ થાય છે, અને મૂડીવાદી તેમજ પુરોહીત સંઘ દ્વારા દેહ અને બુદ્ધિનો જે વિપર્યાસ થાય છે, તેમાંથી એ ચોકડાદ્વારા ગ્રામવેદ ગ્રામવર્ગને સ્વતંત્ર કરીને અજ્ઞાન, પ્રમાદ, જડતા અને ઝનુની મતાગ્રહથી મુક્ત કરવા માંગે છે; અને એવા આઝાદ ગ્રામવર્ગ માટે રાજતંત્રમાં ગ્રામસત્તા, સંસ્કારસજ્જતા, ભૌતિક સવલતો અને સામાજીક સમતાથી પ્રગટેલી નવી માનવતા અને નવશક્તિની પુંનઃપ્રતિષ્ઠા કરવા ઇચ્છે છે.

દરેક પુરૂષ અને સ્ત્રીને હું ખાત્રી આપું છું કે સાંસ્કારિક દૃષ્ટિએ ગ્રામવેદનું મૂલ્ય અજોડ છે, કારણ કે તેમાં ગૃહ અને કુટુંબની પુનિતતા, સ્ત્રીત્વની ઉચ્ચતા અને પવિત્રતા–દેશ, લોકકલ્યાણ કે કોઈ મહાકાર્ય માટે દેવાતાં આત્મબલિદાનની પૂજા, આચરણમાં ત્યાગ, સ્વમાન અને સત્ય, એ સર્વેનો સમાવેશ કરતી દિલાવરીનો આદર્શ છે; અને સાથે હિંદની પાંત્રીસ કરોડ ગ્રામજનતાનાં સમૃદ્ધિ, સજ્જતા, કુશળતા અને જ્ઞાનસંચાર માટે કેળવણી અને શસ્ત્રતાલીમ, શિક્ષણ અને તક, કામ અને વિરામ, શિસ્ત અને ક્રિયાનો સાર્વત્રિક પ્રચાર છે.

હિંદના આત્મા અને બળ જેવા બધા યુવાનોને અને આગામી સૈકાંઓ માટે મુક્તિ અને સામાજીક સિદ્ધિના મહામુલા વારસાના સુયોગ્ય પુરોગામી, ગ્રામવેદની નવી સત્તાના સ્તંભો, નવપ્રકાશના પ્રકાશવાહકો અને નવા જીવનના પ્રાણ અને આત્મા થવા સરજાયેલા બધા બાળકોને મારો કોલ છે કે ગ્રામવેદ એ તેના આદર્શો, વિશાળ હેતુઓ, સિદ્ધાંતો, કાર્યનીતિ, કાર્યક્રમો અને યોજનાઓવાળો તેનો સમન્વય સત્તાપ્રાપ્તિનો મહામાર્ગ રજુ કરે છે. તે માર્ગમાં અસીમ સાહસો અને ઉદ્રેકપૂર્ણ રોમાંચ અને કાર્યક્ષેત્રો છે; અને એમાં હિંદ અને તેની હિંદુ, મુસ્લીમ, સીખ, ખ્રિસ્તી દરેક પ્રજાએ નૂતન ભાગ્ય-નિર્માણ માટે સહસ્રો વર્ષનાં કુસંપ, વિચ્છેદ અને અધોગતિભર્યા ઘોર ભૂતકાળ સામે એક પેઢી સુધી મહાવિગ્રહ ખેલવાનો છે, જે દ્વારા આ પ્રજાઓ સંઘકાર્યથી એકાદ બે પેઢી માટે નહિ, પણ એક આખા યુગ માટે ન્યાયી સમાજરચના, સાચું લોકશાસન, રાષ્ટ્રિય સલામતી અને આબાદી, એશિયાટીક અભેદ્યતા અને સંગઠ્ઠન, આંતર-રાષ્ટ્રિય સહકાર અને સદ્‌ભાવ સાધશે; કારણ કે ગ્રામવેદની સિદ્ધિથી નવા યુગનો આરંભ અને નવા કલ્પનું મંડાણ થશે, જેમાં શોષણ અને જોરતલબીનાં લોભભર્યા શાહીવાદ અને મૂડીવાદની મનુષ્યભક્ષક લાલસાથી જગત અને માણસજાત મુક્ત બન્યાં હશે, અને તેમને સંવાદિતા, સમતુલા, ન્યાય, આબાદી, શાંતિ અને સંસ્કાર માટે, તેમજ સદ્‌ભાવ અને ઇમાનદારી પર રચાયેલી આંતરરાષ્ટ્રિય વ્યવસ્થા માટે હિંદ દોરવણી આપશે.

મિત્રો અને બાંધવો, હિંદના આત્માના અવાજને સાંભળો, લાખો ગામડાંમાંથી પવનની લહેરીપર લહેરાતા હિંદના પ્રાણના પોકારને સુણો, અને છેવટ માટે સમજી લો કે ગ્રામ અને ગ્રામવાસી–નાગરિક અને સૈનિક–હિંદમાં નૂતન હિંદનું નવસર્જન કરશે. સમજી લો, કે ગ્રામવેદી સંસ્થા સ્થાપવામાં અને ગ્રામવેદીતંત્ર સર્જવામાં ગ્રામવેદી સમન્વયને સર્વાંશે અમલમાં મૂકવામાં, તેમજ 'સોકોવીરેઇન'–દેહાતી

લોકતંત્રની સુદૃઢ અને બલિષ્ઠ રચનામાં હિંદ અને ગ્રામજનતાને તેમની સિદ્ધિ અને ભાવિ પ્રાપ્ત થશે. આ તમારો વારસો છે. આ સર્વોપરી સત્ય કદીયે ચૂકશો નહિ. ગ્રામસત્તા કે ગ્રામવેદી કલ્યાણક્રમથી દૂર રાખે એવા ભાગલાઓ કે આડે રસ્તે લઈ જતાં સાહસો સાંખશો નહિ, અને રાજકર્મી સત્તાઓ અને અમીરશાહીઓ કોઈપણ કોલથી કે પક્ષો અને સંસ્થાઓની કોઈપણ ખાત્રીથી ઠગાશો નહિ. શ્રદ્ધા, ધ્યેય, મનોભાવ, ફરમાંબરદારી અને શક્તિમાં એકતંત્ર અને કાર્ય માટે એકાગ્ર બનેલા એક સર્વાંગપૂર્ણ સૈન્યયંત્રમાફક ગ્રામકાર્ય-કરોએ પોતાના નેતાઓ સર્જવા અને સ્વતંત્ર નેતાગીરી સ્વીકારવી જોઈએ; અને ગ્રામવેદી કાર્ય માટે ગામડાંઓએ આ નેતાગીરી અને ઈમાનદારી સ્વીકારવી, સ્થાપવી, વ્યવસ્થિત કરવી, તેમજ તેને શક્તિ-શાળી, વેગવાન બનાવવી અને ટેકો આપવો જોઈએ.

એટલું તો સ્પષ્ટ સમજી લેવું જોઈએ કે પ્રજાપરિષદ કે લોકનિયુક્ત સભા કે ગમે તે નામે ઓળખાતા સાધન કે માર્ગે હિંદ માટે ગમે તે બંધારણી ચોકઠું રચવામાં આવે, કે હિંદપર તે ઠોકી બેસાડવામાં આવે તો પણ તે આખરી તંત્રરચના માટેનું એક પગથિયું છે. અને આખરીતંત્ર તો 'સોક્રોવીરેઈન' જ થશે, કારણ કે, હિંદના ગ્રામવર્ગે પસંદ કરેલું અને રચેલું, તેમજ પુનર્જીવિત, પુન-ર્વ્યવસ્થિત ગામડાઓએ પોતાની વ્યવસ્થિત સત્તાપ્રાપ્તિદ્વારા સ્થાપેલું 'સોક્રોવીરેઈન' એજ હિંદના રાજ્યવહીવટ માટેનું સર્વોપરિતા અને અધિકારના નૈસર્ગિક નિયમવાળું રાજતંત્ર થવું જોઈએ અને થશે.

આપણે ચેતી લેવું જોઈએ કે સામ્રાજ્યવાદી, સામંતવાદી, કોમ-વાદી કે સંસ્થાગત એ બધાંયે સ્થાપિતહિતો બહારના ગમે તેટલા તફાવત છતાંયે પ્રજાની અનુમતિના ઉપરછલ્લા દેખાવવાળું વહીવટી ચોકઠું હિંદ પર ઠોકી બેસાડવા ખૂબ ખૂબ આતુર છે, કારણ કે આ રીતે પાર્લામેંટવાદવાળા પાંગળા સુધારાવાદમાં પ્રજાના ગતિમાન

આવેગને ફૂંટાવી શકાય. આના પરિણામે સમાજપલટાની રાહ જોતા ફેબીઅનવાદની અને ઑસ્ટ્રીયા, હંગેરી, જર્મની, ઇટાલી અને ઝેકો-સ્લોવેકીઆમાં આમવર્ગને દગો દેનાર સમાજવાદી લોકશાહીના દેખાવની ગુંગળામણ ઉભી થાય. આનું ફળ એ થશે કે મૂડીવાદી હકુમત અને શોષણ નીચે રાજ્યની દાનશીલતાનો નિર્લજ્જ અખતરો કરવામાં આવશે, અને લોકશાહી સામ્રાજ્યવાદીને ઉપયોગી થઇ પડેલા ધીમા સામાજિક પ્રગતિવાદની સ્થાપના થશે. પણ પ્રજાનું રાજ્ય-પ્રજાતંત્રમાં આર્થિક લોકશાહી એવો એનો આનો અર્થ કદીએ થઇ શકે નહિ: જેવું પ્રજાતંત્ર હિંદમાં તો પ્રજાની ઇચ્છા અને અધિકારના ખરા પ્રતિનિધી અને સલામતી અને આબાદીના સ્થંભ જેવું **ગ્રામ-રાજ્ય–ગ્રામતંત્ર અને ગ્રામસત્તા જ હોઈ શકે.**

તેથી એ પૂરેપૂરું સમજી લેવું જોઇએ કે કોઇપણ પ્રકારની રાષ્ટ્રિય ચળવળ કે યુદ્ધને પરિણામે આવો કોઇ બંધારણી વિકાસ થાય તેની સાથે જ હિંદના ખરા આમવર્ગની સર્જક ક્રાંતિનું કાર્ય શરૂ થાય; અને તે માટે હિંદના ગ્રામસમુદાયે પોતાની શક્તિ અને બળ ઘડવાં અને ઉત્પન્ન કરવાનાં છે; અને **'સોકોવીરેઈન'**ની સ્થાપના અને ગ્રામવેદી સમન્વયની રચનાત્મક સિદ્ધિ સુધી ગામડાંઓનું ગ્રામવેદને લગતું ક્રાંતિમય કાર્ય ચાલુ રહે.

મિત્રો અને કાર્યકરો, ગામની અને ગ્રામસત્તાની પુનઃસ્થાપનામાં એકતાનું સત્વ છેઃ ઇમાન અને કાર્ય, જીવન અને આશા, હેતુ અને ગૌરવની સમાનતા, દરેક ગામડાં અને ગામડીઆ માટે એક જ છે, અને હિંદભરની દેહાતમાં સર્વત્ર પ્રસરેલી છે; માટે આવી એકતા દેશમાં સ્થાપવી હોય તો હિંદી પ્રજાતંત્રને ગ્રામલોકતંત્ર તરીકે રચવાથી જ તે સ્થાપી શકાય. **ગ્રામવેદ** જીવન અને હેતુઓની આ મૂળભૂત એકતાનું પુનર્દર્શન કરે છે, અને આ વિવાદરહિત અને અફર સત્યના પાયા ઉપર રાજ્યબંધારણ અને સામાજિક–આર્થિક વ્યવસ્થા

નિર્ભે છે. હિંદના પુનરુદ્ધાર માટે અને વિશ્વસત્તા તરીકે હિંદની પુનઃપ્રતિષ્ઠા માટે આ સત્ય સ્વીકારવું અને પ્રચારવું ઘટે છે.

ગ્રામજનો–હિંદભરમાંના મારા સાથીઓ ! હિંદના મિત્રો ! મારો અવાજ બંધ કરાય: મારી યોજના અને મારી કલમ રુંધવામાં આવે: પણ મારો સંદેશ–**ગ્રામવેદ** તમારી પાસે રહેશે જ.

મારું કાર્ય પૂરું થયું છે. પણ તમારું મહાન કર્તવ્ય બાકી છે; ગ્રામવેદ એ દરેક ગામ અને દરેક શહેરમાં દરેક વ્યક્તિ–નર કે નારી–તેનું–તમારું અંગત અને જાતે કરવાનું કાર્ય છે. ગ્રામવેદના સત્યમાંની મારી શ્રદ્ધા જ મારી આ માગણીને વાચા આપે છે. હિંદ અને તેની બધી પ્રજાઓની એકતા, શક્તિ, શ્રદ્ધા, અને સત્તાની જાહેરાત ગ્રામવેદ છે અને થશે ! આથી વધારે હું શું કહી શકું ? પણ ગ્રામ-વેદની સિદ્ધિ માટે હું જીવવા, મથવા અને મરવા માગું છું. હિંદ અને બધા પૌર્વાત્ય દેશોમાં–બધા ગામડાઓને–કિસાનો, કામદારો, શરાફો, નાગરિકો, અને સૈનિકોને–મારી આગ્રહભરી અભ્યર્થના છે કે ઉચ્ચતર માનવતા, સુસંવાદી સમાજપ્રથા, અને સુલેહ, સહકાર, વિનિમય અને સંસ્કારરક્ષણના કોલથી બંધાયેલા સામાજિક તંત્રોની શ્રેણીબદ્ધ સ્થાપના માટે મથવાને એક થાઓ, વ્યવસ્થિત બનો અને આગળ વધો.



**નોંધ**—વિશ્વની સ્ત્રીશક્તિને શ્રામવેદનું મહાકાર્ય સમજાવતો, વિશ્વના કામદારો અને બુદ્ધિધનોને ભાવિની નવવ્યવસ્થા માટેનો શ્રામવેદનો–સંયુક્તવવાદનો સંદેશ સુણાવતો, અને યુદ્ધપર દૃષ્ટિ કરતો આ નવો ભાગ પુસ્તક પૂરું થયા પછી શરૂ થયેલા મહાયુદ્ધને લીધે ઉમેરવામાં આવ્યો છે.

# ભાગ–૮

## વિગ્રહ, કામદારો અને સ્ત્રીઓ; અને આ મહાયુદ્ધ

**વિશ્વ** વેદનામાં ડૂબેલું છે. ૧૯૩૯ના સપ્ટેમ્બરમાં યુરોપમાં વિગ્રહ ભભૂકી ઊઠયો છે, અને એશિયામાં અને અમેરિકા તરફ એ વિસ્તરે એવું લાગે છે. આ પુસ્તક પ્રસિદ્ધ થાય એટલામાં કદાચ તે અચાનક બંધ પડી જાય, અથવા તે વધારે ઉગ્ર, વિસ્તૃત અને દીર્ઘ-કાલીન બને. પણ તેની વિરૂપતા અને અપવિત્રતા ગમે તે સંજોગોમાં નિર્વિવાદ રહેવાની છે. માનવી વિજ્ઞાન અને યંત્રો માનવકુળ પર મૃત્યુ વરસાવે છે. વર્સેઈલની સંધીએ લાધેલી શાંતિનો અંત આ ૧૯૩૯–૪૦ ના જ્વાળામુખીમાં આવ્યો છે. ૧૯૧૯માં ઠોકી બેસાડેલા અન્યાયો અને વિષમતાઓનો આ પ્રત્યાઘાત છે. નફાખોરો અને નયવિદો ( politician ) હજી પણ સામ્રાજ્યધારી રાજ્યો અને સાંપત્તિકવાદી સત્તાઓનાં નવાં લોકશાહી (!) સંઘની સૂચના કરે છે, જે જાતિઓ, હિતો અને સામાજિક માન્યતાઓના આથીયે વધારે વિનાશક વિગ્રહનું મધ્યકેન્દ્ર બની જાય. અને છતાં યે, ન્યાય અને હક્કની એની એ જ દલીલો સંભળાય છે: સ્વતંત્રતા અને લોકશાહી, સંસ્કાર, રક્ષણ અને આઝાદીનો વારસો, રાષ્ટ્રોના અને નાનાં રાજ્યોના હક્કોની. દલીલો એ સર્વેની ઘોષણા રેડિયોપરથી પાર્લામેન્ટમાં અને વર્તમાનપત્રો-દ્વારા થાય છે. અને ઝઘડતી પ્રજાઓ અને તેમના રાજકર્તાઓ અલ્લા? પણ–ઈશ્વર–નો ઉચ્ચાર કરે છે; અને પક્ષસમર્થન અને રક્ષણ માટ

દૈવી આશીર્વાદ મંગાય છે. મનુષ્યકૃત દુર્ભાગ્યો અને વર્ગપ્રેરિત ઉત્પાતો માટે ઇશ્વરી સંમતિની વાતો કરવી એ કેટલું નામોશીભર્યું છે? રાજકારણ–સમાજ અને અર્થતંત્ર પણ–પવનો, મોજાંઓ, અને અગણિત તારાગણો પર સત્તા ધરાવતી પ્રકૃતિના કોઈ સર્વોચ્ચ નિયમને આધીન છે. આ પ્રકૃતિ ધરતીકંપો, જળપ્રલયો, અને જ્વાળામુખીપ્રકોપોનું નિર્માણ કરે છે. તે જ પ્રમાણે જ્યારે, અને જ્યાં જ્યાં, તેની સમતુલા અને અર્થતંત્રમાં વિઘ્ન કે વિસંવાદ આવે ત્યારે તે ભૌતિક અને માનવી ક્ષેત્રોમાં યુદ્ધો અને ક્રાંતિઓને પ્રેરે છે.

બ્રિટિશ અને ફ્રેન્ચ સામ્રાજ્યોએ રાજકારણમાં હદ ઉપરાંત મહત્વ મેળવ્યું હતું. યુનાઇટેડ સ્ટેટસે સર્વોપરિતા સાથે અલગતા સાધી હતી. લંડન, ન્યુયોર્ક અને પેરીસે જગતના નાણાંબજાર પર ગુંગળાવતું આધિપત્ય જમાવ્યું હતું. આને લીધે જગતની તૂલા એ પલ્લા તરફ હદ ઉપરાંત નમી ગઈ હતી. વિશ્વ–તંત્ર અને વિશ્વ–અર્થતંત્રમાં સાહજિક વિક્ષોભ ઉત્પન્ન થયો છે. આની સાથે (૧) પોતાને વિશ્વ-સત્તા અને પ્રતિષ્ઠાથી બાકાત રાખતી આ વ્યવસ્થાની સ્થિતિમત્તા સામે જાપાન, જર્મની અને ઇટાલી જેવી ખૂબ વિકસિત અને તેજસ્વી પ્રજાઓનો રોષ; અને (૨) પોતાની સિદ્ધિઓ નિર્બળ, નિષ્ફળ અને નાબૂદ કરવા મથતા મૂડીદારોના સંઘનાં સુગુપ્ત કાવતરાં સામે મોરચો માંડેલી રશીઆની વિભિન્ન પ્રજાઓ, ધર્મો અને રાષ્ટ્રોના વીસ કરોડ માણસોમાં નવી માનવતા સર્જવા મથતા ઉત્સાહપૂર્ણ સમાજવાદનો ક્રાંતિકારી સંપ્રદાય એકઠા મળ્યા, એ સંયોગ જ વર્તમાન મહાયુદ્ધનું મૂળ કારણ છે; અને જ્યાંસુધી ખંડિય વિસ્તારવાળી રાજકિય અને આર્થિક સમતુલા ફરી સ્થપાશે નહિ ત્યાં સુધી બીજા ઘણાં યુદ્ધોનો જન્મ થશે.

યુરોપી સત્તાઓ એશિયાનો પૂરેપૂરો ત્યાગ કરે, અને આફ્રિકાના શ્યામવર્ણા લોકો વિશ્વસંઘમાં પોતાનું રાજકારણ અને અર્થતંત્ર રચી શકે

એટલી સાંસ્કારિક અને નૈતિક સંપત્તિ પ્રાપ્ત કરે, ત્યાં સુધી જ યુનાઇટેડ સ્ટેટસને લવાદ તરીકે રાખી આફ્રિકાનો આંતરરાષ્ટ્રિય કાબૂ યુરોપ અને એશિયા રાખે ત્યારે જ આ સમતુલા સધાય. આના માટે હિંદને સમતુલા અને શાંતિના પાયા અને કેન્દ્ર તરીકે સ્થાપી એશિયામાં એક નવી વ્યવસ્થા સર્જવાની આવશ્યકતા છે.

એશિયામાં આ નવી વ્યવસ્થા મુકરર આધારો અને સિદ્ધાંતો પર રચાવી જોઇએ.

આધારો નીચે મુજબ છેઃ—

(૧) હિંદની સાર્વભૌમસત્તા તરીકે પુનઃસ્થાપના; હિંદનો આઝાદી અને શક્તિવાળો પુનર્જન્મ; પ્રજાકિય રાજનીતિ, આર્થિક લોકશાહી અને સામાજિક સમતાવાળી સંયુક્ત, સંઘમય રાષ્ટ્રિયતા તરીકે હિંદી પ્રજાઓનો આવિષ્કાર અને નવરચના; આઝાદ—સંયુક્ત હિંદના આદર્શ અને ઇમાનપર રચાયેલા દેશ સમસ્તની શક્તિ, ચેતન અને બુદ્ધિની સામુદાયિક જમાવટ, ઉદ્યોગીકરણ, સંયોગીકરણ, યંત્રીકરણ, અને સૈન્યીકરણ વડે જળવાયેલી એકતા, અખંડતા અને સાર્વભૌમત્વવાળા અને ગ્રામવેદમાંથી વિકાસ પામેલા નવા રાજતંત્ર અને સમાજતંત્રવાળી આ રાષ્ટ્રિયતા; આત્મનિર્ણિત બંધારણ અને સ્વયંસંપૂર્ણતાવાળા આઝાદ હિંદપર ગ્રામ અને નગરનીક્રમિકસત્તાઓના પિરામિડરૂપી પોતે રચેલા રાજતંત્રમાં ગામડાંઓ, કારખાનાંઓ, ઉદ્યોગગૃહો, પેઢીઓ, શાળાઓ, દુકાનો અને વહીવટી કચેરીઓદ્વારા હિંદી લોકોનો અમલ.

(૨) ચીનના સાર્વભૌમત્વ—અખંડતા, સ્વાતંત્ર્ય અને તેની આર્થિક અને લશ્કરીસત્તાની પુનઃસ્થાપના.

(૩) હિંદ, બર્મા, ચીન, નેપાળ, અફઘાનિસ્તાન અને ઇરાન વચ્ચે આર્થિક નીતિ અને ઔદ્યોગીક હિતોનું સહયોજન.

(૪) ઇરાન, તુર્કી, અરબસ્તાન અને અફઘાનિસ્તાનની રાજકિય અને આર્થિક ઇમારતનાં નવપ્રસ્થાન.

(૫) આર્થિક, રાજકિય, અને રક્ષણની બાબતોમાં સહકાર અને સહયોજન માટે અને ઈરાન અને અફ્ઘાનિસ્તાનની સલામતી માટે હિંદ અને ચીનનો રશીઆ સાથે સહયોગ.

(૬) પેસિફિક અને દક્ષિણ સમુદ્રની ભૂમિઓમાં જમીન અને બજારોની જાપાનની જરૂરીઆતનો સ્વીકાર; મુક્ત અને સમાન સહકાર માટે આક્રમણનો ત્યાગ કરીને જાપાનની રાજનીતિનું શાહીવાદી આક્રમણશીલ લોકશાહીને બદલે સામાજિક લોકશાહીમાં રૂપાંતર.

સિદ્ધાંતો નીચે મુજબ છે.

૧. બ્રિટન, જાપાન, ફ્રાંસ, જર્મની કે ઈટાલી ગમે તે આક્રમણશાળી સામ્રાજ્યવાદી સત્તા મારફતનાં શોષણ અને હકુમતનો વિરોધ.

૨. દરેક એશિયાટિક દેશ અને રાજ્યનું અંતર્ગત સ્વાતંત્ર્ય અને સલામતી; અને પોતાનાં રાજતંત્ર અને સમાજવ્યવસ્થા રચવા અને ઘડવા વિષે દરેક દેશોના પ્રજાજનોની સંપૂર્ણ સ્વતંત્રતા.

૩. કોઈ પણ દેશ મારફત બીજા દેશના સાર્વભૌમત્વને હાની કે આંતરિક ડખલગીરી વિનાનું એશિયાનાં રાજ્યો અને દેશો વચ્ચે બરોબરિયા તરીકેનાં આર્થિક સહકાર, વિનિમય અને અન્યોન્યાશ્રય.

કોઈપણ એશિયાટિક કે યુરોપિયન સત્તા કે પ્રજાની જોરતલબી સામે રક્ષણમાં સહકાર કરવાના અને પરસ્પરની અખંડતા અને આઝાદી સંરક્ષવાના કરારથી બંધાયેલો એશિયાના રાજ્યોનો સંઘ દરેક પ્રકારની પરદેશી લાગવગ અને દમનગીરીનો સામનો કરવા અને દૂર કરવા વિકાસ પામે તો તે સાહજિક જ છે.

પણ જ્યાંસુધી અકરાંતીઆ મૂડીવાદ અને જાતિય મિથ્યાભિમાન સરકારો, પાર્લામેન્ટો અને વર્તમાનપત્રો પરનો કાબૂ ગુમાવે નહિ, અને જ્યાંસુધી ઉચ્ચતર સંસ્કારિતા અને બહેતર સંસ્કૃતિ માટે આર્થિક સમતા, સામાજિક ન્યાય અને આંતરરાષ્ટ્રિય શાંતિ સ્થાપવા શ્રમજીવી લોકો પોતાનાં આગ્રહ અને સર્વોપરિતા વ્યક્ત ના કરે ત્યાંસુધી આ અવ્યવહારુ છે.

## સૂલેહની ભ્રામકતા

આ યુદ્ધ ચાલે છે ત્યારે પણ સૂલેહના પ્રયત્નો ચાલુ રહ્યા છે. મહાનુભાવ પોપ અને યુનાઇટેડ સ્ટેટસના પ્રમુખ સાહેબના સંદેશાઓમાં સૂલેહના ઉદ્‌ગારો હતા. સુમ્નેરવેલ્સની યાત્રામાં સૂલેહ માટે તજવીજ હતી. પણ ૧૯૪૦ના ફેબ્રુઆરીમાં કલ્પેલી સૂલેહનો હેતુ જર્મનીના ભાગલા પાડવા અશક્ય બને તો તેને અત્યંત દૂર્બળ બનાવવાનો, અને ફ્રાંકો–બ્રિટિશ યુદ્ધએકતાને સ્વતંત્ર દેશો તરીકે નાનાં રાજ્યોમાં વિસ્તારવાનો, અને એ રીતે આર્થિક વિનિમય અને રાજકિય સહકારના રૂપરંગ નીચે યુરોપમાં એંગ્લો–ફ્રેંચ સર્વોપરિતા સ્થાપવાનો હતો. ૧૯૪૦ ના મે મહિનામાં ફ્રાંસ અને બ્રિટન વચ્ચે જોડાણના કાયદાની રજુઆતમાં આ યોજના–આખરી કક્ષાએ પહોંચી, અને નોર્વે, હોલેંડ અને બેલ્જીઅમની નાસી આવેલી સરકારોને અને ફ્રેંચોને અપાતા ટેકાને લીધે આ નીતિ ભાવી કાર્યનીતિ છે એમ લાગે છે. મૂડીવાદ અને વ્યકિતવાદ કે સંહતવાદ અને સમાજવાદ એ બે પક્ષે પોતાની પસંદગી બીજા રાજ્યો પાસે જાહેર કરાવવાની આ ઉસ્તાદીભરી યોજના છે. ખરું જોતાં તો પોતાના અધિકારો અને નફાખોરી જાળવવા માટે નાના રાજ્યોમાંના રાજકર્તા વર્ગ અને ધનિક પૌરવાદીઓને એંગ્લો–ફ્રેંચ પૌરવાદી મૂડીવાદ સાથે યુરોપવ્યાપકસંઘમાં જોડાવાની આ માગણી છે.

પણ તે પછી, હવે સર્વાનુમતે અનીતિમય ગણાતી અને જેમાંથી અમેરિકા ડહાપણથી અલગ રહ્યું હતું, તે વર્સાઈલની ગ્રંથીથી ભગ્નાશ થયેલી જર્મન પ્રજાના ઉત્સાહ અને ઉમંગને એક દાયકામાં જેણે નવજીવન આપ્યું છે તે ફુહરર–હેર હિટલર–માં ઝનૂની શ્રદ્ધાથી ટકી રહેલા ઉદ્રેકના નવ ઉત્સાહથી પ્રેરાયેલા યાંત્રિક બળથી નાઝી જર્મનીએ નોર્વે, ડેન્માર્ક, હોલેંડ અને બેલ્જિયમમાં ભભકભર્યા દિગ્વિજયો કર્યા છે. સ્વાતંત્ર્ય અને સંસ્કારિતાની દીવાદાંડી જેવું–ક્રાંતિ અને આઝાદીની

જન્મભૂમિ-ફ્રાંસ પણ નિષ્ઠુર આક્રમણ અને ગુપ્ત પ્રચારથી નાશ પામ્યું છે. ફ્રાંસનો પરાજયસ્વીકાર એ યુરોપ અને જગતના ઇતિહાસમાં ઘોરતમ અપકૃત્ય છે. એ માત્ર તેના રાજકર્તાવર્ગ અને સત્તારૂઢ, સાંપત્તિકવાદીઓના દગાખોર શસ્ત્ર સન્યાસને લીધે જ શકય બન્યું છે. આ વર્ગોએ ફ્રાંસના નાણાંકિય જોહુકમોની કદમબોસી કરી યુદ્ધ પહેલાં અને યુદ્ધ દરમ્યાન શ્રમજીવી સમુદાયપર દમનના દોર ચલાવ્યા, ફ્રેંચ પ્રજાને સભાન અને સુસજ્જ કરવાની નિરંતર અવગણના કરી, અને સને ૧૭૮૮ની મહાભારત સિદ્ધિથી દોઢસો વર્ષ સુધી પ્રજાકિય લોકશાહી જાળવનાર, એકહથ્થુ સત્તા અને જોરતલબીનો અવિશ્રાંત સામનો કરનાર તેમનાં ક્રાંતિ, આઝાદી અને સ્વતંત્રતાના જુસ્સાને નવચેતનવંતો કરવાની ના પાડી હતી.

ઉત્તર સમુદ્રોના રાજ્યોના પતનનાં મધ્ય યુરોપ અને બાલ્કનમાં તુરત પ્રત્યાઘાતો થયા. હંગેરીએ સીમાની પુનર્રચનાનો દાવો નવેસરથી રજૂ કર્યો. રૂમાનીઆએ રશીઆને મનાવી લીધું છે, બલ્ગેરીઆ સાથે ડોબ્રુજાનું સમાધાન કર્યું છે, અને આખરે ધરીસત્તાઓના વીએનાના ચુકાદા નીચે હંગેરીની પ્રાદેશિક માંગણીઓ પૂરી પાડી છે. હંગેરી, ઇટાલી અને જર્મનીના ચીપીઆમાં જકડાયેલા યુગોસ્લાવીઆએ રશીયા સાથે સ્નેહસંબંધ બાંધ્યો છે. મધ્ય યુરોપમાં એકચક્રીસત્તાનાં અને કાળા સમુદ્ર અને કૉન્સ્ટેન્ટીનોપલ તરફ દક્ષિણ યુરોપમાંથી આગેકૂચનાં જર્મન સ્વપ્નાંઓની માત્ર રશીઆની લાગવગ જ શાંત અટકાયત કરે છે. આફ્રિકામાં સોમાલીલેંડ અને લીબીઓમાંની ઇટાલીની આગેકૂચ અને ગ્રીસ પરની ચઢાઈ એ તુર્કી, સુદાન, મીસર અને રાતા સમુદ્રને ભયસમાન છે. પૂર્વમાં જાપાને હિંદી ચીન સર કરવા અને ઇસ્ટઈંડીઝ ટાપુઓને પોતાના અમલમાં ભેળવી દેવા નિશ્ચય કર્યો છે. અને ધરીસત્તાઓની પૃથ્વીની વહેંચણીની યોજનામાં તે ખુલ્લી રીતે જોડાયું છે. આ જોરતલબી અને સત્તાલોભ સામે

અમેરિકામાં લાક્ષણિક પ્રત્યાઘાત થયો છે, અને પરિણામે વિશાળ શસ્ત્રીકરણના કાર્યક્રમ રચાયા છે, અને જગતની મૂડીવાદી લોકશાહી વ્યવસ્થા જાળવવામાં બ્રિટનને મદદ કરવાની જાહેર લાગણી વધતી જાય છે. હવાનાનો કરાર અમેરિકન પ્રજાસત્તાક રાજ્યોનાં કોઇ પણ પ્રકારની જોરતલબી સામે પોતાને રક્ષવાના સામાન્ય હેતુનો સંકેત છે. કેનેડાનું યુનાઇટેડ સ્ટેટસ સાથે યુદ્ધપ્રવૃત્તિ લગતું જોડાણ, અને પેસિફિક અને સિંગાપોરના સંયુક્ત રક્ષણ માટે ઑસ્ટ્રેલિયા સાથે પણ એવા જ કરારો થવાની વકી એ બધું બ્રિટિશ સામ્રાજ્ય અને યુનાઇટેડ સ્ટેટસનાં રાજકિય, સામાજિક, અને આર્થિક તંત્રો અને હિતોની નિકટ એકરૂપતાનો પુરાવો છે, અને આખરે ક્રાંતિશીલ યુરોપ અને નવ ઉત્થાનમય એશિયા સામે ભવિષ્યના એંગ્લો–સેકસન સંઘનું એ પૂર્વરૂપ પણ નીવડે. પ્રેસિડેન્ટ રૂઝવેલ્ટનું ડેટ્રોના ખાતેનું ભાષણ અમેરિકાની તત્પરતા ચળવળમાં માર્ગસૂચક સ્તંભ છે, અને અમેરિકાના રાજકારણમાં અભૂતપૂર્વ બનાવ જેવી તેની ત્રીજી વખતની પ્રમુખ તરીકેની વરણી ધરી સત્તાઓનાં વિશ્વવિજય, હકુમત કે લાગવગ માટેનાં સાહસો અને યોજનાઓ વિરુદ્ધનાં અમેરિકન પ્રજાનાં હિત, માન્યતા અને લાગણીઓના વલણનો પુરાવો છે.

## બ્રિટન–ઉદારમતવાદનો કિલ્લો

અશ્રદ્ધાળુ વિશ્વની આગળ હિંદી સ્વરાજ્યની છેલ્લી ઘોષણા રૂપે નૈતિક જાહેરાત કરીને બ્રિટન નાના રાજ્યોના સ્વાતંત્ર્ય અને રાષ્ટ્રોની આઝાદીમાં શ્રદ્ધાના કિલ્લા તરીકે ખડું થયું છે.

અયંત્રિત મિલ્કતવાદ અને મૂડીવાદી હકુમતવાદના પુરાણા સિદ્ધાંત અને લથડતી જૂની સમાજવ્યવસ્થાનો છેલ્લો પુસ્તો (પૂર-ખાળવાનો) બ્રિટન છે. પણ બ્રિટનમાં પણ તેની ઉદારમતવાદી પાર્લામેન્ટે સ્વીકારેલા બધા નાગરિકોના અંગ અને મિલ્કતના ઉપયોગ અને કાબૂ માટે સંરક્ષક હકુમતવાળા કટોકટીના પગલાંઓની આ યુદ્ધે

ફરજ પાડી છે. નિયંત્રિત રાજતંત્ર અને અર્થતંત્રની આ નવી પદ્ધતિનો અમલ કટોકટી પૂરતો લેખી શકાય. પણ એ પદ્ધતિ શાંતિના સમયમાં પણ ચાલુ રહેશે અને આગળ વધશે, અને ત્યારે સામાજિક નવવિધાન એ મહાકાર્ય લેખાશે. બ્રિટને પોતાના લોકોનાં નૈતિક અને આધ્યાત્મિક બળોને જોતર્યાં છે, અને તેના રાજકર્તા-વર્ગે આમસમુદાયથી ભયત્રસ્ત થઈ દૂર રહેવાને બદલે તેને રક્ષવા માટે લોકશક્તિની જમાવટ કરવા નિમંત્ર્યો છે, અને તેના ધનિકવર્ગે ઈંગ્લાંડની આઝાદી અને અંગ્રેજોના સ્વતંત્રતાના હક્કોના રક્ષણ માટે બલિદાન અને આત્મભોગનાં કર્તવ્ય પ્રમાણિકપણે સ્વીકાર્યાં છે. તેથી જ બ્રિટન મર્દાનગીથી અને ગર્વથી સામનો કરી શકે છે. મિત્રોથી ત્યજાએલી અને એકલી પડી ગયેલી છતાં પોતાના વારસાને સર્વનાશથી રક્ષતી, શ્રદ્ધા અને ઉદ્દેશમાં સંયુક્ત પ્રજાનું અદ્દભુત દૃશ્ય બ્રિટન આજે જગતને પૂરું પાડે છે!

બ્રિટનની સત્તા, સંપત્તિ અને સલામતી માટે પોતાનાં સાધનો સમર્પિત કરતી સંસ્થાનિક જાગીર તરીકે—અસહાય, નિરુત્સાહી ખંડિયા મુલક તરીકે હજીયે રહેલા હિંદ પરત્વે બ્રિટનના રાજકર્તાઓએ પોતે જાહેર કરેલા સિદ્ધાંતો પોતાના જ સામ્રાજ્યમાં અમલમાં મૂકવાની પ્રમાણિકતા ધારણ કરી હોત તો કેટલું અગાધ નૈતિકબળ, મનુષ્યબળ અને સામગ્રીસંપન્ન સહાય બ્રિટન ઉત્પન્ન કરી શક્યું હોત? હિંદને સ્વતંત્ર કરીને અને નવયુગસર્જનમાં તેની વફાદાર મૈત્રી મેળવીને જગતનો નવો ઇતિહાસ સર્જવાની કેટલી અગાધ શક્યતા છે? એડવર્ડ-યુગના સ્થિતિચુસ્તવાદના ખ્યાલોથી જ હિંદનો વિચાર કરતા, અને અનામતીઓવાળા વચનો અને અંતરાય મૂલક સૂચનાઓવાળા સિદ્ધાંતોને વળગી રહેનારા મી. ચર્ચીલે નિખાલસતાથી આત્મરક્ષણના જ ગણાવેલા આ યુદ્ધમાં વિજય મળ્યા પછી બ્રિટનની આવતી પેઢી માટે હિંદને રાજકિય, આર્થિક અને લશ્કરી વારસા તરીકે ચાલુ રાખવાની મુરાદવાળા બ્રિટનના જવાબદાર રાજપુરુષોની જિદ્દ, અને અજ્ઞાન, અને બેદરકાર

બુદ્ધિધનોની અંધતા, અને નાણાંકિય અને ઔદ્યોગિક હિતોની લોલુપતાને લીધે બ્રિટને આ તક ગુમાવી છે. પણ બ્રિટન અને તેના સંસ્થાનગત લોકતંત્રના બ્રિટિશ લોકો પરથી આપણા હિંદી લોકોએ એકતા, અભેદ્યતા અને જગતમાં પોતાની સત્તા અને સંપત્તિની સલામતીનાં સર્વસાધારણ કાર્ય અને કલ્યાણ માટે ત્યાગની તમન્નાનો ધડો લેવો જોઇએ.

## ચીનનું નવઉત્થાન.

યુદ્ધના બીજા શકય પ્રત્યાઘાતો પણ થાય. એશિયામાં જાપાનનો સત્તાલોભ આખા પૂર્વ એશિયાપર પથરાયો છે, પણ જો બ્રિટન નબળું પડે અને યુનાઇટેડ સ્ટેટસ અસરહીન નીવડે તો અનુકૂળ સમયે ફીલીપાઇન્, ઇસ્ટઈંડીઝ અને ઓસ્ટ્રેલિયાનો ઉત્તરભાગ પચાવી પાડવા તે પ્રયત્ન કરે. જાપાનની પેશકદમી તેની હદ ઉપરાંત વસતિવૃદ્ધિનું સ્પષ્ટ પરિણામ છે. આને લીધે વસતિહીન દેશોમાં પોતાની વસતિ માટે જગ્યા મેળવવાની જાપાનને હક્કસરની જરૂર પડે, અને પોતાની આબાદીને ટકાવવાને પોતાની રાજકિય હકુમત નીચે આર્થિક ક્ષેત્ર વિસ્તારવા માંગે જ. ચાઇનીઝ લોકોએ જાપાનીઝ એકચક્રી તંત્રની સ્થાપના સામે પ્રતિકારનું અદ્ભુત સંગઠ્ન સાધનાર પ્રતિભાશાળી રાષ્ટ્રનેતા ચાંગ–કાઈ–શેકની દોરવણી હેઠળ ચીનાઈ ઇતિહાસનું મહાભારત સર્જ્યું છે. પણ બ્રિટન અને ફ્રાંસે શાંગહાઈમાંથી લશ્કર ખસેડીને, અને હિંદી ચીનમાં વીચી સરકારે નમતું આપીને સિદ્ધાંતો અને હિતના ત્યાગ અને પીછેહઠનું એમાં પ્રકરણ ઉમેર્યું છે. જોરતલબી સામે દુર્ગ રચે એવી બીજી પ્રજા હિંદી પ્રજા છે. પણ તેમને એંસીવર્ષથી શસ્ત્રવિમુખ કરવામાં આવ્યા છે, હથિયાર ધરવાનો તેમને હક્ક નથી. અને સ્વાધીન હિંદની રાજકિય સત્તા વિના પણ લશ્કરી તૈયારીની હિંદી વિનિતોના પ્રતિનિધિ મંડળે પૂનામાં વાઇસરોય લોર્ડ લીન્લીથગો પાસે માંગણી રજૂ કરી હતી. એવી નમ્ર માગણીની પણ ના પાડનારી બ્રિટિશ સરકારના સૈનિકો તરીકે જ તેમની ભરતી થાય છે. બ્રિટનના પરા–

જયના પરિણામોથી હિંદપર ઝઝૂમતો ભય સ્પષ્ટ છે. આમ છતાં પણ ગામડાં કે શહેરના ખરા આમસમુદાયને સત્તા, વહીવટીરક્ષણ અને રાષ્ટ્રજીવનમાં રસ લેતા કરવા માટે કાંઈપણ કરવામાં આવતું નથી. લશ્કરી અને વૈજ્ઞાનિક ભરતી અને આર્થિક રચનાઓ માત્ર 'સરકારી નોકરી' જ છે. અને આ વસ્તુ હિંદ બ્રિટિશ સામ્રાજ્ય માટે લશ્કરી અને આર્થિક પુરવઠાનું ક્ષેત્ર માત્ર છે, એ તકરારને સિદ્ધ કરે છે. હિંદના લોકોના ચેતન અને પ્રયત્નનું રાષ્ટ્રિયકરણ થતું જ નથી. માત્ર યુદ્ધના ઉપયોગ માટે સ્થાપિત હિતોના ઉપરના થરને જ ગોઠવામાં આવે છે. હિંદમાંની સંગઠિત બ્રિટિશ હકુમતનાં આ સો વર્ષોમાં લોકો તાબેદારી અને ગુલામીથી ટેવાયેલા છે, અને કોઈ પણ પ્રકારના પ્રતિકાર માટે તાલીમ કે તૈયારીથી પૂરેપૂરા વંચિત છે. તેથી કોઈપણ આધુનિક લશ્કરીસત્તાના આક્રમણ સામે હિંદ કોઈ રીતે બચી શકે એમ નથી. આ ભૂલ–ઇતિહાસ તો તેને ગૂના તરીકે નોંધશે–બ્રિટનની છે, જે હજુ પણ હિંદને સ્વાતંત્ર્યનો અને લોક કાબૂ હેઠળની રાષ્ટ્રિય સરકાર સ્થાપવાનો હક છે. એવું કબૂલ માત્ર કરવાની કોંગ્રેસની વિનિત અને કાયદેસરની માંગણીના જવાબમાં કોઈપણ જાતની હમદર્દી બતાવવા તૈયાર નથી. આ નામોશીજનક પરાધીનતા અને અસહાયતાની સ્થિતિમાંથી જ હિંદને તાલીમબદ્ધ નાગરિકતા, ત્યાગ અને રાષ્ટ્રશક્તિની જાગૃતિમાં ઊંચે આણવું જ જોઇએ. હિંદના નેતાઓ આ સિદ્ધિ માંગે છે, અને ગ્રામવેદ એનો સાચો રસ્તો ચીંધે છે.

## રશીઅન કોયડો.

બ્રિટિશ સંબંધના સૈકા છતાંયે હિંદી પ્રજાઓની વિચ્છિન્નતા અને અધોગતિ અને હિંદની પરાધીનતાના મહારાજ્યોની સત્તાલોભની શેતરંજમાં હિંદમાત્ર એક પ્યાદા જેવું છે. યુરોપમાંના બનાવો જ ખરા અગત્યના છે, અને ત્યાં પણ ભવિષ્યનું તો માત્ર અનુમાન જ થઈ શકે એમ છે. એવો વહેમ રાખવામાં આવે છે કે બ્રિટનની એ આશા અને ગણત્રી હતી, કે રશીયા અને જર્મની ઝઘડે, લડે

અને એકમેકની કબર ખોદે પણ તેમની સમજુતીથી આ આશાપર પાણી ફરી વળ્યું. પણ આ કરાર મૂળગત રાજહેતુઓ પર રચાયો છે એમ મોલોટોવ ગમે તેમ કહે તોપણ સ્ટેલીન અને હિટલર વચ્ચે ખરું હૃદયઐક્ય છે એવું શક્ય છે?

બધા દેશોના મૂડીવાદી-પૌરવાદીઓ, અને ધન-અમીરોના કાબૂ હેઠળની તેમની સરકારોને તો ક્રાંતિનો ચેપ અને ઉત્સાહ ફેલાવનાર રશીઆના સમાજવાદનો સાચો ડર છે, અને તેથી બ્રિટન અને જર્મની કોઈ જાતની સંધી કરે અને જાપાનના ટેકા સાથે સોવિયેટ રશીઆના ઉન્મૂલન માટે વિગ્રહની તૈયારી કરવા એકઠા થાય એ શું વધારે સંભવિત નથી? ૧૯૩૯માં સ્ટેલીને 'બીજાઓનાં ફળ આગમાંથી કાઢવા' વિષે કરેલું પ્રખ્યાત ભાષણ. અને બધી રશીઅન પ્રજાઓને દરેક પ્રકારના અણધાર્યા આક્રમણો અને કટોકટીઓ માટે તૈયાર અને સજ્જ રહેવાની સ્ટેલીનની સલાહ ન ભૂલવાનું રશીઆના પરદેશમંત્રી મોલોટોવનું છેલ્લું ભાષણ સૂચક છે. સમાજવાદની પવિત્ર ભૂમિને છિન્નભિન્ન કરવા, અને સોવિયેટની એકતા અને સત્તાનો સંહાર કરવા અને એ રીતે શારીરિક, બૌદ્ધિક અને આધ્યાત્મિક બુભૂક્ષાવાળી માનવજાતની નવી આશા અને પ્રકાશનો નાશ કરીને, માનવજાતના નવદશાંશ ભાગને સામાજિક ગુલામો અને આર્થિક દસ્યુઓની બનેલી ઉતરતી જાતિ તરીકે શોષવા માટે મૂડીવાદઆરૂઢ પાર્લામેન્ટોની ભ્રામક લોકશાહી અને રક્ષિત રાજ-પુરુષો મારફતે દેશો પર હકુમત ભોગવનારા મૂડીદાર જોહાકોના ઉપભોગ માટે જગતને સલામત રાખવાનાં આવાં કોઈ મૂડીવાદી કાવત્રાંના વહેમનો આમાં નિર્દેશ છે.

નાઝી-ફાસીસ્ટ સ્વારીઓ અને પેશકદમીઓ સામે એશિયાની મોટામાં મોટી બાંહેધરી રશીઆ લાગે છે, કારણ કે રશીઆ કોઈપણ આગમાં જર્મન-ઇટાલીઅન સત્તા કે લાગવગ મંજૂર કરે એ કલ્પી શકાતું નથી. જ્યારે જાપાન ચીન ઉપર અને દૂરના પૂર્વમાં જર્મની સુસ્થીર થાય ત્યારે જો તે સુએઝની પૂર્વના મુસ્લિમ રાજ્યો કે હિંદપર વર્ચસ્વ

જમાવે તો રશીઆ ચોગરદમથી ઘેરાઇ જાય, અને એવી સ્થિતિ રશીઆ કદી ચલાવી લે નહિ. જો કે ખ્યાલ કમકમાટી ઉત્પન્ન કરે છે, છતાં જો બ્રિટિશતંત્ર નિષ્ફળ જાય કે ભાંગી પડે તો જગતમાટેની ને કરુણાત્મક નિષ્ફળતા હિંદ માટે તો ઉત્પાતજનક આપત્તિ થઇ પડે. એ અણધાર્યા સંયોગમાં જો હિંદપર જાપાન કે જર્મનીનો ડોળો પડે તો રશીઆ બેદરકાર પ્રેક્ષક રહી શકે એ કલ્પાય એવું નથી. રશીઆ તો હિંદપર જર્મની કે જાપાનની–હકુમત અને ગુલામી લદાય તેના કરતાં હિંદ અર્ધભાયાતી–મૂડીવાદી લોકશાહી તરીકે સ્વતંત્ર રહે તે પસંદ કરે, પણ આવા અકલ્પનિય સંજોગોમાં એટલું અનિવાર્ય છે કે રશી-આની લાગવગના પરિણામે આખરે રશીઆના જેવા રાજતંત્ર અને સમાજરચના સ્થાપવા માટે હિંદી પ્રજામાં ક્રાંતિ ફાટી નીકળશે.

## યુરોપમાં ક્રાંતિઓ !

દરેક વિચાર કરનારના ચિત્તને ક્ષુબ્ધ કરાવનારાં આવાં દુઃસ્વપ્નો છે. પણ જો યુદ્ધ લાંબો વખત ચાલુ રહે, અને બ્રિટને ઘાલેલો યુરોપનો ઘેરો ફત્તેહમંદ થાય અને વધારે કાર્યસાધક બને તો યુરોપના લોકોમાં બળવાની પરંપરા ફાટી નીકળે, અને જર્મની અને ઇટાલી પણ હાલની રાજસત્તા માત્ર નહિ પણ તેમનાં રાજકિય અને સામાજિક તંત્રોને પણ ઉથલાવી નાખતી અને સમાજવાદી વ્યવસ્થા સ્થાપતી ક્રાંતિઓ અનુભવે. મધ્ય યુરોપના સોવિયેટ સંઘની કોઇ પ્રકારની શકયતા ભવિષ્યમાં દેખાય છે, કારણકે જર્મની કે ઇટાલી કે રશિઆની વ્યવસ્થા-ઓમાં વ્યવહારુ રીતે બહુ આછો જ તફાવત છે, કારણ કે જર્મની, ઇટાલી અને રશીઆનાં રાષ્ટ્રિય અર્થકારણ અને સામાજિક વ્યવસ્થાપર રાજ્યનો સંપૂર્ણ કાબૂ હેઠળ મર્યાદિત રૂપમાં અંગત મૂડીવાદ ચાલુ રહ્યો છે, જ્યારે રશિઆમાં તેનો સંપૂર્ણરીતે નાશ કરવામાં આવ્યો છે. તેથી આખરી કટોકટી વખતે યુનાઇટેડ સ્ટેટસની સહાયથી મેળવેલી બ્રિટિશ ફત્તેહથી જર્મની અને ઇટાલીના સર્વનાશ અને

ભાગલા થતા અટકાવવાને રશીઆની પૂરેપૂરી મદદ મેળવવા માટે નાઝીઓ આ તફાવતની આછી રેખા ભૂંસી નાંખે અને સોવિયેટ છાપનો સંપૂર્ણ સમાજવાદ સ્વીકારે એ વધારે સંભવિત લાગે છે. પણ આ બધું જગતના શ્રમજીવી સમુદાય પર અનિયંત્રિત કાબૂ મેળવવા માટે એકબીજાનો વિનાશ કરવા મથતા સાંપતિકવાદીઓની ભયાનક કરુણાંત નાટિકા નથી ?

## મૂડીવાદી જૂથ.

પણ કોઈપણ પ્રકારની સચોટતાથી આગાહી કરવા કોઈની હામ ન ચાલે એવી આ બધી શક્યતાઓમાં રાજકર્તાવર્ગો અને નાણાંકિય અને ઔદ્યોગિક સ્થાપિત હિતોની મુખ્ય કાળજી પોતાની સલામતી અને સંરક્ષણની છે. શ્રમજીવીઓનો તો માત્ર સત્તાધારી હિતોના પડઘાઓ તરીકે ઉપયોગ થાય છે, અને ખાસ હક્કના ભ્રાંતિવાળા બુદ્ધિધનો અને ધનિકોની શોષક અમીરશાહીના અખત્યારના સાતત્યના સાધન તરીકે તેમનો ગેરઉપયોગ થાય છે. એ તો સ્પષ્ટ જ છે કે બધા યુરોપીઅન દેશના ( અને રણાંગણની નજદીકમાંના એશિયાટીક દેશના પણ ) મૂડીદારો અને પૌરવાદીઓ ભયભીતતાથી કમકમે છે, અને એ કુદરતી જ છે કે, તેઓ પરસ્પરની અને સંયુક્ત સલામતી માટે એક પ્રકારનાં મૂડીવાદી રાજકિય જૂથમાં એકઠા થાય અને બને તો સંયુક્ત ફ્રાંકો–બ્રિટન, જર્મન–ઈટાલીઅન વિશ્વ આર્થિક શોષણ સમૂહતંત્રનો આશ્રય લે, અને તેમ ન બને તો જેની સાથે અમેરિકાનો 'ડોલર' સામ્રાજ્યવાદ જોડાએલો હોય એવા નવા ફ્રાંકો–બ્રિટિશ શાહીવાદના રક્ષણનો આશરો શોધે. તેથી એમ લાગે છે કે છેલ્લા પાસા તરીકે નૂતન ફાંસનો ઉદ્ભવ ન થાય તો એંગ્લો–અમેરિકન મૂડીવાદ સમુદ્રના સામ્રાજ્યની મદદથી વ્યાપારપર કાબૂ જમાવી જગત પર હકુમત મેળવવા મથશે.

શું આ પ્રમાણે જગત બે દળો—મૂડીવાદી નૌકાદળો અને સમાજવાદી ખુશ્કીદળો વચ્ચે વહેંચાઈ જશે ? શું માણસજાત માટે

વાયુયાનો ગીધ જેવા અને નૌકા કાફલાઓ શ્રાપ જેવા બનશે? માનવકુળની ભવિષ્યની સંસ્કૃતિ માટે આવા ભયાનક ગુરુત્વવાળા આ સર્વથી ગંભીર પ્રશ્નનો શેનાથી નિર્ણય આવે? લાંબા વખત સુધી અર્થહીન યુદ્ધમાં જોતરાયેલા દુનિયાના શ્રમજીવી સમુદાયો આવી ગુલામીની અને આવા ત્રાસની ધૂંસરી ફગાવી દે અને મુક્તિ અને પ્રકાશ માટે બંડ જગવે. આવું છતાં પણ પ્રજાઓ, તેમના હક્ક અને હિતોના નામેજ જાતિય, અહંભાવીઓ મૂડીવાદીઓ, અમીરવાદીઓ, અને સાંપત્તિકવાદી રાજનૈતિકો વિગ્રહો કરવાનો દાવો કરે છે; પણ રાષ્ટ્રિય અર્થતંત્રથી, અને યુદ્ધના હેતુઓ માટે ઉદ્યોગ, નાણાંવટ અને વ્યાપારના મૂડીવાદી નિયામકોના હાથમાં કેન્દ્રિત થયેલી સત્તા અને કાબૂને લીધે ખરું જોતાં આ યુદ્ધો તો તેમના નફાકારક ઉદ્યોગો જેવા લાગે છે, અને અમલદારશાહી અને મૂડીશાહીના વિશ્વ સામ્રાજ્ય માટેના યુદ્ધો ખાતર તેઓ આમસમુદાયને મરવા અને મારવાની હાકલ કરે છે.

કેટલું અસત્ય? ... કેવું જુઠાણું?

## આદર્શોનું યુદ્ધ

આ યુદ્ધ લાંબુ ચાલી શકે નહિ. ૧૯૪૧ના વસંતમાં તેનો અંત આવવો જોઈએ. પણ જો તે વિસ્તાર પામે અને ૧૯૪૧ પછી પણ ચાલુ રહે તો તે યુદ્ધ, બે વિચારો, બે અહંતાઓ, બે નીતિ-પદ્ધતિઓ, બે વ્યવસ્થાઓ, લોકશાહી તંત્ર અને સાંપત્તિકશાહીતંત્રની વિચારસરણીઓ,–શ્રમજીવી સમુદાયની અને અધિકારરૂઢ નફાખોર-વર્ગની અહંતાઓ, જગદ્વ્યાપી આર્થિક લોકશાહીની અને મૂડીદારોની દાનશીલતાની નીતિઓ વચ્ચેનું યુદ્ધ બની જશે. તેમાં અધિકાર ભોગવતા ધનિકોના નફાખોરવર્ગને આશ્રય પણ નકારીને શ્રમજીવી વર્ગની સાર્વભૌમતા સ્વીકારતી લોકસત્તામક સમાજવ્યવસ્થા એક પક્ષે હશે, અને અધિકારરૂઢ ધનિકોની સર્વોચ્ચતા સ્વીકારતી, અને આમજનતાના શ્રમ, દેહ અને બુદ્ધિનું નિરંકુશ શોષણ ઢાંકવા પૂરતી

ઉદાર સામાજિક સેવાઓની તરફેણુ કરતા મૂડીદાર રાજકર્તાવર્ગના તાબેદાર હથિયાર તરીકે શ્રમજીવીને વાપરી શકાય એટલા જ મર્યાદિત આછા પાતળા હક્કો આપતી, ઉદારમતવાળી સામાજિક વ્યવસ્થા સામા પક્ષે હશે. વિકાસનો આ તબક્કો એવો છે કે જ્યારે યુદ્ધની વિનાશકતાની તહકુબીની જરૂરીઆત પડે. અત્યારથીજ ખ્રિસ્તીધર્મના આગેવાન ના. પોપ, અને સાંપત્તિકશાહીના આગેવાન અમેરિકન પ્રમુખ સુલેહ માટે દબાણ કરી રહ્યા પછી, "સ્વતંત્ર રાષ્ટ્રો અને માનવજાતના વહાલા આદર્શો, ધોરણો અને માન્યતાઓ"ના સર્વનાશની શકયતાની વાત કરવા લાગ્યા છે! પણ સ્વતંત્ર રાષ્ટ્રોમાંના લોકો ખરેખરા આઝાદ છે? શું આ આઝાદી માત્ર મૂડીદાર પૌરવાદીઓને જ નથી વરી, જેથી અસહાય, વિભક્ત, અજ્ઞાન અને અવ્યવસ્થિત શ્રમજીવી અને ટૂંકપગારી બુદ્ધિજીવી વર્ગનું શોષણ કરી શકાય?

## સત્ય કોણ કહેશે અને સ્વીકારશે?

અત્યારથી જ ઈશ્વરનો ઈન્કાર કરનારી પ્રજાઓ અને પદ્ધતિઓ સામે પ્રતિકાર કરવાનાં ઉચ્ચારણો થવા માંડયાં છે? પણ સરેરાશ શ્રમનીતરતા વહીતરાઓ માટે ઈશ્વર કયાં છે, અને ઈશ્વરનાં અર્થ અને અનુસરણુ કેવી રીતે થાય છે? મૂડીદારો અને પૌરવાદીઓનો ઈશ્વર તો ઘણું કરીને બેંક ઓફ ઈંગ્લાંડ, બેંક ઓફ ફ્રાંસ કે અમેરિકન બેંકામાં વસતો લાગે છે.–કે કદાચ તે મોટા ઉદ્યોગો અને ઉદ્યોગજૂથમાં હશે. અજ્ઞાન, અશિક્ષિત, અર્ધનગ્ન અને અકિંચન મજૂરને તો ઈશ્વર, ગંદકી દુર્ગંધ અંધારા આવાસોમાં અને ધર્મગુરુએ પોષેલા નસીબવાદમાં અને દરિદ્રતા અને દુઃખમાં સંતોષવાદમાં, રહેતો લાગે છે. થોડાક ધનિકોના અધિકાર, સંપત્તિ, સત્તા અને ગર્વ સામે અકિંચન સમૂદાયની નિરાશા, દરિદ્રતા, અસહાયતા અને સ્વતિરસ્કારની વિષમતા કેટલી ઘૃણાજનક છે! પણ સૌંદર્ય, કલ્યાણુ અને ઔદાર્યના ધામ પ્રભુ તો સર્વત્ર બિરાજે છે; માત્ર વ્યક્તિગત લોલુપતા અને લોભથી જ માનવીએ સમાજ અને લોકસમુદાયના સામુદાયિક કલ્યાણુમાં વસતા ઈશ્વરત્વને નકાર્યું છે.

## સત્ય કોણ પેખશે, અને તે માટે જીવશે ?

ઈશ્વર વિશ્વકલ્યાણ છે, તેથી તે કોઈ પણ દેશ, પ્રજા કે વર્ગ તરફ પક્ષપાતી હોય નહિ. વહેમો, પૂર્વગ્રહો, ઝનૂન અને ધર્માંધતાના અંધકારમાંથી મુક્તિ મેળવી સમસ્ત માનવજાતિના સરખા હક્કો, સમાનભાવિ, સમાનકલ્યાણ, સમાનજીવન, અને સંસ્કાર, ગૌરવ, કર્તવ્ય, સેવા અને ત્યાગના અસ્તિત્વના ભાનનો પ્રકાશ માનવચિત્ત મેળવે, એમાં ઈશ્વરત્વ સમાયું છે. 'તારા પરસેવામાં તું રોટલી ખાજે,' એ ખ્રિસ્તી સિદ્ધાંત અને 'તારી રોટી અને સંપત્તિ તું બીજા સાથે વહેંચજે', એ ખ્રિસ્તીના છેલ્લા વાળુને ( સાયંભોજન ) અર્થવ્યવહારમાં ઉતારવામાં ઈશ્વરત્વ છે;-**वसुधैव कुटुंबकम्**—માનવજાતિ એક કુટુંબ છે, એ વેદાન્તના સૂત્રમાં ઈશ્વરત્વ છે; ઉદાર ઈશ્વરના એકત્વમાં માનતા બધાઓનાં વિશ્વબંધુત્વવાળા ઇસ્લામના મહાન સિદ્ધાંતમાં ઈશ્વરત્વ છે. અને બધા દેશો અને બધી પ્રજાઓ ઈશ્વરમાં માને છે, તેને પૂજે છે, તેની સેવા કરે છે; અને છતાં, એજ ઈશ્વરના નામે વિગ્રહ, જોરતલબી અને શોષણના શ્રાપો ફૂલે ફાલે છે. કોણ કહી શકે કે બ્રિટન, કે અમેરિકા કે જર્મની કે ઇટાલીના જેટલું જ રશીઆમાં—વધારે ઉત્સાહી ભાવ અને ઉદ્દેશસાથે-ઈશ્વરનું અસ્તિત્વ: નથી ? જો કે તે અધિકાર અને મિલ્કતની રૂઢ સામાજિક પદ્ધતિને અનુસરતું નથી, અને માલિકી અને નફાખોરીની પ્રણાલિકાઓવાળા શોષણની નિષ્ઠુરતાના હજારવર્ષ જૂના રાફડામાં ગુંગળાયેલા જગતના પૌરવાદીઓના વામનચિત્તો અને શુષ્ક હૈયાઓને માનવતાના વિકાસ માટેના એક હૃદયગમ અખતરા જેવો રશીઆનો સમાજવાદનો પ્રયોગ રુચે નહિ, છતાં ત્યાં પણ માનવતાની સ્પષ્ટ સેવા તો થાય છે જ. વિકસતા અને કરમાતા દરેક પત્ર, પુષ્પ અને છોડમાં અને દરેક સ્થાવર અને જંગમ પદાર્થમાં ઈશ્વર સર્વવ્યાપી છે, અને તેનો આવિષ્કાર દરેક યુગ, દેશ કે આબોહવામાં એક જ પ્રકારનો હોઈ શકે નહિ. દરેક દેશ અને દરેક

પ્રજાને પોતાનું ઈશ્વરત્વ વિકસાવવાનું છે. અને ખરું ઈશ્વરત્વ તો એજ છે, જે સમતા, સહકાર અને સુસંવાદિતાવાળી નવી વિશ્વ-વ્યવસ્થા માટે શોષણ કે જોરતલબી, અવ્યવસ્થા કે અત્યાચાર વિના, સમૂહગત અને સમાન કલ્યાણ માટે માનવતાની સેવા કરે, માનવહૃદય અને ભાવનાઓ ઉન્નત કરે, અને માનવ પ્રયત્ન અને શક્તિને પ્રેરે.

## નવું ઈશ્વરત્વ

વહેંતીઆ રાજપુરુષો કે પુરોહિતો—પછી તે પ્રમુખો, વડાપ્રધાનો, સરમુખત્યારો, રાજાઓ કે પાદરીઓ હોય, તેમનાથી—અરે માનવજાતથી પણ મહાન અને શાશ્વત એવા સત્ય અને ઈશ્વરને સામ્રાજ્યની વાસનાઓના અપવિત્ર અને નરકી ઝઘડાઓમાં સંડોવો નહિ. અને છતાંયે, રશીઆ, જર્મની અને ઈટાલી તેમજ બ્રિટન માનવવિચાર, આર્થિક વ્યવહાર અને સામાજિક રાજકિયસંસ્થાના વિકાસમાં તેમનું જે જુદું જુદું સ્થાન છે તેની સામેની જેહાદના રૂપમાં પરસ્પર વિરોધી હિતો અને સામ્રાજ્યવાદોના આ યુદ્ધને ફેરવી નાખવા પ્રયત્ન થાય છે. બીનલશ્કરી શહેરીઓ તરફની જંગાલીઅત, અને મુક્ત પ્રજાઓ અને રાષ્ટ્રોના નાશ માટે આપણે હિંદીઓ આ યુદ્ધ તરફ ઘૃણા અને કડવાશથી જોઇએ છીએ, પણ તે યુદ્ધ પૂરું થશે ત્યારે ઉપરના દેશોએ માનવ-વિકાસમાં આપેલો કદર કરવા યોગ્ય ફાળો સામાજિક ઉત્ક્રાંતિની સ્પષ્ટ આગેકૂચ તરીકે જીવશે.

અધિકારશાહી વિરુદ્ધ આમસમુદાય એવા બે પરસ્પર ઝઘડતા પશુવાદોમાં માનવજાતને આ રીતે જે લોકો બે ભાગમાં વહેંચી નાખવા મથે છે તેઓ સૌથી ભયંકર ઈશ્વરવિરોધી કાર્ય કરે છે; કારણ કે એનું ખરું પરિણામ તો એજ આવે કે તે પરસ્પર ઝઘડતા સ્થાપિત હિતો વિશાળ માનવકુળને જેમાં જરાકે હિત કે રસ નથી એવા પોતાના હક્કોની જાળવણી કે એવી પોતાની મહત્વાકાંક્ષાઓના શોષણ માટે માનવકુળને પરસ્પરની કતલ માટે ઉશ્કેરશે.

### જગતમાં કોઈ દૃષ્ટા નથી શું?

કે પછી જગતને માણસોના વિશાળ કતલખાનામાં, પાઠશાળાઓને ધિક્કારના ઉછેરગૃહોમાં, પ્રયોગશાળાઓને મરણના સાધનોમાં અને ગોચરોને વિનાશના મેદાનોમાં ફેરવી નાખે એવી આપત્તિ પછી નવા ઈશ્વર અને નવા ઇશ્વરત્વના આવિર્ભાવ માટે જગત રાહ જુએ! માનવજીવનના દરેક ક્ષેત્રને સમાજમાં **અહિંસાનું મહાત્મા ગાંધીએ** કરેલું **નવવિધાન** શું કદાચ જાતિઓ, કોમો, અને દેશો વચ્ચે ખરી શાંતિનો સંદેશો થઈ શકે નહિ?

### હૃદયનો વારસો

બંધુઓ અને મિત્રો, કામદારો અને સિપાઈઓ—આપણે ભવ્ય ભૂતકાળમાંથી પ્રકાશ અને પ્રેરણા શોધવી જોઇએ. હૃદયનો મહામૂલો વારસો આપણે પાછો મેળવવો જોઇએ, અને માનવકુળની પ્રવૃત્તિઓમાં તેની સર્વોપરિતા ફરીથી સ્થાપવી જોઇએ. હૃદય જ અચૂકતાથી સત્યનું દર્શન કરી શકે છે, ભૂલ વગર ન્યાયનો નિર્ણય કરે છે, અને આંતરનિરીક્ષણના નિયમો પ્રમાણે ખરેખરી રીતે અને આંતરિકપ્રેરણાથી સત્ય, સમતા અને સૌંદર્યના પ્રકાશને ઝીલે છે. માનવતાના મિત્રો, આપણે જગતભરમાં સ્પષ્ટ કરવું જોઇએ, કે હૃદયના ભાવો અને તેના સંગ્રાહક સ્ત્રીત્વને પદભ્રષ્ટ કરવામાં જ જગતનાં દુઃખો, દુષ્ટતાઓ, પશુતાઓ અને પામરતાઓનાં મૂળ છે. આપણે અંદરના અંતરના અવાજને શું નહિ સાંભળીએ? વાસના અને લોભને ઉત્તેજનારા અને તેનો ગેરઉપયોગ કરનારા આપણે—પુરુષો—આપણી માન્યતા, ધોરણો, પ્રવૃત્તિઓને નવા રૂપમાં ઘડીને સ્ત્રીઓને ભવિષ્યની વધારે સારી દુનિયાના ઉછેરનું કામ ના સોંપીએ?

### નવો પ્રકાશ

જગતમાં માણસાઇનો નવો ધર્મ, આદર્શો અને સિદ્ધિનો નવો વિનિમય, સહકાર અને પરસ્પરાશ્રયનો નવો ઈતબાર, વસુધા એ જ

કુટુંબ છે એવું નવું ભાન, કેળવણી અને પ્રગતિ દ્વારા જાતિય સરખાપણાનું નવું મહાકાર્ય, રાષ્ટ્રિય સમાનતા અને રાજકિય સ્વતંત્રતાનું નવું તત્ત્વજ્ઞાન, સમૂહગત સાર્વભૌમત્વ અને આંતરરાષ્ટ્રિય લવાદીનો નવો સિદ્ધાંત, હજાર વર્ષના વહેમો અને અહંકારો, અને છેલ્લા બે સૈકાની જમીનભૂખો, અને બજારલોભોનાં દોષોથી વિમુક્ત ન્યાય અને અધિકાર, કર્તવ્ય અને સમતાનાં નવાં મૂલ્યો—એટલે પુરુષ પોતાનું જીવનકાર્ય ચૂકયો છે, અને પોતાના અધિકાર અને સત્તાઓનો તેણે દુરૂપયોગ કર્યો છે, જગતની પ્રવૃતિઓમાં પુરુષના વર્ચસ્વનો જમાનો પૂરો થવો જોઇએ, અને જગતવ્યવસ્થામાં નારીવર્ચસ્વના યુગનો આરંભ થવો જોઇએ, ઇશ્વરત્વ, સેવા, સહકાર, સુખભોગના ઉચ્ચતર આદર્શોમાં માનવજાત ઉછેરવાના વિશ્વમાતૃત્વના મહાકાર્ય માટે સ્ત્રીશક્તિ જાગૃત કરવી જોઇએ એવો નવો ખ્યાલ—વહીવટ, ઉદ્યોગ, આર્થિક પુનર્વ્યવસ્થા, કેળવણી, સમાજ સેવા, અને રાષ્ટ્રિય અને આંતરરાષ્ટ્રિય વિવાદગ્રસ્ત વિષયોમાં નિર્ણયાત્મક ક્રિયા અને વિચારણામાં સ્ત્રીને ભાગીદાર બનાવવાના અને સત્તાનાં સૂત્રો સ્ત્રીને સોંપવાની પ્રાણરક્ષક જરૂરીઆતનું નવું ભાન—અજ્ઞાન અને કંગાલિયતના ઉન્મૂલન, દુ:ખ અને વ્યાધિઓમાં રાહત—વિજ્ઞાન અને ધનબળ મારફત જોરતલબીની ગુલામગીરીના ત્રાસ, અને વ્યક્તિગત હરિફાઇ અને પૌરવાદી લોભ, અહંતા અને ક્રૂરતાના નાશથી માનવતાનું નવ સાફલ્ય—આ સર્વે સ્થિર કરે એવો નવો પ્રકાશ જગતના સર્વે દષ્ટાઓએ એકઠા મળીને આજે અને અત્યારે જ ઉત્પન્ન કરવો જોઇએ.

## નિષ્ઠુર સૈકો

ગયા સો વર્ષનો ઇતિહાસ જો કાંઇ શીખવે તો તે એ છે કે એશિયા અને આફ્રિકાની પ્રજાઓની ભોળાઇ અને નિર્બળતા જ યુરોપની કોઇ વધારે મજબૂત સાહસિક પ્રજાએ તેમના પર જમાવેલા અખત્યારનું મૂળ છે; અને યુરોપનો વિગ્રહ તે જગતની નિર્બળ પ્રજાઓ

અને તેમના દેશોની સંપત્તિની ગુલામી અને લૂંટ ચાલુ રાખવા માટેનો જ ઝઘડો છે. આજ હકીકત છે—જબરાઓ નબળાઓને છૂંદી નાખે છે. અને જબરાની ઇચ્છા અને હિતને અનુકૂળ શર્તોએ નબળા અને નરમ લોકોને જીવવા દે છે. લોભ કે સત્તાનાં દુષણો—ઈર્ષ્યા અને લાલસાના દોષો—દગાબાજી અને છેતરપીંડીની દુષ્ટતા, દાંભિક પવિત્રતા અને ઢોંગની વિરૂપતા, પાશવી સ્વાર્થપરતા, અહંતા, સ્વાર્થીતા, અન્યાય, ભય અને ધનલીપ્સાની આત્મવંચનાના ખરાં પ્રાથમિક પાપો—અને 'વાવે તેવું લણે' એ કર્મફળના શાશ્વત્ત અને અચલિત નિયમને અવગણીને નાણાં અને ઈંટો (મંદિરો માટેની) ના બદલામાં મોક્ષનું વચન આપનારા અને ઇશ્વર સાથે સોદો કરવાનો વેપાર કરનારા ધર્મગુરુઓ અને ઉપદેશકોના નાટકી ગૂના—અને કળા અને શ્રમનાં સ્મારકો જેવા શિલ્પકાર્યો અને કલાકૃતિઓ તેમજ માનવ-જીવનના સામુદાયિક સંહારની યોજનાઓ ઘડતા થોડાક સેનાપતિઓ કે નાણાંકિય જાદુગીરીની અટપટી રમત ખેલતા થોડાક શરાફો અને ઉદ્યોગપતિઓ કે શીળા આરામગૃહોમાં ચર્ચા કરતા થોડા રાજપુરુષો કે રાજવીઓની કીર્તિ-એવી ભ્રામક કીર્તિ અને સ્વાર્થ માટે રાજવંશ, જાતિ, ધર્મ, દેશ, સામ્રાજ્ય વગેરે મોહક શબ્દજાળ વાપરીને પોતાની પ્રજા-ઓને મારવા અને મરવા માટે ઠગતા વિજેતાઓ અને રાજપુરુષોની શયતાનિયતના શ્રાપોથી દુનિયાને બચાવવા કોઈ પણ ધર્મ કે પયગં-બર સમર્થ થયા નથી. આવા અપવિત્ર હેતુઓ માટે ભૂમિ, સમુદ્ર અને હવામાંથી ખૂનરેજી રેલાવવી, અને ગુલામી, શોષણનીતિ, અન્યાય, વિનાશ, પેશકદમી ફેલાવવાની કીર્તિનો વિચાર માત્ર કીર્તિની ખરી કલ્પનાના વિપર્યાસ જેવો છે.

## નવી કેળવણી

આ યુદ્ધનો વહેલો કે મોડો અંત આવશે પણ જ્યાંસુધી જગતના ધનિક અને રાજ્યારૂઢ ધનિક વર્ગ જાતિય અહંતા, લોભ,

જોરતલબી અને સત્તાની કીર્તિમાં રચ્યો રહેશે ત્યાંસુધી યુદ્ધો તો ચાલુ રહેવાનાં. વિશાળ ગરીબ આમસમુદાયની ગુલામીની સુનેરી જંજીરો ચાલુ રાખવા માટે મિલ્કત અને સ્થાપિત અધિકારોનું ગુરુત્વ જળવાય એવી રીતે રચાયેલી લોકશાહીના ઓઠા પર આધાર રાખતી, અને આમવર્ગના નફાખોરીના અધિકારનું રક્ષણ કરતા કાયદા અને વ્યવસ્થાને ટકાવવાની ફરજના બુરખા હેઠળ અન્યાય, સમતા, ગરીબાઈ અને ગૂનેગારીને પોષતી ઢાંકેલી નિર્દયતાઓ અને આ જગજૂની અપવિત્રતાઓમાં ઉછેરતા આ વર્ગને સ્થાને જગતના દરેક દેશના શ્રમજીવીઓ અને બુદ્ધિજીવીઓનો નવો રાજકર્તાવર્ગ સ્થાનારૂઢ થવો જોઈએ, જે વર્ગ જોરતલબી, દગાબાજી, જોહાકી અને શોષણની જગજૂની અપવિત્ર પ્રથાને નાશ કરવા માટે સાંસ્કારિક અને ભૌતિક સંપતિ અને સંયુક્ત ક્રિયા માટે સહકારીઓનું બંધુત્વ ઉત્પન્ન કરે. આટલા માટે જ સામાજિક સંબંધો, આર્થિક વ્યવસ્થા, રાજકિય બંધારણ, આંતરરાષ્ટ્રિય સંબંધોથી આમસમુદાયનાં મન, ચિત્ત અને ચારિત્ર્યને સાંસ્કારિક અમીરાત અર્પીને, તે અમીરાત અને વ્યવહારુ સામાજિક ન્યાયમાંથી ઉપસ્થિત થતા સૂલેહ, જ્ઞાન, સમતા, નીતિ, પ્રેમ, દિલાવરી અને સત્ય, વિશ્વબંધુત્વ અને સેવાનો સાર્વજનિક અભ્યાસક્રમ ઘડી સમન્વય અને સહકારીશક્તિનો નવપ્રકાશ પ્રગટાવવાને જગતના કેળવણકારોએ મળવું જોઈએ.

## સ્ત્રીનું સર્વોચ્ચ કાર્ય.

જગતના સર્વ ભાગમાં આવેલા મિત્રો, હું આગ્રહ અને ભારપૂર્વક નિવેદન કરું છું કે, જેઓ જન્મ અને પોષણ, નિઃસ્વાર્થ પ્રેમ અને સેવા આપે છે તેઓ જ યુદ્ધના નિર્ણયરૂપ મૃત્યુનો નિર્ણય કરી શકે. સ્ત્રીઓની સર્વમતગણત્રી વિના કોઈ યુદ્ધ થવું જોઈએ નહિ, કલહકારી પુરુષો નહિ પણ સ્ત્રીઓ જ સૂલેહની સંધી કરે, અને સ્ત્રીઓનો વિશ્વસંઘ સ્થપાય. આ વિશ્વસંઘ સ્ત્રીઓનું આંતરરાષ્ટ્રિય

સુલેહમંડળ સ્થાપે. રાજકિય સત્તા, આર્થિક ન્યાય અને સામાજિક વ્યવસ્થા પુનર્વિધાનમાં પરોવાઇ જાય. યુદ્ધો, પેશકદમીઓ, અને શોષણો રોકવા માટે સ્ત્રી પ્રણિધિઓ નીમે, અને પ્રેસ, પાર્લામેન્ટ અને ભાષણો દ્વારા સંયમ અને ત્યાગની જરૂરીઆત અને ન્યાય અને શાણપણનાં મૂલ્ય સમજાવે. મુક્ત પ્રજાઓનાં રાજતંત્રમાં આર્થિક સમતા અને સામાજિક કાર્યનીતિના ન્યાયી ધોરણનો નવો પ્રકાશ અને નવા સત્યનું ગ્રહણ કરે. એવી રીતે માનવહૃદયનો જો પુનરુદ્ધાર ન થાય,—આ સૈકાના આ યુગપલટા વખતે સ્ત્રીઓના પ્રેમ અને બલિદાનની વિજય-ઘોષણા ન સ્વીકારાય—તો કૃષ્ણ અને બુદ્ધ, ખ્રિસ્ત અને મહમ્મદનાં જીવનો વેડફાયેલાં થશે. **ગ્રામવેદનો જગતની નારીઓને આ મહાસંદેશો છે. બલિદાન અને સદ્‌ગુણ, પવિત્રતા અને પુજ્યનિયતાના સ્ત્રીઓના આત્મપ્રકાશ મારફતે આ મહાકાર્ય સિદ્ધ કરવા ગ્રામવેદ વિશ્વની નારીશક્તિના મોવડીઓને આમંત્રે છે.**

## વિશ્વસહકાર.

અજવાળાં આથમ્યાં છે પણ પરોઢ ફાટે છે. બ્રિટિશ, ફ્રેંચ અને અમેરિકન સ્થાપિતહિતો અને મૂડીવાદી શાહીવાદો અને ઇટાલી-અન, જર્મની અને જાપાનીસ આક્રમણવાદોના ગમે તેટલા પ્રયત્નો થાય તોપણ જગતે વિશ્વસહકારની સિદ્ધિના નવા સ્વપ્નને અનુભવવાનું છે. મિલ્કત અને ઇજારા—'માલિકી' અને 'વાડા'ઓની રચનાઓના હજાર વર્ષ જૂના સિદ્ધાંતના ભયાનક દુ:સ્વપ્નમાંથી જગતની પ્રજાઓ મુક્ત થતી જાય છે. ઝઘડાઓ અને યુદ્ધોના હેતુઓ પર ગમે તેટલો ઓપ ચડાવવામાં આવે, અને વિવાદના કારણોને ગમે તેટલા ગુંચવવામાં આવે, તોયે ન્યાય, આઝાદી અને નાનાં રાજ્યો કે પ્રજાઓના અધિ-કારને નામે ખેલાતાં યુદ્ધોની ગૂનેગારી માણસજાત સમજવા લાગી છે, કારણ કે નાણાં બજાર અને રાજકિય અખત્યારમાં સર્વોપરિસત્તા ધરાવનારાઓ બીજા અને વધારે વિનાશક વિગ્રહને જન્મ આપે એવી

મૂડીવાદી અરાજકતાની પોતાની હકુમત ચિરંજીવ રાખે, એવી સ્થિતિના નિભાવ માટે એ યુદ્ધો ખેલાય છે. મૂડીવાદનાં જંગાલિયતભરી સામંતશાહીને સ્થાને સહકારવાદ અને સમૂહવાદની લોકશાહી સ્થપાય, તે પહેલાં પુરાતન અને અર્વાચીન બધીયે ભૂમિમાં અને સાતે સાગરોમાં માનવજાતને કદાચ પોતાનું રુધિર વહેવડાવવું યે પડે; પણ જગતના દૃષ્ટાઓએ તો જોવું ઘટે છે કે જેણે માનવકુળને જંગલી દશાથી થોડે જ દૂર થંભાવ્યું છે, જેણે પશ્ચિમમાં આધ્યાત્મિક સંવાદિતા વગરની જડવાદી ઇમારતમાં ભ્રામક મૂલ્યાંકનવાળી સંસ્કૃતિ પોષી છે, અને મોટરો અને વિહાર નૌકાઓમાં લહેર કરતા માનવીના ગુલામો તરીકે જગતના શ્રમજીવીને શોષવા માટે રાજ્યચક્રનો–અને ખૂનરેજી માટે વિજ્ઞાનનો–ઉપયોગ કરવામાં કીર્તિમાનતી સંસ્કારિતાને જન્મ આપ્યો છે, એવી સમાજવ્યવસ્થાનો બચાવ કરવા કે સ્થિર કરવા પ્રયાસ કરવો, તે જેટલું અશક્ય અને અધર્મ્ય છે તેટલું જ નકામું અને નિરર્થક છે. ધનનું શાશ્વત મૂલ્ય એ દેશ કે ખંડ માટેના વ્યક્તિગત, સમૂહગત કે સહકારી કાર્યરૂપે જ છે એ શાશ્વત સત્ય કદીએ પૂરેપૂરું સમજાયું કે સ્વીકારાયું નથી. એક સામાજિકતંત્રમાં માણસની આર્થિક અને સાંસ્કારિક જરૂરીઆતોને વહેંચી નાખનાર અને માનવજાતની આધ્યાત્મિક અને આધિભૌતિક જરૂરીઆતો પૂરી પાડનાર વસ્તુ તરીકે નહિ, પણ એક વ્યક્તિ, સંઘ કે વર્ગની અંગત માલિકીની વસ્તુ તરીકે ધનના ખોટાં મૂલ્યાંકને જ કૃષ્ણ અને બુદ્ધ, ખ્રિસ્ત અને મહમ્મદના બધા કાર્ય પર પાણી ફેરવ્યું છે, અને વેદાન્ત અને ઇસ્લામના સુંદર બોધો–માનવકુળના વિશ્વબંધુત્વ અને સહકાર તેમજ સર્વોપાર્જિત મિલ્કતની વહેંચણીના કર્તવ્યના સિદ્ધાંતને દફનાવી દીધા છે.

## સહભોગવાદ ( Coparcenary )

સામાજિક વ્યવસ્થા અને રાજતંત્ર અને રાજનીતિને સહભો-

ગવાદ–સંયુક્ત્વવાદનો પુરાતન સિદ્ધાંત લાગુ પાડવામાં જ માનવકુળનું ભવિષ્ય અને ન્યાયી વ્યવસ્થાનો આધાર છે એ જગતભરના પુરુષો અને સ્ત્રીઓએ સમજી લેવું જોઇએ. રીતસરની અને વ્યવસ્થિત આજીવિકાનો સમાન હક,–નોકરી કે સંસ્કારના લાભમાં સરખો ભાગ,–શ્રમ અને બુદ્ધિના ઉત્પાદન, નફા અને લાભની સમતાભરી વહેંચણીના કર્તવ્ય–એ સિદ્ધાંતમાં સમાયા છે. અંગત કાર્ય કે સત્તા પોષવા માટે નહિ, પણ સામુદાયિક હિતના સાધન તરીકે દ્રવ્યની કલ્પના અને ઉપયોગનો તે સિદ્ધાંત છે. સમૂહગત કલ્યાણ માટે સંયોજિત સહકારી પ્રયત્નના સિદ્ધાંતનો તે આદર્શ છે. એ આદર્શ સામાજિક રાજતંત્રને લાગુ પાડતાં રાજતંત્ર તે ઠગાયેલા, લૂંટાએલા, શ્રમજીવી સમુદાયના જન્મસિદ્ધ હક્કો અને હિતો વિરુદ્ધ અધિકારરૂઢ ધનિકશાહીના રક્ષણ માટે. અને મિલ્કતદાર રાજકર્તાવર્ગના અજુગતા લાભ માટે, ધનિકો અને બુદ્ધિજીવીઓને શોષણની સરળતા કરી આપનાર તંત્રને બદલે બધી પ્રજાઓ અને આમસમુદાયની આબાદી, સત્તા, ગૌરવ અને સંસ્કારિતા સિદ્ધ કરવા માટે પૃથ્વીના સાધનો, અને માનવબુદ્ધિ અને શ્રમના ઉપયોગનું વાહન થશે.

સમાજ અને રાજતંત્રમાં સહભોગવાદ–સંયુક્ત્વવાદના સિદ્ધાંતનો અમલ કરવામાં જ બધા વર્ગો અને દેશો વચ્ચે સમતુલા, સમતા, સદ્ભાવ અને ન્યાયવાળી વ્યવસ્થા સર્જવાની માનવકુળની આશા સમાયેલી છે. જો આ પસંદગી જલદીથી અને અસરકારક રીતે કરવામાં નહિ આવે તો વિશ્વક્રાન્તિનો અચૂક જન્મ થવાનો; જે ક્રાન્તિની માર્ક્સે આગાહી કરી છે, જેને લેનીને ઘડી છે, જેનો ટ્રોટસ્કીએ પ્રચાર કર્યો હતો, અને ચીન, હિંદ, પશ્ચિમ એશિયાના બધા દેશો અને તેમના નિર્ધન દલિત અબજો શ્રમજીવીઓને દીવાદાંડી જેવા એશિયા અને યુરોપમાંના રશીઆમાંના માનવ પુનર્જન્મ માટેના ભગીરથ સામાજિક ક્રાંતિ અને પ્રયાસથી મળેલા લાભો સ્થીર અને પગભર કરવા માટે જ જેને રટેલીને કામ ચલાઉ થંભાવી છે.

મિત્રો અને બંધુઓ, સહકારવાદ અને સંઘવાદ દ્વારા થતા પુનર્જન્મનું પ્રભાત એ સહભોગવાદી–સંયુક્તવવાદીરાજ્ય અને સમાજતંત્રની સ્થાપનાનાં હજાર વર્ષના યુગનું પ્રભાત થશે. **અને આ જ 'ગ્રામવેદ'નો જગતને સંદેશો છે.**

## ઉપસંહાર

આ પુસ્તક સને ૧૯૩૯ ના ઑગષ્ટમાં પૂરું થયું હતું. એક વર્ષ કરતાં વધારે સમય પ્રસાર થયો છે. એ સમયમાં જગતમાં અણુકલ્પ્યા બનાવો બન્યા છે, અને હિંદમાં યે તેના કુદરતી પ્રત્યાઘાતો થયા છે. આ યુદ્ધની યાતનાઓ અને ભયથી હિંદ મુક્ત રહી શકે નહિ અને રહ્યું પણ નથી; અને લાગવગ અને અધિકારનો દાવો કરનારા નાણાંકિય અને રાજકિય ઉપલા વર્ગે રજૂ કરેલા પરસ્પર વિરોધી દાવાઓનું ગૂંચવણભર્યું દર્શન થયું છે. આને લીધે બધા દેશભકતો અને રાષ્ટ્રસેવકો મૂંઝવણમાં પડયા છે. અને હિંદના કિસાનો અને શ્રમજીવીનો ભ્રમ ભાંગ્યો છે, અને તેઓને આઘાત લાગ્યો છે. ગામડાં અને કસબામાં વસતા ખરા હિંદ માટે આ રાજનૈતિક ચેરચૂંથણાનો કશો જ અર્થ નથી. નેતાઓ અને સંસ્થાઓના આ ઉપરથી દેખાતા રાજનૈતિક પરપોટાઓ નીચે ગામડાંઓ, કારખાનાંઓ, પેઢીઓ અને કોર્ટોમાં કામ કરતો, વિવાદ, બંધારણિય કરારો કે ગોઠવણો તરફ ઉદાસીનતા, બેપરવાઈ, અજ્ઞાન અને અભાનવાળો હિંદનો માનવ મહાસાગર હાડ અને ચામડાને સાંધી રાખવાના વિકટ પ્રયત્નો કરતો અને જીવનની સમસ્યાનો ઉકેલ પૂછતો ધુધવાય છે; અને પોતાના પુનરુદ્ધાર અને સત્તાના નવયુગ અને નવી વ્યવસ્થાની સિદ્ધિ માટે તેના આત્માને ઉન્નત કરે અને હૃદયને ચેતન આપે એવા નવા સંદેશ અને જીવનકાર્ય, નવજીવન, નવચેતન, નવસર્જન નવસાહસ અને નવસિદ્ધિને તે ઝંખે છે.

આ વસ્તુ જ હિંદના કરોડો કિસાન અને કામદારના તરસ્યા

સમુદાયને અને લાખો બુદ્ધિજીવીઓને ગ્રામવેદ પૂરી પાડે છે; અને યુદ્ધમાં કે ભવિષ્યના ગમે તે પલટા થાય છતાં, તેમાં જ ગ્રામવેદની શક્તિ અને ગુણ રહેલા છે. યુદ્ધનું પરિણામ ગમે તે આવે, અને હિંદમાં ગમે તે સંજોગો ઊભા થાય પણ એક સંપ્રદાય અને કર્તવ્ય તરીકે ગ્રામવેદનું મૂલ્ય અને ગ્રામવેદી સમન્વયની આવશ્યકતા અને ઉપર્યુક્તતા સર્વોપરી છે; અને ગ્રામવેદ અને તેનો સમન્વય હિંદ અને આપણી પ્રજાઓ માટે નિર્ભેળ સત્ય જ રહે છે. વિચાર, હિત અને ઉદ્દેશોની જે અથડામણે હિંદ પર અંધારાં પાથર્યાં છે તે અથડામણને લીધે જ ગ્રામવેદ અને ગ્રામવેદી સમન્વયનો સ્વીકાર અનિવાર્ય બને છે, કારણ કે એક સિદ્ધાંત અને યોજનાના સમય માટે એકત્ર અને એકાગ્ર થવા માટે હિંદના સમજદાર અને પ્રગતિશીલ તત્ત્વોને એકઠાં કરનાર અને ઉત્તેજિત કરનાર એ સંરક્ષક બળ જેવાં છે; અને આ સિદ્ધાંત અને યોજના સ્પષ્ટતા, સાધ્યતા અને લક્ષ્ય અને દિશાનું આખરી સૂચન છે; આદર્શો, હિતો અને લાગણીઓને તે સમતોલ અને સંવાદી કરે છે; અને જો સહાનુભૂતિભરી સમજણ; બલિદાનનો જુસ્સો, હિંદી જનસમુદાયને ન્યાય આપવાની અને સેવવાની ઇચ્છા અને નિખાલસ દેશભક્તિનો સંપૂર્ણ અભાવ ન હોય તો આઝાદી, હિંદી રાજ્ય, અને સંયુક્ત હિંદી પ્રજાઓની સત્તા, સંસ્કારિતા, અધિકાર અને આબાદી માટે સંગીન ઇમારત રચી શકાય એવો સુદૃઢ પાયો રચે છે.

હું ભાર મૂકીને ફરીથી જણાવું છું, કે ગ્રામવેદ અને ગ્રામવેદી સમન્વયની સર્વોપરિતા કોઈ પણ પ્રકારની ટીકા કે નિંદાખોરીથી ઉપરવટ છે, કારણ કે તે વધારે પૂર્ણ અને સુખી જીવનની અભિલાષા સેવનારા, અને સંયુક્ત રાષ્ટ્રિય, દેહાતી નાગરિકતા માટે ઝંખતા, ત્રીસ કરોડ કિસાનો, કારીગરો, શિક્ષકો, યાંત્રિકો, શાહુકારો, નાના નોકરો અને સૈનિકોવાળા હિંદની શક્તિ અને આત્માનો અવાજ રજૂ કરવા માગે છે,–કારણ કે તે હિંદુ, મુસ્લિમ, શીખ, અને ખ્રિસ્તી–

સર્વે સમુદાયની—દૈવી ઇશ્વરત્વના સર્વ સત્યભાવ પ્રમાણે—શુદ્ધ, સાત્વિક, સુંદર, સંપન્ન, શક્તિશાળી, કર્તવ્યપર અને ભલાઇ અને ઉદારતાથી ભરપૂર જીવન જીવવાની અંતરઇચ્છા અને આવેશની મૂર્તિ છે; કારણ કે તે હિંદી પ્રજાઓનાં આખરી રૂપનિર્માણ અને વિશ્વસત્તા અને વિશ્વના નૈતિક—સાંસ્કારિક બળ તરીકેના હિંદનાં ભાગ્યનિર્માણની સિદ્ધિનું દર્શન છે.

આ વિશાળભાવના સાથે **આમવેદની** રજુઆત થાય છે, અને એવી જ વિશાળભાવના સાથે આપણી પિતૃભોમ હિંદ માટે **આમવેદ** સ્વીકારાય અને અમલમાં મૂકાય, એવી મારી પ્રાર્થના છે.



જ્યારે દીવો ના ધરે કોઈ, ઓરે ઓરે ઓ સુભાગી,
દીવો ના ધરે કોઈ;

ત્યારે ઘનઘોરી તુફાની રાતે, બાર વાગે તને જોઈ,
ત્યારે આભની વીજે, ઓ તું સળગી જઈને;

સૌનો દીવો એકલો થાને રે,
એકલો જાને રે.

કવિવર ટાગોર